ઉપાધ્યાયજી શ્રી વિનયવિજયજીવિરચિત

# શાંતસુધારસ સંક્ષેપ

૨૩ા (૭) ( ૧૬ ભાવના )

---

ભાઈ મોતીચંદ ગિરધરલાલે લખેલા અને શ્રી જૈનધર્મ
પ્રસારક સભાએ છપાવેલા આ ગ્રંથના બે વિભાગમાંથી સંક્ષિપ્ત
કરીને સાધ્વીજી લાભશ્રીજીની પ્રેરણાથી
છપાવી પ્રસિદ્ધ કરનાર

શાહ કુંવરજી આણંદજી

ભાવનગર

---

વીર સં. ૨૪૬૫] [વિક્રમ સં. ૧૯૯૫

---

કિંમત માત્ર આઠ આના

---

સદ્ભાવકને તેમજ અન્ય સાધુસાધ્વી તથા સંસ્થાઓને
યોગ્ય પ્રમાણમાં ભેટ આપવાની છે

---

મુદ્રક—શાહ ગુલાબચંદ લલ્લુભાઈ, શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ—ભાવનગર.

# ૩. વિનયવિજયજીકૃત પદ

( રાગ કાફી )

કિસકે ચેલે કિસકે પુત્ત, આતમરામ અકિલા અવધૂત, જીઉ જાનલે.
અહો મેરે જ્ઞાનીકા ઘર સૂત્ત જીઉ જાનલે, દિલ માનલે. ૧.
આપ સવારથ મિલિયા અનેક, આયે ઇકેલા જાવેગા એક. જીઉ૦ ૨.
મઢી ગિરદકી[1] જૂઠે ગુમાન, આજ કે કાલ ગિરેગી[2] નિદાન જીઉ૦ ૩.
તિસના[3] પાવડલી ભરજોર[4], ભાખુ કાહેકું સોચો ન ગોર. જીઉ૦ ૪.
આગિ[5] અંગીઠી નાવેગી સાથ, નાથ ચલોગે ખાલી હાથ. જીઉ૦ ૫.
આશા ઝોલી પત્તર લોભ, વિષય ભિક્ષા[6] ભરી નાચો થોભ. જીઉ૦ ૬.
કરમકી કંથા ડારો દૂર, **વિનય** વિરાજો સુખ ભરપૂર. જીઉ જાનલે. ૭.

---

૧ માટીની મઢી—આ શરીર. ૨ પડી જશે—નાશ પામશે. ૩ તૃષ્ણા. ૪ મોટા જોરવાળી. ૫ આગળ ચાલતી અગ્નિ. ૬ આશારૂપ ઝોળી, લોભરૂપ પાત્ર ને વિષયરૂપ ભિક્ષા.

# પ્રસ્તાવના



આ શાંતસુધારસ ગ્રંથ ખરેખર સુધાનિષ્યંદ નામવાળો છે અને ભવ્યજનોના અંતઃકરણમાં અમૃતની વૃષ્ટિ કરીને તેને નવપલ્લવ બનાવે તેવો છે. આ ગ્રંથના કર્તા શ્રીમદ્ વિનયવિજયજી ઉપાધ્યાય છે કે જેઓ જૈનસમુદાયમાં પર્યુષણ પર્વમાં સર્વત્ર વંચાતી તેમની કરેલી કલ્પસૂત્ર ઉપરની સુબોધિકા ટીકાના રચનાર હોવાથી સુપ્રસિદ્ધ છે. એઓ આર્હત શ્રી સિદ્ધહૈમશબ્દાનુશાસન ઉપરથી અલ્પમતિ જીવોના હિતને માટે હૈમલઘુપ્રક્રિયા (વ્યાકરણ)ના રચનાર છે અને તેની ઉપર તેમણે પોતે જ ૩૫૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા રચેલી છે. એ ઉપરાંત અપૂર્વ સિદ્ધાંતના જાણનારા હતા ત્યારે અનુયોગમાં પ્રવીણ હતા, તેમની દ્રવ્યાનુયોગ અને ગણિતાનુયોગમાં પ્રવીણતા લોકપ્રકાશ નામનો તેમનો કરેલો ગ્રંથ બતાવી આપે છે. એ ગ્રંથ પણ ૨૦૦૦૦ શ્લોકપ્રમાણ અનુષ્ટુપ વૃત્તમાં બનાવેલો છે. આ શાંતસુધારસ ગ્રંથમાં અનિત્યાદિક બાર અને મૈત્રી આદિ ચાર મળી સોળ ભાવનાના ૧૬ પ્રકાશ (પ્રસ્તાવ) છે તે દરેક જુદી જુદી રાગમાં (દેશી રાગમાં) બનાવેલા છે. સંસ્કૃત ભાષામાં એવી રાગબંધ રચના કરવી અને તેમાં સંધિ, વિભક્તિ, પ્રત્યય કે અન્વયાદિકનો પણ દોષ આવવા ન દેવો એ તેમના સંસ્કૃત ભાષાના પૂર્ણ પરિજ્ઞાનને બતાવી આપે છે, પરંતુ સંસ્કૃત ભાષામાં વ્યાકરણ બનાવનાર અને તેની ઉપર સ્વોપજ્ઞ ૩૫૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવનારને એ ભાષા ઉપર એવો પ્રબળ કાબૂ હોવાનું સંભવિત જ છે. આવી રીતે રાગરાગણીવાળો જૈનસાહિત્યમાં આ એક જ ગ્રંથ છે.

આ ગ્રંથ સંવત ૧૭૨૩માં ખંભાત પાસે આવેલા ગાંધાર નગરમાં શ્રી વિજયપ્રભસૂરિના શાસનમાં કર્તાએ રચેલો છે. ન્યાયશાસ્ત્ર વિશારદ ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજના એઓ સમકાલીન

હતા. બહુધા સાથે રહીને જ એમણે વિદ્યાભ્યાસ કરેલો છે કાશી જઈને વિદ્યાભ્યાસ કરવામાં પણ એઓ સાથે જ હતા તેઓ સિદ્ધચક્રના માહાત્મ્યસૂચક શ્રીપાળરાજાનો રાસ બનાવતાં અપૂર્ણ સ્થિતિમાં રાખીને કાળધર્મ પામ્યા છે. એ રાસ પાછળથી સંકેતાનુસાર ઉ શ્રી યશોવિજયજી મહારાજે પૂર્ણ કરેલ છે ઉપર સૂચવન કરાયેલા ગ્રંથો ઉપરાંત બીજી તેઓ સાહેબની કૃતિઓ હોવાનો સંભવ છે, પરંતુ તે અમારા જાણવામાં ન હોવાથી અત્રે તેનો ઉલ્લેખ કરી શકતા નથી. ગ્રંથકારે ગ્રંથાંતે પ્રશસ્તિ લખેલી હોવાથી તેમની પટ્ટપરંપરા સંબંધી અત્રે વિશેષ લખવાપણું રહેતું નથી. વધારે જાણવા ઇચ્છનારે શાંતસુધારસના વિભાગ બીજામાં ભાઈ મોતીચંદે એ મહાપુરુષનું ચરિત્ર દોઢસો પૃષ્ઠમાં આપ્યું છે તે વાંચવું. પાંચ મહાવ્રતોની પચીશ ભાવનાઓ શ્રી આચારાંગ સૂત્ર પ્રમુખમાં કહેલી છે. એવી રીતે અનેક ઉત્તમ શાસ્ત્રોનો પવિત્ર આશય લઈ શ્રીમાન્ વિનયવિજયજી મહારાજાએ આ શાંતસુધારસ ગ્રંથમાં સોળ ભાવનાઓ સોળ પ્રકાશોવડે નિરૂપી છે.

ઉક્ત સંપૂર્ણ ગ્રંથ સંસ્કૃત પદ્યબદ્ધ હોવાથી સ્વપર હિતને અર્થે અમે સરળ ગુજરાતી ભાષાંતર સાથે છપાવેલ છે કે જેથી એ ભાવનાના પ્રબોધને ઇચ્છનારા અન્ય ભવ્યજનો પણ તેનો લાભ લેવા ભાગ્યશાળી બની શકે, જે શુભ આશયથી આ કાર્ય કરવામાં આવ્યું છે તે શુભાશય સત્વર સિદ્ધ થાઓ.

આ ભાષાંતર ભાઈ મોતીચંદ ગિરધરલાલે સદરહુ ગ્રંથ ઉપર લખેલા અતિ વિસ્તૃત વિવેચન ઉપરથી સંક્ષિપ્ત કરીને ગુરુણીજી લાભશ્રીજીએ શાસ્ત્રી જેઠાલાલ પાસે લખાવ્યું છે તેમાં એ ગ્રંથના પ્રથમના શ્લોકોના તેમજ ગેયાષ્ટકના શ્લોકોના પ્રતિક અન્વયાનુસાર કોંસમાં લખીને તેના અર્થો લખ્યા છે કે જેથી સંસ્કૃત શબ્દોના અર્થો જાણવા સહેલા થઈ પડે ત્યારપછી તેનો સારાંશ આપ્યો છે કે જે વાંચવાથી ભાવાર્થ સમજવાની ઇચ્છાવાળાને પણ બહુ ઉપયોગી થાય તેમ છે. પ્રાંતે ૧૬ ભાવનાનો સાર આપવામાં આવ્યો છે.

આ પ્રમાણે સટીક ગ્રંથ પૂર્ણ થયા બાદ શ્રી મણિચંદ્ર મુનિની રચેલી અધ્યાત્મરસથી પરિપૂર્ણ પાંચ સજ્ઝાયો અર્થ સાથે આપી છે, અને ત્યારપછી બીજા પાંચ પદો પણ બહુ ઉપયોગી અર્થ સાથે આપ્યા છે

આ બુકનું મેટર તૈયાર થયા પછી તપાસીને છાપવા આપવામાં તેમજ પ્રુફ વિગેરે તપાસવામાં અને સુધારો વધારો કરવામાં તથા પ્રાંતે આપેલા ૧૦ પદોના અર્થ લખવામાં મે બની શકતો પ્રયાસ કર્યો છે. તે અર્થ લખવામાં છદ્મસ્થપણાને લઇને જે સ્ખલના થઇ હોય તેને માટે સુજ્ઞ જનોની ક્ષમા યાચું છું અને મને લખી મોકલવા પ્રાર્થના કરું છું

શાંતસુધારસ ગ્રંથ એવો અપૂર્વ છે કે તેને માટે જેટલી પ્રશંસા લખીએ તેટલી થોડી છે એમાં નામ પ્રમાણેના જ ગુણો છે અને લક્ષપૂર્વક વાંચનાર અવશ્ય ઉપશમભાવને પામે એવો સંભવ છે આ ગ્રંથ ઉપર પં. ગંભીરવિજયજી મહારાજે ટીકા રચેલી છે અને તે છપાયેલી પણ છે

આ બુક છપાવવામાં ગુરુણીજી લાભશ્રીજીના સદુપદેશથી જે જે શ્રાવિકાઓએ આર્થિક સહાય આપી છે તેનું લિસ્ટ પણ આ સાથે આપવામાં આવ્યું છે તે સહાયકોનો આભાર માનીએ છીએ.

આ પ્રસંગે ગુરુણીજી લાભશ્રીજી પોતાના પરમોપકારી ગુરુણીજી ગુલાબશ્રીજી વિગેરેનું પણ સ્મરણ કરે છે અને એમના પ્રસાદથી જ પોતે આવો શુભ પ્રયાસ કરી શક્યા છે એમ માની તેમનો અંતઃકરણથી આભાર માને છે

સં. ૧૯૬૫ માર્ગશીર્ષ સુદિ ૧૧ } કુંવરજી આણંદજી ભાવનગર.

# અનુક્રમણિકા





## સહાયકના નામો

---

૧૯૭) ભાવનગર શ્રાવિકા સમુદાય
૩૫) શેઠ પ્રેમચંદ રતનજીની માતુશ્રી બાઈ મોંઘી
૧ળા શા છોટાલાલ હીરાચંદની ધર્મપત્ની બાઈ પાર્વતી
૧ળા શા. મજીલાલ છોટાલાલની ધર્મપત્ની બાઈ પ્રધાન
૧૫) શા. માણેકચંદ જેચંદની ધર્મપત્ની બાઈ શાતા
૧૨) સાધ્વી કમળશ્રીના ઉપદેશથી સુરતની શ્રાવિકાઓ
૧૧) વોરા હઠીસંઘ ઝવેરચંદની વિધવા બાઈ હેમ
૧૧) શેઠ અનોપચંદ નરશીદાસની ધર્મપત્ની બાઈ હેમ
૧૦) બ્હેન પ્રભા ગોરધન
૧૦) શા. હઠીસંઘ જીવણની વિધવા બાઈ માકુ
૧૦) એક શ્રાવિકા
૧૦) શા. ખોડીદાસ હેમચંદની માતુશ્રી બાઈ દીવાળી
૬ા શા. ભીખાભાઈ ઝાઠાલાલની પુત્રી બ્હેન હીરા
૬) શા. મગિલાલ નારણજીની ધર્મપત્ની બાઈ વીજી
પાા બ્હેન મોંઘી અમૃતલાલ
પા શા. લક્ષ્મીચંદ જેઠાલાલની ધર્મપત્ની બાઈ અજવાળ
૫) શા. કાંતિલાલ વીઠલદાસ
૫) બ્હેન શારદા વીઠલદાસ
૫) શા. ગાંડા ભીખા
પા સંઘવી મગનલાલ કુંવરજીની વિધવા બાઈ પુરી
૫) શા. હરગોવિંદ ઘેલાભાઈની વિધવા બાઈ સમરત
૫) શા. જગજીવન મગનલાલની વિધવા બાઈ સમરત

૫) શા. વીરચંદ જીવરાજની ધર્મપત્ની બાઈ મણિ
૫) બેન મણિ કસ્તુર શેઠ
૫) વોરા મૂળચંદ ગોરધનની ધર્મપત્ની બાઇ દીવાળી
૫।। સાધ્વી જંબૂશ્રીના ઉપદેશથી વડવાની શ્રાવિકાઓ
૫) વોરા અમરચંદ જસરાજની વિધવા બાઇ કુંવર
૫) વોરા નાનચંદ કરશનની વિધવા બાઇ કંકુ તથા દીવાળી
૫) વોરા દામોદર તારાચંદની પુત્રી બ્હેન જયા
૪) બ્હેન જડી પોલા
૮) શા. વાડીલાલ મહોકમચંદની વિધવા બાઇ હરકોર અમદાવાદ
૭) શા. ત્રીકમલાલ તથા રતિલાલની માતુશ્રી બાઇ હરકોર ,,
૫।। શા. ભોગીલાલ ન્યાલચંદની વિધવા બાઈ ચંપા ,,
૫) સતીયા લાલભાઇ મણિભાઇની માતુશ્રી બાઇ મણિ ,,
૫) ઝવેરી ભોગીલાલ મોહનલાલની વિધવા બાઇ ગંગા ,,
૫) સતીયા લાલભાઇ મણિભાઇની ધર્મપત્ની બાઇ વિમળા ,,
૭) શેઠ પોપટલાલ ધારશીભાઈની ધર્મપત્ની બાઈ ઉજમ જામનગર
૫) બ્હેન ગટાબાઇ ભમરીબાઈ. કલકત્તા



મહોપાધ્યાય શ્રીમાન્ વિનયવિજયજીવિરચિત

# શાંતસુધારસ ભાવના

( મૂળ તથા અન્વયાર્થ સહિત )

આ સંસારમાં સર્વ આત્મહિતેચ્છુ પ્રાણીઓએ સર્વ દુઃખનો નાશ કરવાની ઇચ્છાથી મોક્ષસાધનમાં યત્ન કરવો જોઈએ, મોક્ષના સર્વ સાધનોમાં મનની શાંતિ જ મુખ્ય છે અને તે શાંતિ અનિત્યાદિક શુભ ભાવના ભાવવાથી જ પ્રાપ્ત થાય છે તેથી આ ભાવનાના અર્થી જનોએ આ બુકમાં આપેલી ભાવનાઓ ભાવવી. તે ભાવનાઓ પૂર્વપુરુષોએ પ્રકરણાદિકરૂપે રચેલી હોવાથી સુખે ભાવી શકાય છે આ ગ્રંથના કર્તાએ સ્વપરના ઉપકારને માટે ગેય પ્રકારવડે શાંતસુધારસ નામનો ગ્રંથ રચ્યો છે તેમાં પ્રથમ કર્તાને ઇષ્ટ ગ્રંથની નિર્વિઘ્ન પરિસમાપ્તિને માટે મંગળ કરે છે

## मंगलाचरण

( शार्दूलविक्रीडितं वृत्तम् )

नीरन्ध्रे भवकानने परिगलत्पञ्चाश्रवाम्भोधरे,
नानाकर्मलतावितानगहने मोहान्धकारोद्धुरे ।
भ्रान्तानामिह देहिनां हितकृते कारुण्यपुण्यात्मभि-
स्तीर्थेशैः प्रथिताः सुधारसकिरो रम्या गिरः पान्तु वः ॥१॥

અર્થ:—( परिगलत्पञ्चाश्रवांभोधरे ) જેમાં પાંચ આશ્રવરૂપ મેઘ વરસ્યા કરે છે, (नानाकर्मलतावितानगहने) જે વિવિધ પ્રકારના કર્મરૂપી લતાના સમૂહવડે ગહન–ગાઢ છે, ( मोहान्धकारोद्धुरे ) જે મોહરૂપી અંધકારવડે વ્યાપ્ત છે અને તેથી કરીને જે (नीरन्ध्रे) છિદ્ર રહિત–ગાઢ છે, એવા ( इह ) આ ( भवकानने ) સંસારરૂપી અરણ્યને વિષે ( भ्रान्तानां ) ભ્રમણ કરતા ( देहिनां ) પ્રાણીઓના ( हितकृते ) હિતને માટે ( कारुण्यपुण्यात्मभिः ) દયાવડે પવિત્ર આત્માવાળા ( तीर्थेशैः ) તીર્થંકરાએ ( प्रथिताः ) કહેલી, ( सुधारसकिरः ) અમૃતરસને ઝરનારી, ( रम्याः ) મનોહર ( गिरः ) વાણી ( वः ) તમોને ( पान्तु ) રક્ષણ કરો. ૧

અહીં આત્માની સાથે કર્મ બંધાવાના કારણભૂત આશ્રવ બેંતાલીશ પ્રકારના છે. અથવા મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ–એ પાંચ અથવા પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ એમ પાંચ પ્રકારના છે એ દ્વારા કર્મ આત્મા સાથે જોડાય છે. ઘણા ખરા પ્રાણીઓ તો સંસારમાં આપણે રખડીએ છીએ એ વાત જાણતા પણ નથી અને જાણે છે તો માનતા નથી. સાચા સુખને ઓળખતા નથી. જરા સુખ જેવો ભાસ થાય તેને સુખ સમજે છે. તેવા ભયંકર સંસારરૂપી વનમાં ભૂલા પડેલા પ્રાણીઓને સ્થિર કરવા માટે અને તેમને આ ભવપ્રપંચમાંથી મુક્ત કરી નિરંતરની શાંતિ મળે એવી સ્થિતિ સમજાવવા માટે આ રચના કરવામાં આવી છે. ૧

## ગ્રંથ રચવાનું પ્રયોજન વિગેરે

( द्रुतविलम्बितवृत्तम् )

स्फुरति चेतसि भावनया विना, न विदुषामपि शान्तसुधारसः ।
न च सुखं कृशमप्यमुना विना, जगति मोहविषादविषाकुले ॥

અર્થઃ—( भावनया विना ) શુભ ભાવના વિના ( विदुषामपि ) વિદ્વાનોના પણ ( चेतसि ) ચિત્તમાં ( शान्तसुधारसः ) શાંતિ રૂપ અમૃતનો રસ ( न स्फुरति ) સ્ફુરાયમાન થતો નથી ( च ) અને ( अमुना विना ) આ શાંતસુધારસ વિના ( मोहविषादविषाकुले ) મોહ અને સંતાપરૂપી ઝેરથી ભરેલા ( जगति ) આ સંસારમાં ( इरामपि ) થોડું પણ ( सुखं ) સુખ ( न ) નથી. ૨

અહીં શુભ ભાવના કહેવાની છે, તેની સાથે અશુભ ભાવના પણ જાણવી જોઈએ. તે આ પ્રમાણે પાંચ છે—કાંદર્પી ભાવના—સ્ત્રી વિષયભોગની ઈચ્છા ૧, કૈત્વિષી ભાવના—કલેશ કરાવનારી ૨, આભિયોગિકી ભાવના—કજીઓ કરાવે તેવી ખટપટવાળી ૩, દાનવી ભાવના—મોહ મત્સરાદિક મનોવિકારવાળી ૪, તથા સંમોહી ભાવના—રાગદ્વેષને વધારનારી ૫. આવા ઝેરથી ભરેલા સંસારમાં શાંતસુધારસ પ્રાપ્ત કરવો ઘણો મુશ્કેલ છે તેના સ્વપ્ન આવવા પણ મુશ્કેલ છે આ શાંતરસની પ્રાપ્તિ વગર આ દુનિયામાં ખરો રસ કાંઈ નથી ૨

यदि भवभ्रमखेदपराङ्मुखं, यदि च चित्तमनन्तसुखोन्मुखम् ।
शृणुत तत् सुधियः ! शुभभावनामृतरसं मम शान्तसुधारसम् ॥

અર્થ—( सुधियः ! ) હે બુદ્ધિમાન જનો ! ( यदि ) જો ( चित्त ) તમારું મન ( भवभ्रमखेदपराङ्मुखं ) સંસારને વિષે ભ્રમણ કરવાના ખેદથી ઉદ્વેગ પામ્યું હોય, ( यदि च ) અને જો ( अनन्तसुखोन्मुखम् ) અનંત સુખ પ્રાપ્ત કરવાની સન્મુખ થયું હોય ( तत् ) તો ( शुभभावनामृतरसं ) શુભ ભાવનાઓથી ભરેલા રસવાળા ( मम ) મારા ( शान्तसुधारसं ) શાંતસુધારસ નામના આ ગ્રંથને ( शृणुत ) તમે સાંભળો. ૩

અહીં મારો આ ગ્રંથ સાંભળો એમ કહેવાનો હેતુ જિજ્ઞાસા જાગૃત

કરવાનો છે. મેં આ ગ્રંથમા શાતસુધાનો રસ ઠાંસી ઠાંસીને ભર્યો છે, એ રસ જેવો મે જાણ્યો કે અનુભવ્યો તે તમારે માટે અહીં સંગ્રહી રાખ્યો છે. ખરી રીતે તો આવા ગ્રથ સાંભળવા માત્રથી પ્રાણીનો ઉદ્ધાર થઇ જતો નથી, પરંતુ ઉદ્ધારની દિશાએ તેને દોરવાનો ઉપાય તો આ જ છે. આ પ્રાણી જો આવી ભાવનાઓ સાંભળતો થાય અને જરા અ દર ઊંડો ઉતરે તો પછી એનો માર્ગ એને સહેજે જડી આવે. ૩

**सुमनसो मनसि श्रुतपावना, निदधतां द्वयधिका दश भावनाः।**
**यदिह रोहति मोहतिरोहिताद्भुतगतिर्विदिता समतालता ॥४॥**

અર્થ—( सुमनस. ) સારા મનવાળા–વિદ્વાન જનો ( श्रुतपावनाः ) સાંભળનારના કાનને પવિત્ર કરનાર ( द्वयधिका दश ) બે અધિક દશ એટલે બાર ( भावनाः ) ભાવનાઓને ( मनसि ) મનને વિષે ( निदधतां ) ધારણ કરો. ( यत् ) કે જેથી ( मोहतिरोहिता ) મોહવડે આચ્છાદિત થયેલી, (अद्भुतगति ) અદ્ભુત ગતિવાળી અને ( विदिता ) પ્રસિદ્ધ એવી ( समतालता ) સમતારૂપી લતા ( इह ) આ તમારા મનને વિષે ( रोहति ) ઊગી નીકળે. ૪

જેમ ધનવાન માણસ પોતાના ગળામાં અમૂલ્ય મોતીની માળા ધારણ કરે છે તેમ આ ભાવનારૂપ મૌક્તિકમાળા તમારા મનોમંદિરમાં ધારણ કરો. હૃદય ઉપર ધારણ કરેલી મોતીની માળા જોનારને સુંદર લાગે છે અને પહેરનારની નજરમાં આખો વખત રહે છે. તેમ જ આ ભાવનારૂપ રત્નમાલિકાને રાખવી જોઇએ જો તમારે આ સમતાલતાને ઊગાડવી હોય, જો તમારે એનાં ફળ ચાખવા હોય અને જો તમારે સંસારની સર્વ ગુંચવણનો અ ત હ મેશને માટે આણવો હોય તો હે મહાનુભાવો! તમે આ બાર ભાવનાઓને મનમંદિરમાં બરાબર સ્થાપન કરો. ૪

( रथोद्धता वृत्तम् )

आर्त्तरौद्रपरिणामपावक-प्लुष्टभावुकविवेकसौष्ठवे ।
मानसे विषयलोलुपात्मनां, क्व प्ररोहतितमां शमाङ्कुरः ॥ ५ ॥

અર્થ—(આર્ત્તરૌદ્રપરિણામ) આર્ત્ત અને રૌદ્ર ધ્યાનના પરિણામરૂપ (પાવકપ્લુષ્ટ) અગ્નિવડે બળી ગયું છે (ભાવુકવિવેકસૌષ્ઠવે) ભાવનારૂપી વિવેકનું ચાતુર્ય જેનું એવા (વિષયલોલુપાત્મના) વિષયમા લંપટ થયેલા પ્રાણીઓના (માનસે) મનમા (શમાઙ્કુરઃ) શમતાનો અંકુરો (ક્વ પ્રરોહતિતમાં) ક્યાથી ઉગે? ૫

અહીં આર્ત્તધ્યાનના ચાર પ્રકાર છે—ઇષ્ટવિયોગ ૧, અનિષ્ટ સંયોગ ૨, રોગનિદાન ૩ અને આગામી ચિંતા ૪ રૌદ્ર ધ્યાન પણ ચાર પ્રકાર છે—હિંસાનુબંધી એટલે જીવના નાશનો ૧, મૃષાનુબંધી એટલે જૂઠું બોલવાનો ૨, ચૌર્યાનુબંધી એટલે ચોરી કરવાનો ૩ અને પરિગ્રહાનુબંધી એટલે લોભથી તૃષ્ણા વધારવાનો વિચાર કરવો તે. ૪ મન વિકારથી ભરેલું હોય, અને વિવેક બળી ગયો હોય તો પછી એમા સમતા ક્યાથી આવે? ધ્યાનમા રાખવાનું છે કે આ સર્વ વાત વિદ્વાનોને પણ એક સરખી રીતે લાગુ પડે છે એ ગમે તેટલું ભણેલ હોય, એણે દ્રવ્યાનુયોગાદિક ગ્રંથો વાંચેલા હોય, જ્ઞાનવિજ્ઞાનનો અભ્યાસ કર્યો હોય, પણ જો વિષયમા આસક્ત હોય તો તેના અંતરમા સમભાવનો અંકુરો ઉગતો નથી. ૫

( वसन्ततिलका वृत्तम् )

यस्याशयं श्रुतकृतातिशयं विवेक-
पीयूषवर्षरमणीयरमं श्रयन्ते ।

सद्भावनाः सुरलता न हि तस्य दूरे,
लोकोत्तरप्रशमसौख्यफलप्रसूतिः ॥ ६ ॥

અર્થ—( श्रुतज्ञानातिशयं ) શ્રુતજ્ઞાનવડે કરાયો છે અતિશય જેના એવા અને ( विवेकपीयूषवर्षरमणीयरमं ) વિવેકરૂપી અમૃતવૃષ્ટિવડે મનોહર છે શોભા જેની એવા ( यस्य आशय ) જેના અંતઃકરણને ( सद्भावनाः ) સારી ભાવનાઓ ( श्रयन्ते ) આશ્રય કરે છે, ( तस्य ) તે પુરુષને ( लोकोत्तरप्रशमसौख्यफलप्रसूति ) અલૌકિક પ્રશમ સુખરૂપ ફળને પ્રસવનાર ( सुरलता ) કલ્પલતા ( दूरे ) દૂર ( न हि ) નથી. ૬

જેનામાં સદ્‌ભાવના હોય અને જેનો શુદ્ધ આશય અતિશય જ્ઞાનથી વૃદ્ધિ પામેલો હોય એવો પ્રાણી જે વિવેકામૃતનું આસ્વાદન કરે તેને પ્રશમ સુખની પ્રાપ્તિ દૂર નથી. પ્રશમ સુખ લોકોત્તર છે, પૂર્વ અનનુભૂત છે, અને આત્મિક પ્રગતિ વધારી દેનાર છે. એ સુખ પ્રાપ્ત કરવાનો આપણો આશય છે. એ પ્રાપ્ત કરવા યોગ્ય છે એવો નિર્ણય છે. એ નિર્ણય શ્રુતજ્ઞાનના અભ્યાસ ઉપર રચાયેલો છે. જ્ઞાન અને વિચારણા ઉપર રચાયેલા નિર્ણયો બરાબર ટકી શકે છે. એવા સુંદર મનમા વિવેકની પ્રાપ્તિ થાય છે. ૬

( अनुष्टुप् )

अनित्यत्वाशरणते, भवमेकत्वमन्यताम् ।
अशौचमाश्रवं चात्मन् !, संवरं परिभावय ॥ ७ ॥

कर्मणो निर्जरां धर्म—सूक्ततां लोकपद्धतिम् ।
बोधिदुर्लभतामेतां, भावयन् मुच्यसे भवात् ॥ ८ ॥

અર્થ—( आत्मन् ) હે આત્મા ! ( अनित्यत्वाशरणते )

અનિત્યતા ૧, અશરણતા ૨, ( भवम् ) સંસાર ૩, ( एकत्वम् ) એકત્વ ૪, ( अन्यताम् ) અન્યત્વ ૫, ( अशौचम् ) અશૌચ ૬, ( आश्रवम् च ) આશ્રવ ૭, અને ( संवरं ) સંવર ૮, ( कर्मणो निर्जरां ) કર્મની નિર્જરા ૯, ( धर्मस्वाख्याततां ) ધર્મ-સૂક્તતા ૧૦, ( लोकपद्धतिम् ) લોકપદ્ધતિ ૧૧ અને ( बोधि दुर्लभताम् ) બોધિદુર્લભતા ૧૨. આ બાર ભાવનાને ( परिभावय ) તું વિચાર ( एताः ) આ બાર ભાવનાઓને ( भावयन् ) ભાવતો એટલે વિચારતો એવો તું ( भवात् ) સંસારથકી ( मुच्यसे ) મુક્ત થઈશ. ૭-૮

વિવેચન—અનિત્યતા એટલે સંસારમાં સર્વે પદાર્થો અનિત્ય છે એમ જે ભાવવું તે ૧, અશરણ એટલે સંસારમાં દુઃખનો નાશ કરનાર કોઈ પણ શરણભૂત નથી, એક જૈન ધર્મ જ શરણ થાય તેમ છે એમ જે ભાવવું તે ૨, સંસાર એટલે ચાર ગતિરૂપ સંસારનું સ્વરૂપ ભાવવું તે ૩, એકત્વ એટલે પ્રાણી સંસારમાં એકલો જ આવે છે, એકલો જ જાય છે અને સુખ દુઃખને એકલો જ ભોગવે છે એમ ભાવવું તે ૪, અન્યત્વ એટલે આ સંસારમાં શરીરાદિક સર્વ પદાર્થો આત્માથી અન્ય-જુદા છે એમ ભાવવું તે ૫, અશૌચ એટલે આ શરીર અપવિત્ર પદાર્થોથી ભરેલું છે એમ ભાવવું તે ૬, આશ્રવ એટલે આ જીવ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ વડે કર્મોને બાંધે છે એમ જે ભાવવું તે ૭, સંવર એટલે આવતા કર્મોને રોકી રાખવાના માર્ગોનું વિચારવું-ભાવવું તે ૮, કર્મ-નિર્જરા એટલે પૂર્વે બાંધેલા કર્મોને ભોગવ્યા વિના ખપાવવાના માર્ગનો વિચાર કરવો તે ૯, ધર્મસૂક્તતા એટલે આત્માનું સ્વરૂપ અને કર્મનું સ્વરૂપ બન્નેનો સંબંધ વિગેરે વિચારવો તે ૧૦, લોકપદ્ધતિ એટલે ચૌદ રાજલોક સંબંધી વિચાર કરવો તે ૧૧, તથા બોધિદુર્લભતા એટલે ધર્મની સામગ્રી અને સમકિતની

પ્રાપ્તિ થવી ઘણી દુર્લભ છે એમ વિચારવું તે ૧૨. ( ૭-૮ ) આ બાર ભાવના તથા ધર્મધ્યાનને અનુસંધાન કરાવનાર બીજી મૈત્ર્યાદિ ચાર ભાવનાઓ પણ આ ગ્રંથમાં બહુ સુંદર રીતે બતાવી છે.

## પ્રકરણ પ્રથમ :: અનિત્ય ભાવના ૧

( पुष्पिताग्रावृत्तम् )

वपुरवपुरिदं विदभ्रलीला–परिचितमप्यतिभङ्गुरं नराणाम् ।
तदतिभिदुरयौवनाविनीतं, भवति कथं विदुषां महोदयाय ॥१॥

અર્થ—( वित् ) હે વિદ્વાન્ ! ( नराणाम् ) મનુષ્યોનું (इदं) આ ( वपु. ) શરીર ( अभ्रलीलापरिचितमपि ) મેઘની લીલાના પરિચયવાળું છતાં પણ (अतिभङ्गुरं) અત્યંત નાશવંત છે. તથી ( अवपुः ) ખરી રીતે જોતાં તે અશરીર જ છે, એટલે શરીર જ નથી. (अतिभिदुरयौवनाविनीतं) વળી અતિ ચપળ યૌવનવડે વિનય રહિત–ઉદ્ધત એવું (तत्) તે શરીર (विदुषां) વિદ્વાનોના (महोदयाय) મોટા ઉદયને માટે (कथं) કેમ (भवति) થાય ? ન જ થાય ૯

આ શરીર એટલું બધું ઠેકાણા વગરનું છે અને સાથે એ ક્ષણભંગુર પણ છે. એનો નાશ ગમે તે વખતે થઇ જાય, એ અટકી પડે અને પછી તને એકલો કરી મૂકી બેસી જાય તેવું છે. સમજુ માણસને એ શરીર લાભકર્તા કેમ નીવડે ? પ્રગતિ કરનાર કેમ થઇ શકે ? એ વાત શોધી કાઢવી, એમાં જ આ જીવનયાત્રાનું સાફલ્ય છે. શરીર વસ્તુતઃ શરીર જ નથી. તારું રહેવાનું નથી. જુવાનીની પેઠે અવિનીત છે. એમાથી સાર કાઢવાનો રસ્તો શોધી કાઢે તેનો અવતાર ધન્ય છે. ૯

( शार्दूलविक्रीडितम् )

आयुर्वायुतरत्तरङ्गतरलं लग्नापदः सम्पदः,
सर्वेऽपीन्द्रियगोचराश्च चटुलाः सन्ध्याभ्ररागादिवत् ।
मित्रस्त्रीस्वजनादिसङ्गमसुखं स्वप्नेन्द्रजालोपमं,
तत्किं वस्तु भवे भवेदिह मुदामालम्बनं यत्सताम् ॥१०॥

અર્થ—( आयु ) આયુષ્ય ( वायुतरत्तरंगतरलं ) વાયુના અસ્થિર એવા કલ્લોલ જેવું ચપળ છે, ( संपदः ) સ્થાવર અને જંગમ સર્વ વિભૂતિઓ (लग्नापदः) આપદાને વળગેલી છે, (આપદા વાળી છે), ( सर्वेऽपि ) સર્વે પણ ( इन्द्रियगोचराश्च) પાંચે ઇંદ્રિયોના વિષયો ( संध्याभ्ररागादिवत् ) સવાર સાંજની સંધ્યાના વાદળાના રંગોની જેવા ( चटुलाः ) ચપળ છે, ( मित्रस्त्रीस्वजनादि संगमसुखं ) મિત્ર, સ્ત્રી, સ્વજન વિગેરેના સંગનું સુખ ( स्वप्नेन्द्रजालोपमं ) સ્વપ્ન અને ઇંદ્રજાળની ઉપમાવાળું છે એટલે કે તેના જેવું જ છે તેથી કરીને ( इह ) આ ( भवे ) સંસારને વિષે ( तत् ) તે ( किं ) કઇ ( वस्तु ) વસ્તુ ( भवेत् ) હોય ? ( यत् ) કે જે વસ્તુ ( सतां ) પ્રધાન પુરૂષોને ( मुदाम् ) શાશ્વતા સુખનું ( आलंबनं ) આશ્રયરૂપ હોય ? ૧૦

હે ભવ્ય પ્રાણી ! તું નેત્ર મીંચીને હૃદયમાં વિચાર કર કે— આ ચરાચર સંસારમાં પ્રત્યક્ષ કે પરોક્ષ કઇ વસ્તુ શાશ્વતી છે કે જેથી સત્પુરૂષને આનંદ અને શાશ્વત સુખ પ્રાપ્ત થાય ? અર્થાત્ કોઈ પણ નથી માત્ર જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ રત્ન જ શાશ્વત સુખ આપનાર છે સર્વે વિભૂતિ ઉપર ભય રહેલ છે, એને મેળવવા ઉપાધિ, જાળવવા ઉપાધિ અને જાય ત્યારે કલ્પાંત સંપત્તિની સાથે વિપત્તિઓ વળગેલી છે, માટે તેનો વિચાર કર. ૧૦

प्रातर्भ्रातरिहावदातरुचयो ये चेतनाचेतना,
दृष्टा विश्वमनःप्रमोदविधुरा भावाः स्वतः सुन्दराः ।
तांस्तत्रैव दिने विपाकविरसान् हा नश्यतः पश्यत-
श्चेतः प्रेतहतं जहाति न भवप्रेमानुबन्धं मम ॥ ११ ॥

અર્થ—( भ्रातः ! ) હે બંધુ ! ( इह ) આ સંસારને વિષે ( प्रातः ) પ્રભાત સમયે ( चेतनाचेतना. ) ચેતન અને અચેતન એટલે સ્થાવર અને જંગમ એવા ( भावाः ) પદાર્થો ( अवदातरुचयः ) દેદીપ્યમાન કાંતિવાળા ( विश्वमनःप्रमोद-विधुराः ) જગતના મનને હર્ષ આપનારા અને ( स्वतः सुन्दराः ) સ્વરૂપથકી સુંદર એટલે મનોહર ( दृष्टाः ) જોયા છે, ( तत्रैव दिने ) તે જ દિવસે ( हा ) ખેદની વાત છે કે ( विपाकविरसान् ) સ્થિતિના પરિપાકે કરીને નીરસ થયેલા અને ( नश्यतः ) નાશ પામતા એવા ( तान् ) તે પદાર્થોને ( पश्यतः ) જોતાં છતાં ( प्रेतहतं ) ક્લિષ્ટ કર્મરૂપી પિશાચવડે હણાયેલું ( मम ) મારું ( चेतः ) ચિત્ત ( भवप्रेमानुबन्धं ) સંસારના પ્રેમના અનુબંધને ( न जहाति ) છોડતું નથી. ૧૧

સવારે જે કમળ આનંદ આપે છે તે સાંજે બીડાઇ જતાં આનંદ નથી આપતું. જુવાન બળદ દોડતા હોય ત્યારે જે આનંદ આપે છે તે ઘરડો થાય ત્યારે પાંજરાપોળે મૂકવા યોગ્ય થાય છે, સંપત્તિમાં પુરુષને જે આદરમાન મળે છે તે વિપત્તિમાં મળતું નથી, એને સંસારનો પ્રેમ છોડવો ગમતો નથી, છોડવાની એની વૃત્તિ નથી અને છોડવાનો એનો માર્ગો નથી, અનિત્ય વસ્તુને ઓળખતો નથી, એની સંસારની આસક્તિનો ચિતાર આપ્યો હોય તો એમ જ લાગે કે એને અહીંથી કદી જવાનું જ નથી. ૧૧

———

( गेयाष्टक )

## प्रथम अनित्य भावना।

( તાર હો તાર પ્રભુ મુજ સેવક ભણી—એ ચાલ )

मूढ ! मुह्यसि मुधा मूढ ! मुह्यसि मुधा,
विभवमनुचिन्त्य हृदि संपरिवारं ॥ ध्रुवपदम् ।
कुशशिरसि नीरमिव गलदनिलकम्पित ।
विनय ! जानीहि जीवितमसारम्, मूढ० ॥ १ ॥

અર્થ—( मूढ ! ) હે અજ્ઞાની ચેતન ! ( सपरिवारं ) પુત્ર, કલત્રાદિક પરિવાર સહિત ( विभवं ) ધનસંપદાદિકને ( हृदि ) મનને વિષે ( अनुचिन्त्य ) વારંવાર વિચાર કરીને ( मुधा ) ફોગટ ( मुह्यसि ) તું મુંઝાય છે ( मूढ ! ) હે અજ્ઞાની ચેતન ! ( मुधा मुह्यसि ) તું ફોગટ મુંઝાય છે ( विनय ! ) હે ભાગ્યશાલી ! ( अनिलकम्पितं ) વાયુવડે કંપાવેલું અને ( गलत् ) પડતું એવું ( कुशशिरसि ) ડાભની અણી ઉપર રહેલું ( नीरमिव ) પાણીનું ટીપું જ જેમ, તેમ ( जीवितं ) આ જીવતર ( असारं ) અસાર છે એમ ( जानीहि ) તું જાણ. ૧

તું ધન-પરિવારાદિકને તારું પોતાનું માનીને મારું મારું કહે છે, પણ બીજાની વાત બાજુએ મૂક, તારા પોતાના જીવતરને જ તપાસ. તારું શરીર કેટલું તારું છે ? ક્યાં સુધી તારું છે ? જરા જો. તારી દુનિયા ઘણી નાની છે, તેની પ્રશંસા કે નિંદા સાંભળીને નિરંતર તું મુંઝાયા કરે છે, તેઓની ચિંતા કરીકરીને તું અટવાયા કરે છે અને જાણે તારા વગર આ દુનિયા ચાલવાની જ નથી

એવા તુ ખ્યાલ કર્યા કરે છે; પણ એ તારી ચિંતા નકામી છે, એક તારા આત્માની ચિંતા કરવી તે જ યોગ્ય છે ૧

पश्य भंगुरमिदं विषयसुखसौहृदं,
पश्यतामेव नश्यति सहासम् ।
एतदनुहरति संसाररूपं रयाज्-
ज्वलज्जलदबालिकारुचिविलासं ॥ मू० ॥ २ ॥

અર્થ—( पश्य ) તુ જો ( इदं ) આ પ્રત્યક્ષ અનુભવ કરાતું ( भंगुरं ) ક્ષણભંગુર ( विषयसुखसौहृदं ) વિષયસુખની બંધુતા એટલે મૈત્રી (पश्यतामेव) જોતાં જોતા જ (सहासं) હાંસી સહિત એટલે હાથતાળી દઇને (नश्यति) નાશ પામે છે, (एतत्) આ (संसाररूपं) સંસારનું સ્વરૂપ ( रयात् ) વેગથી ( ज्वलज्जलदबालिकारुचिविलासं ) પ્રકાશ કરતી એવી મેઘની બાલિકા જેવી-વીજળીની કાંતિના વિલાસને ( अनुहरति ) અનુસરે છે. ૨

અર્થાત્ આ સંસારનું સ્વરૂપ વીજળીના ઝબકારા જેવું ચપળ છે; અને વિષયસુખ યુવાનીના આરંભે સારૂં લાગે છે, પરંતુ ક્ષણાંતરમા જ તે વિરૂપ થઇ જાય છે. તોપણ અજ્ઞાની માણસો તેમાં જ તલ્લીન થાય છે કે જેથી પરિણામે તેમને ઘણો પશ્ચાત્તાપ કરવો પડે છે, તેથી પ્રથમથી જ તે વિષયોથી દૂર રહેવું સારું છે. આ વીજળીના ચમકારાની લાલચમાં ભુલે ચૂકે ભૂલ ન ખાઇ જાય એ વાત પુનરાવર્તનના ભોગે પણ વારંવાર ઠસાવવા યોગ્ય છે. વીજળીના વિલાસ ને નાચનારી સ્ત્રીના વિલાસ બરાબર સરખાવવા યોગ્ય છે. ૨

हन्त हतयौवनं पुच्छमिव शौवनं,
कुटिलमति तदपि लघु दृष्टनष्टम् ।

तेनैं पैत परवशापरवशा हतधियः,
कटुकमिह किं न कलयन्ति कष्टम् ॥ मू० ॥ ३ ॥

અર્થ—( हन्त ) એહની વાત છે કે ( हतयौवनं ) આ અધમ એવુ યૌવન ( यौवन ) કુવરાના ( पुच्छमिव ) પુછડાની જેમ ( अति कुटिलं ) અત્યત કુટિલ એટલે વક્ર હોય છે (तदपि) તે પણ ( लघु ) શીઘ્રપણે ( दृष्टनष्टम् ) દેખતા છતા નાશ પામે છે ( यत ) એહની વાત છે કે ( तेन ) તે યૌવનવડે (परवशापरवशा ) પરસ્ત્રીને પરાધીન થયેલા ( हतधियः ) અધમ બુદ્ધિવાળા મનુષ્યો ( इह ) આ સસારમા ( कटुकं ) અતિ અસહ્ય એવા ( कष्ट ) કષ્ટને ( किं न कलयन्ति ) શુ નથી પામતા ? અર્થાત્ અતિ કષ્ટને પામે જ છે ૩

જુવાનોને વશ થયેલા માણસો વદન પરવશ બની જાય છે, સ્ત્રી પુત્રાદિકને આધીન થાય છે, પોતે કોણ છે ? એનુ પણ એને ભાન રહેતુ નથી, તેની બુદ્ધિમા પણ ઘણો ફેરફાર થઈ જાય છે, માતા, પિતા, ગુરુ ધર્મ વિગેરેની સામુ પણ જોતો નથી તેથી પરિણામે તેને પસ્તાવુ પડે છે ૩

यदपि पिण्याकतामंगमिदमुपगतं,
भुवनदुर्जयजरापीतसारम् ।
तदपि गतलज्जमुज्झति मनो नाङ्गिनां,
वितथमति कुथितमन्मथविकारम् ॥ मू० ॥ ४ ॥

અર્થ—( यदपि ) જો કે ( भुवनदुर्जयजरापीतसारं ) ત્રણ ભુવનમા ન છતી શકાય એવી વૃદ્ધાવસ્થાએ પીધો છે સાર જેનો એવુ ( इदं ) આ-પ્રત્યક્ષ ( अंगं ) શરીર ( पिण्याकता ) ખોળપણાને એટલે નિ સારપણાને ( उपगत ) પામેલુ છે, (तदपि)

તોપણ ( गतलज्जं ) લજ્જા રહિત એવું અને ( वितथमति ) વિપરીત પરિણતિવાળું એવું ( अङ्गिनां ) જીવોનું ( मनः ) મન ( कुथितमन्मथविकारं ) કુત્સિત-ખરાબ કામદેવના વિકારને ( न उज्झति ) ત્યાગ કરતું નથી. ૪

વૃદ્ધાવસ્થામાં માથા ઉપર વાળ સફેદ થઇ ગયા હોય, કપાળમાં કરચલીઓ પડી ગઇ હોય અને ટૂંકામાં કહીએ તો શરીર તદ્દન હાડપિંજર જેવું થઇ ગયું હોય, તોપણ આ પ્રાણી કામદેવના વિકારને છોડતો નથી. અહીં વિચારવાની વાત એ છે કે વિષયો તો જરૂર જવાના છે, છોડી દેવા પડવાના છે. પણ કામદેવ આ પ્રાણીને તદ્દન ખરખર ખોરડી જેવી સ્થિતિએ પહોંચ્યા છતાં પણ નચાવે છે, માટે અનિત્ય પદાર્થ પરની આ રુચિનું વધારે વર્ણન કરતાં શરમ આવે તેમ છે. વસ્તુસ્વરૂપ સમજવું હોય તેણે આવી મૂર્ખતાભરેલી દશા પણ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ૪

सुखमनुत्तरसुरावधि यदतिमेदुरं,
कालतस्तदपि कलयति विरामम् ।
कतरदितरत्तदा वस्तु सांसारिकं,
स्थिरतरं भवति चिन्तय निकामम् ॥ मू० ॥ ५ ॥

અર્થ—( यत् ) જે ( अतिमेदुरं ) સર્વથી ઉત્કૃષ્ટ એવું ( अनुत्तरसुरावधि ) અનુત્તર વિમાનના દેવ સુધીનું ( सुखं ) સુખ છે, ( तदपि ) તે સુખ પણ ( कालतः ) કાળથકી એટલે કેટલેક કાળે-આયુષ્ય પૂર્ણ થાય ત્યારે ( विरामं ) વિનાશને ( कलयति ) પામે છે. ( तदा ) તો ( सांसारिकं ) સંસાર-સંબંધી ( इतरत् ) અનુત્તરદેવથકી બીજી ( कतरत् ) કઇ ( वस्तु ) વસ્તુ-કયો પદાર્થ ( स्थिरतरं ) અતિ સ્થિર (भवति) હોઇ શકે ?

અર્થાત્ કોઈ પણ વસ્તુ સંસારમાં સ્થિર નથી, એમ હે ચેતન ! તું ( निकामं ) અત્યંત ( चिन्तय ) વિચાર કર. ૫

જો તારું માનેલું સુખ નિરંતર રહે તેવું હોય, વારે એને કદી છોડવું પડે તેમ ન હોય અને તું જ્યાં જ્યાં જાય ત્યાં સાથે આવે તેમ હોય તો તેના પર મોહ કરવો યોગ્ય છે; પરંતુ તે તારું માનેલું તદ્દન ખોટું છે યાદ રાખજે કે દેવતાઓ અસંખ્ય વર્ષના આયુષ્યવાળા હોય છે, છતાં આયુષ્યના છ માસ બાકી રહે ત્યારે તેને પણ પસ્તાવો કરવો પડે છે અને તને તો એના કરો ડમા ભાગનું પણ સુખ નથી, ત્યારે તું શાના ઉપર મોહ્યો છે ? એ વિચારવા જેવું છે ૫

यैः समं क्रीडिता ये च भृशमीडिता,
यैः सहाकृष्महि प्रीतिवादम् ।
तान् जनान् वीक्ष्य वत भस्मभूय गता-
न्निर्विशंकाः स्म इति धिक् प्रमादम् ॥ मू० ॥ ६ ॥

અર્થ—( वत ) એટલી વાત છે કે અમે ( यैः समं ) જે બંધુઆદિકની સાથે ( क्रीडिताः ) ક્રીડા કરી હતી, ( च ) અને ( ये ) જે માતપિતાદિકની ( भृशं ) અત્યંત ( ईडिता ) સ્તુતિ કરી હતી, તથા ( यैः सह ) જે સ્ત્રી, પુત્ર, મિત્રાદિકની સાથે ( प्रीतिवाद ) વિનોદની વાતો ( अकृष्महि ) કરી હતી, ( तान् ) તે ( जनान् ) માણસોને ( भस्मभूयं ) ભસ્મપણાને ( गतान् ) પામેલા ( वीक्ष्य ) જોઈને પણ ( निर्विशंकाः ) શંકારહિત-ચિંતારહિત ( स्म ) થયા છીએ,( इति ) તેથી કરીને તે ( प्रमादं ) અમારા પ્રમાદને ( धिक् ) ધિક્કાર છે ! ૬

હવે તારી આજુબાજુ જો તો ત્યા પણ તને ક્ષણભંગુરપણું-અનિત્ય ભાવ દેખાઇ આવશે. જરા વિચાર કે સર્વ પદાર્થો દેખતા દેખતા જ નાશ પામે છે. તેથી આ પ્રમાદને ધિક્કાર છે! આવી તારી વિચિત્ર માન્યતાને શુ કહીએ? આંખો ઉઘાડી રાખી હાથે કરી ખાડામાં પડે તેવા પંડિતમૂર્ખને શું ઉપદેશ આપીએ? સમજુ માણસને આથી વિશેષ શું કહેવાય? ચારે બાજુ અનિત્યપણું જોઇ રહેલો છે તેની ઉપર પૂર્ણ વિચાર કર વિચાર કરવાથી તે સમજાય તેમ છે. ૬

असकृदुन्मिष्य निमिषन्ति सिन्धूर्मिवच्-
चेतनाचेतनाः सर्वभावाः ।
इन्द्रजालोपमाः स्वजनधनसंगमा-
स्तेषु रज्यन्ति मूढस्वभावाः ॥ मू० ॥ ७ ॥

અર્થ—આ સંસારમાં ( चेतनाचेतना. ) સજીવ અને નિર્જીવ ( सर्वभावा. ) સર્વે પદાર્થો ( सिन्धूर्मिवत् ) સમુદ્રના તરંગની જેમ (असकृत्) વારંવાર ( उन्मिष्य ) ઉત્પન્ન થઇને ( निमिषन्ति ) વિલય પામે છે-નાશ પામે છે ( स्वजनधनसंगमा. ) સ્વજન અને ધનના સંગમો-સંયોગો (इन्द्रजालोपमाः) ઇંદ્રજાળની ઉપમાવાળા છે છતાં ( तेषु ) તેને વિષે ( मूढस्वभावाः ) મૂઢ સ્વભાવવાળા જનો ( रज्यन्ति ) આસક્ત થાય છે. ૭

પરમાણુઓ અનેક રૂપો ધારણ કરે છે, પ્રાણી અનેક જન્મો લે છે, એ એનાં જુદાં જુદાં રૂપો છે. એક રૂપ મૂકી બીજું લે છે, બીજું મૂકી ત્રીજું લે છે. એમ અનેક વાર ઉપર આવે છે અને પાછા લય પામી જાય છે તે સર્વ ચેતન અચેતન ભાવો દરિયામા મોજાં આવે તેમ એક વખત ઉછળે છે અને પાછા વિલય પામી જાય છે. તેમ આ દુનિયામાં ધમાલ કરતાં અને દેખાવ કરતાં ચેતન અચેતન સર્વ ભાવોની આ સ્થિતિ છે. ૭

कवलयन्नविरत जगमाजगम,
जगदहो नैवं तृप्यति कृतान्तः ।
मुखगतान् खादतस्तस्य करतलगतै-
र्न कथमुपलप्स्यतेऽस्माभिरन्तः ? ॥ मृ० ॥ ८ ॥

અર્થ—( अहो ) અહો ! ( कृतान्तः ) યમરાજ ( जगमाजगम ) ત્રસ અને સ્થાવરરૂપ ( जगत् ) જગતને-જીવરાશિને ( अविरत ) નિરંતર ( कवलयन् ) કોળિયારૂપ કરતો-ભક્ષણ કરતો છતો ( नैव तृप्यति ) તૃપ્તિ પામતો જ નથી (मुखगतान्) મુખમા આવેલા જીવોને ( खादतः ) ખાતા-ચાવતા એવા (तस्य) તે યમરાજના ( करतलगतैः ) હસ્તતલને વિષે કોળિયાપણાને પામેલા ( अस्माभिः )અમારાવડે ( अन्तः ) વિનાશ-મરણ (कथ) કયા ઉપાયવડે ( न उपलप्स्यते ) નહિ પ્રાપ્ત કરાય ? અર્થાત્ મરણ પામવુ જ પડશે. ૮

તારો અંત એ મૃત્યુ નહિ થાય એની તને કાઇ ખાત્રી મળી છે ? તારે ને એને કાંઈ દોસ્તી સબંધ છે ? તારે એની સાથે કાંઈ સગપણ છે ? તારા ઉપર એનો કાંઈ પ્રેમ છે કે જેથી તે તને ત્યાં ન લઇ જાય ? અર્થાત્ તે તારા સર્વને લઈ જાય જ છે આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે તે તારી પાસે પ્રગટ ખડી થઈને ઊભી છે કોઇ અમરપટો લખાવીને આવ્યુ નથી. તુ ખોટી ગર્વ કર નહિ. તારો પણ અંત એક જ માત્ર છે, એમ વિચારી તારા જીવનની અનિત્યતા સમજી લે. એ વાત ધ્યાનમા રાખી તારી બાજી ગોઠવ. ૮

नित्यमेकं चिदानन्दमयमात्मनो,
रूपमभिरूप्य सुखमनुभवेयम् ।

प्रशमरसनवसुधापानविनयोत्सवो,
भवतु सततं सतामिहं भवेऽयम् ॥ मू० ॥ ९ ॥

અર્થ—( नित्यं ) નિત્ય, ( एकं ) એક-અદ્વિતીય અને ( चिदानन्दमयं ) ચિદાનંદમય એવું ( आत्मनः ) આત્માનુ ( रूपं ) સ્વરૂપ ( अभिरूप्य ) જાણીને હું ( सुखं ) કેવળ સુખનો જ ( अनुभवेयं ) અનુભવ કરું. ( इह भवे ) આ સંસારને વિષે ( सतां ) સત્પુરુષોને ( अयं ) આ ( प्रशमरसनवसुधापानविनयोत्सवः ) પ્રશમરસરૂપી નવા અમૃતપાનવડે વિનયોત્સવ-પ્રાર્થનારૂપી મંગળ ( सततं ) નિરંતર ( भवतु ) થાઓ ૯.

આ સચ્ચિદાનંદ સ્વરૂપ તારુ પોતાનુ જ છે, તારા ઘરનું છે, એને પ્રાપ્ત કરવામા તારે કોઇની પાસે યાચના કરવી પડે તેમ નથી. કોઇની પાસે વર માગવો પડે તેમ નથી, કોઇની પાસે હાથ જોડવા પડે તેમ નથી આ સચ્ચિદાનંદસ્વરૂપનો બરાબર ખ્યાલ કરી તું હંમેશને માટે એક અવ્યાબાધ, અપ્રતિહત, નિત્ય સુખ પ્રાપ્ત કર. ૯

॥ इति प्रथमः प्रकाशः ॥



## ॥ अथ द्वितीय: प्रकाश: ॥

પ્રથમ પ્રકાશમાં અનિત્ય ભાવના કહી. હવે અનિત્ય પદાર્થો શરણ આપી શકતા નથી, તેથી અશરણ ભાવના કહે છે —

### अशरणभावना

( शार्दूलविक्रीडितम् )

ये षट्खण्डमहीमहीनतरसा निर्जित्य बभ्राजिरे,
ये च स्वर्गभुजो भुजोर्जितमदा मेदुर्मुदा मेदुराः ।
तेऽपि क्रूरकृतान्तवक्त्ररदनैर्निर्दल्यमाना हठा-
दत्राणाः शरणाय हा दश दिशः प्रेक्षन्त दीनाननाः॥१॥

અર્થ—( ये ) જેઓ ( अहीनतरसा ) અતુલ પરાક્રમવડે ( षट्खण्डमहीं ) છ ખંડ પૃથ્વીને ( निर्जित्य ) જીતીને (बभ्राजिरे) શોભતા હતા, ( च ) તથા ( ये ) જેઓ ( भुजोर्जितमदाः ) ભુજબળના મદવાળા અને (मुदा मेदुराः) હર્ષથી વ્યાપ્ત-પુષ્ટ થયેલા એવા ( स्वर्गभुजः ) દેવો (मेदुः) આનંદ પામતા હતા, (तेऽपि) તેઓ પણ ( क्रूरकृतान्तवक्त्ररदनैः ) ક્રૂર એવા યમરાજના મુખના દાંતોવડે ( हठात् ) બળાત્કારે ( निर्दल्यमानाः ) દળાતા અને ( अत्राणाः ) શરણ રહિત તથા ( दीनाननाः ) દીન મુખવાળા સતા (शरणाय) શરણને માટે ( हा ) ખેદની વાત છે કે ( दश दिशः ) દશે દિશાઓને ( प्रेक्षन्त ) જોયા કરે છે ૧

મરણ વખતે પ્રાણીના મનની જે દશા થાય છે તે આ પ્રમાણે—એને બોલવાચાલવાનો વિવેક રહેતો નથી, એને મુઝ

વણમા કોઇ રસ્તો સુઝતો નથી પથારીમાં પડ્યો પડ્યો આળોટે છે, એને શરણુ-આધાર કોનો ? કોઇનો નથી. ધર્મ જ માત્ર શરણભૂત થાય તેમ છે. એવી જ રીતે સ્વર્ગનો વૈભવ ભોગવનારા મોટા દેવો કે દેવોના ઇંદ્ર પણ જ્યારે મરણ નજીક આવે છે ત્યારે હતાશ થઇ રાંકડા-દીન બની જાય છે એ વખતે એની અપ્સરાઓ, વિમાનો, ઇંદ્રાણીઓ કે પરિવાર કોઇ એને ટેકો આપી શકતુ નથી-રાખી શકતુ નથી એક ધર્મ જ ટેકો આપી શકે છે ૧.

( स्वागतावृत्तम् )

तावदेव मदविभ्रममाली, तावदेव गुणगौरवशाली ।
यावदक्षमकृतान्तकटाक्षै-र्नेक्षितो विशरणो नरकीटः ॥ २ ॥

**અર્થ**—( विशरणः ) શરણ રહિત એવા ( नरकीटः ) મનુષ્યરૂપી કીડો ( यावत् ) જ્યાં સુધી ( अक्षमकृतान्तकटाक्षैः ) કોઇને ક્ષમા-માફી ન કરે એવા યમરાજના કટાક્ષવડે ( न ईक्षित. ) જોવાયો ન હોય, ( तावदेव ) ત્યાં સુધી જ તે મનુષ્યરૂપી કીડો ( मदविभ्रमशाली ) મદના વિલાસે કરીને શોભિત હોય છે, અને ( तावदेव ) ત્યા સુધી જ ( गुणगौरवशाली ) ગુણના ગૌરવવડે શોભિત હોય છે ૨

એ પાકી ગણતરીવાળો યમરાજ કોઇને છોડે છે ? અને ન છોડે તો તે વખતે આઠ મદો વિગેરે આડા આવશે ? કુળવાનપણુ ક્યાં રહેશે ? તમારા અભિમાનો ક્યાં પોસાશે ? તમારા માનપત્રો શુ આડો હાથ દેશે ? જવુ છે-મરવુ છે એ ચોક્કસ વાત છે અને ધ્યાનમાં રાખવુ કે આપણુ ગમે તેવુ સ્થાન આપણે માનતા હોઇએ, પણ એ જમરાજ વાંકી આંખે જુએ તે ઘડીએ એ આપણને ચોળીને-ચગદીને ફેંકી દે એવો છે. ૨.

( शिखरिणी वृत्तम् )

प्रतापैर्व्याप्तं गलितमथ तेजोभिरुदितै-
र्गतं धैर्योद्योगैः श्लथितमथ पुष्टेन वपुषा ।
प्रवृत्तं तद्द्रव्यग्रहणविषये बान्धवजनै-
र्जने कीनाशेन प्रसभमुपनीते निजवशम् ॥ ३ ॥

અર્થ—( कीनाशेन ) યમરાજાએ ( जने ) લોકને ( प्रसभ ) બળાત્કારે ( निजवश ) પોતાને વશ ( उपनीते ) પમાડે સતે ( प्रतापैः ) પ્રતાપવડે ( व्याप्तं ) નષ્ટ થવાયુ એટલે પ્રતાપ નષ્ટ થાય છે ( अथ ) તથા ( उदितैः ) ઉદય પામેલા ( तेजोभिः ) તેજવડે ( गलित ) વિલય પમાયુ, એટલે તેજ નષ્ટ થાય છે ( धैर्योद्योगैः ) ધીરજ અને ઉદ્યોગ એટલે પુરુષાર્થવડે ( गत ) નાશ પમાયુ એટલે તે બન્ને પણ નાશ પામે છે, ( अथ ) તથા ( पुष्टेन वपुषा ) પુષ્ટ એવા શરીરવડે ( श्लथितं ) શિથિલ થવાયું એટલે શરીર શિથિલ થાય છે, ત્યારે ( तद्द्रव्यग्रहणविषये ) તેના ધનને ગ્રહણ કરવાને વિષે ( बान्धवजनै ) બાંધવજનોવડે ( प्रवृत्त ) પ્રવર્તાયું છે એટલે બધુઓ પ્રવર્તે છે ૩

ગમે તેટલો પ્રતાપી હોય, એનો પ્રભાવ ગમે તેટલો પડતો હોય, પણ એ મરણવશ પડ્યો એટલે સર્વ નાશ પામી જાય છે આ દુનિયાની કોઈ પણ સારી માઠી વસ્તુનું એને શરણ રહેતું નથી ધર્મ એ જ શરણભૂત થાય છે પ્રાણીમાં કોઈ જાતનું ધૈર્ય હોય, એણે ચિત્તની સ્થિરતા પ્રાપ્ત કરી હોય તે પણ મરણને વશ થતા નાશ પામી જાય છે મરણ વખતે પ્રાણી ધીરજ ગુમાવી બેસે છે ૩

## ગેયાષ્ટક :: અશરણ ભાવના-૨

માસુણી રાગેણ ગીયતે

( ભવિ તુમે વંદો રે, એ આગમ સુખકારી-એ ચાલ. )

स्वजनजनो बहुधा हितकामं, प्रीतिरसैरभिरामम् ।
मरणदशावशमुपगतवन्तं, रक्षति कोऽपि न सन्तम् ॥
विनय ! विधीयतां रे श्रीजिनधर्मः शरणम् ।
अनुसंधीयतां रे शुचितरचरणस्मरणम् ॥ विनय !० ॥ १ ॥

અર્થઃ—( कोऽपि ) કોઇ પણ ( स्वजनजनः ) સ્વજનવર્ગ ( बहुधा ) ઘણે પ્રકારે ( हितकामं ) પોતાના હિતને ઇચ્છનાર તથા ( प्रीतिरसैः ) પ્રીતિના રસે કરીને ( अभिरामं ) મનોહર એવા માણસને (मरणदशावशं) મરણદશાના વશને (उपगतवन्तं) પામેલા ( सन्तं ) છતાને ( न रक्षति ) રક્ષણ કરી શકતો નથી ( रे विनय ! ) હે વિનય ! એટલે મોક્ષાભિલાષી આત્મા ! ( श्रीजिनधर्मः) શ્રી જિનેશ્વરના ધર્મને ( शरणं ) શરણરૂપ (विधीयतां) તું કર, તથા ( रे ) હે આત્મા ! ( शुचितरचरणस्मरणं) અત્યંત પવિત્ર એવા ચારિત્રનુ સ્મરણ-શરણ ( अनुसंधीयतां ) તું કર ૧

આ શ્લોકમા બતાવ્યુ તેમ કોઇ વસ્તુનો, સંબધીનો કે સગાનો ટેકો આ જીવને અણીને વખતે મળતો નથી. એવે વખતે બીજું તે કોણ મદદ કરે ? જ્યા સગાવહાલા તો શું પણ શરીર પણ ઠડું પડી જાય, નાડીઓ પણ તૂટી જાય, ત્યા બીજા કોણ પાસે આવે ? ત્યારે જિનધર્મ જ તેને ખરા આધારવાળો ટેકો આપે છે. તેથી ખરી રીતે જોઇએ તો જિનધર્મ એ જ શરણભૂત છે. તે સિવાય સ્ત્રી, ધન, પુત્રાદિક કાંઇ પણ કામ લાગતા નથી જો તમે એ જૈનધર્મનો આશ્રય કરશો, તો એ તમને

જરૂર શરણ આપશે, એમ અમે ખૂબ વિચાર કરીને કહીએ છીએ. તમે જૈન ધર્મનુ શરણ કરશો તો તેમાં કદી છેતરાશો નહીં, એ અમે અમારા અનુભવથી કહીએ છીએ. ૧

तुरगरथेभनरावृतिकलित, दधत बलमस्खलितम् ।
हरति यमो नरपतिमपि दीनं, मैनिक इव लघुमीनम् । वि ।० ॥२॥

અર્થ—( तुरगरथेभनरावृतिकलित ) અશ્વો, રથો, હાથીઓ અને પાયદળના આવરણ—સૈન્ય સમૂહવડે યુક્ત અને ( अस्खलित ) રોકવાને અશક્ય એવા ( बल ) પરાક્રમને ( दधतं ) ધારણ કરતા એવા ( नरपतिमपि ) રાજાને પણ ( दीन ) હીન—રાકની જેમ ( यम ) યમરાજા ( मैनिक ) મત્સ્યને ખાનાર કિલકિલ નામનો પક્ષી અથવા મોટો મત્સ્ય ( लघुमीनं इव ) નાના મત્સ્યને જેમ હરણ કરે છે તેમ ( हरति ) હરણ કરે છે ૨

સૈન્ય અને દુર્ગના મધ્યમા રહેલા મોટા મહારાજાને યમ રાજા હરણ કરીને ચાલ્યો જાય છે, તેને કોઇ પણ છોડાવતુ નથી. કોઇ એની આડો હાથ દઈ શકતું નથી. વિક્રમાદિત્ય, સિદ્ધરાજ, જેવા રાજાઓ અને બ્રહ્મદત્ત, સુભૂમ જેવા ચક્રવર્તીઓ પણ ગયા, મરણ વખત તે મોટા રાજાઓને પણ શરણ કોનુ ? રાણીઓ રડે, વૈદ્ય હાથ ખ ખેરે, પુષ્કળ દ્રવ્ય વપરાય પણ તે સર્વ નકામુ નીવડે છે, તો તેની પાસે તુ તે કોણ માત્ર? એવે વખતે એક ધર્મ જ શરણ કરવા લાયક છે એવો અવસર આવશે ત્યારે ધર્મનુ શરણ કર્યું હશે તો જ તુ નીરાંતે શ્વાસ લઇ શકીશ આનદથી જઇ શકીશ, નહીં તો વારવાર પસ્તાવુ પડશે. ૨

प्रविशति वज्रमये यदि सदने, तृणमथ घटयति वदने ।
तदपि न मुञ्चति हतसमवर्ती, निर्दयपौरुषनर्ती ॥विनय ।० ॥३॥

અર્થ—( यदि ) જો ( वज्रमये ) વજ્રમય એવા ( सदने ) ઘરને વિષે ( प्रविशति ) પ્રવેશ કરે એટલે રહે, ( अथ ) અથવા ( वदने ) મુખને વિષે ( तृणं ) તૃણને ( घटयति ) ગ્રહણ કરે, ( तदपि ) તો પણ ( निर्दयपौरुषनर्ती ) દયા રહિત એવા પરાક્રમે કરીને નાચતો એવો ( हतसमवर्ती ) અધમ યમરાજ ( न मुञ्चति ) મૂકતો નથી ૩.

જ્યારે રાજાનો પરિવાર કે તેનું લશ્કર નકામું થાય છે, છુપાઈ જવાના પ્રયોગો નિષ્ફળ જાય છે અને બતાવેલી લાચારી ને કરેલી પ્રાર્થના ઉપયોગ વગરની બને છે ત્યારે એની પાસે શરણ કોનું ? આમાથી બચવાના કોઈ ઉપાય કારગત લાગતા નથી, ત્યારે એક જૈન ધર્મ જ ટેકો આપનાર છે. બીનશરણાગતની પેઠે પોતાના મુખમા તરણું લઈ યમરાજને વિનતિ કરે કે હે દેવ ! મને છોડો, હુ તમારે શરણે છુ, પણ સર્વના સાથે સરખી રીતે વર્તનારો યમરાજ કોઈને છોડતો નથી ૩.

विद्यामंत्रमहौषधिसेवां, सृजतु वशीकृतदेवाम् ।
रसतु रसायनमुपचयकरणं, तदपि न मुञ्चति मरणम् ॥ वि० ।४॥

અર્થ—( वशीकृतदेवां ) વશ કર્યા છે દેવો જેણે એવી ( विद्यामंत्रमहौषधिसेवां ) વિદ્યા મંત્ર અને મહૌષધિની સેવાને ( सृजतु ) ભલે કરો, તથા ( उपचयकरणं ) પુષ્ટિકારક એવા ( रसायन ) રસાયણને ( रसतु ) ભલે આરોગો, ( तदपि ) તો પણ (मरणं) મૃત્યુ ( न मुंचति ) પ્રાણીને મૂકતું નથી. ૪.

શ્રીવિનયવિજયજી મહારાજના વખતમા વિદ્યા, મંત્ર અને મહૌષધિનો મહિમા મોટો મનાતો હશે, અત્યારે તો સામાન્ય રીતે પણ દેખાતો નથી. ઔષધમાં ગમે તેટલા મોટા ખર્ચ કર્યા, પણ એ સર્વે પાણીમાં ગયા, મરણ પામનારને ટેકો તેનાથી ન મળ્યો.

કા ! શી દશા ? આ નિત્યમિત્ર સમાન શરીર તો તદ્દન નકામું જ જણાય છે, માત્ર પ્રણામમિત્રરૂપ ધર્મ જ ટેકો આપનાર છે જ્યારે આયુષ્યની દોરી તૂટી ત્યાં દવા, ઉપચાર કે મંત્ર કાંઈ ઉપયોગી થતા નથી એનો તું વિચાર કર ૪

यपुपि चिर निरुणद्धि समीर, पततु जलधिपरतीरम् ।
शिरसि गिरेरधिरोहतु तरसा, तदपि स जीर्यति जरसा ॥ वि ०५॥

અર્થ—જે પ્રાણી ( वपुषि ) શરીરને વિષે ( चिरं ) ચિરકાળ સુધી ( समीरं ) વાયુને એટલે પ્રાણને ( निरुणद्धि ) રૂંધે, અથવા ( जलधिपरतीरं ) સમુદ્રને સામે કાંઠે ( पततु ) જઈને રહે, અથવા ( गिरेः ) પર્વતના ( शिरसि ) શિખર ઉપર ( तरसा ) શીઘ્રપણે ( अधिरोहतु ) ચડી જાય, ( तदपि ) તો પણ ( सः ) તે પ્રાણી ( जरसा ) વૃદ્ધાવસ્થાવડે ( जीर्यति ) જીર્ણ થાય છે એટલે જર્જરિત શરીરવાળો થાય છે ૫

ગમે ત્યાં જાઓ, પણ અંતે વૃદ્ધાવસ્થાની અસર લાગ્યા વગર રહે તેમ નથી 'ઉંબર તો ડુંગર થયા, પાદર થયા પરદેશ, ગોળી તો ગંગા થઈ, અમે ઉજળા કેશ.' એ સત્ય બને છે છેવટે હાથમાં લાકડી લેવી પડે છે-ત્રણ પગે ચાલવું પડે છે તેને અટકાવનાર કોણ ? તેને અટકાવનાર એક જૈનધર્મ જ છે કેટલાક મનુષ્યો એમ માને છે કે શરીરમાં પવનને રોકયો હોય, તેનું સ્તંભન કર્યું હોય, એક પ્રકારનો પ્રાણાયામ કર્યો હોય તો તેથી આવતું ઘડપણ અટકે પરંતુ ઉપાધ્યાયજી કહે છે કે—તમે કોઈએ તેટલો પવનનો અટકાવ કરો પણ એ આવતી જરાને અટકાવી શકે તેમ નથી. ૫

सृजतीममितशिरोरुहललित, मनुजशिरः सितपलितम् ।
को विदधानां भूघनमरसम, प्रभवति रोद्धु जरसम् ॥ वि० ६॥

**અર્થ**—( असितशिरोरुहललितं ) કાળા વાળ-કેશવડે મનોહર એવા ( मनुजशिरः ) મનુષ્યના મસ્તકને ( सितपलितं ) ધોળા પળિયાવાળું ( सृजतीं ) કરતી એવી તથા ( भूवनं ) શરીરને ( अरसं ) રસ રહિત ( विदधानां ) કરતી એવી ( जरसं ) વૃદ્ધાવસ્થાને ( रोद्धुं ) રોકવાને ( कः ) કોણ ( प्रभवति ) સમર્થ થાય ? કોઇ પણ સમર્થ થાય તેમ નથી. ૬

આ પ્રમાણે ઘડપણ વગરમાગ્યુ આવે છે, મમયષ્ટિકા કાઢી ઠણુક ઠણુક કરતા ટેકો આપીને ચાલવું પડે છે, આંખના તેજ વગર ખીજાથી દોરાતા ચાલવું પડે છે. તાત્પર્ય એ છે કે આવે વખતે આધાર કોનો ? એક જૈન ધર્મનો જ આધાર છે. એ વૃદ્ધ મનુષ્ય જો ધર્મસ્થાનકમા જઇ વાચન, મનન, ચિંતવન, ઉપાસના કે ધ્યાન કરશે તો તને ઘડપણમાં કાંઇક ટેકો મળશે ૬

હવે સર્વ ઉપાયવડે અસાધ્ય એવા જરા અને મરણને વિષે કોઇપણ શરણુ નથી, એ ચિંતા તો દૂર રહો; પરંતુ ઉપાયથી સાધી શકાય એવા રોગનો ઉદય થાય ત્યારે તેની પીડામાં ભાગ લેનાર પણ કોઇ નથી, એ માટે કહે છે કે—

**उद्यत उग्ररुजा जनकायः, कः स्यात्तत्र सहायः ? ।**
**एकोऽनुभवति विधुरुपरागं, विभजति कोऽपि न भागम् ॥वि० ७॥**

**અર્થ**—( जनकायः ) આ મનુષ્યની કાયા જ્યારે ( उग्ररुजा ) ઉગ્ર વ્યાધિવડે ( उद्यतः ) વ્યાપ્ત થાય છે ત્યારે ( तत्र ) તેમાં ( कः ) કોણ ( सहायः ) સહાય ( स्यात् ) થાય છે ? અર્થાત્ કોઇ સહાયક થતું નથી. જેમકે ( एकः ) એકલો ( विधुः ) ચંદ્ર જ ( उपरागं ) રાહુના ગ્રહણની પીડાને ( अनुभवति ) અનુભવે છે, પણ તેમા ( कोऽपि ) કોઇપણ ( भागं ) ભાગને ( न विभजति ) પડાવતું નથી ૭.

જે વખતે સખ્ત તાવ આવ્યા હોય, જે વખતે મુખમાંથી લાળ પડતી હોય અને જે વખતે માથાનો દુખાવો ઉપડ્યો હોય-એવા વ્યાધિથી ગ્રસ્ત થયો હોય તે વખતે સર્વ ઉપાય નિરર્થક થાય છે, કરેલા કર્મ તેના કરનારને જ ભોગવવા પડે છે એમાં કોઈ ભાગ પડાવવા આવતો નથી તે વખતે શાંતિ આપનાર તો એક ધર્મ જ છે તેનું શરણ લીધા સિવાય બીજો કોઈ માર્ગ નથી. વ્યાધિગ્રસ્તના મનની સ્થિતિ બગડી હોય તો તે વખતે પોતાની અશરણ સ્થિતિ ત બરાબર અનુભવે છે, સર્વ સજ્જનો 'એક અરિહંતમાં ધ્યાન રાખજો' એમ કહે છે ત્યારે એ પોતાની અશરણ સ્થિતિનો ખ્યાલ કરે છે તે વખતે ધર્મ સિવાય બીજું કોઈ શરણભૂત થતું નથી ૭

शरणमेकमनुसर चतुरंग, परिहर ममतासगम् ।
विनय ! रचय शिवसौख्यनिधान, शान्तसुधारसपानम् ॥ वि०८॥

અર્થ—(विनय!) હે વિનય! (હે આત્મા!) (एक) એક (चतुरंगं) દાન, શીલ, તપ અને ભાવ એ ચાર પ્રકારના ધર્મરૂપ ચાર (शरण) શરણને અથવા અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવળીભાષિત ધર્મરૂપ ચાર શરણને (अनुसर) તું અનુસર તથા (ममतासग) મમતાના સંગનો (परिहर) તેનો ત્યાગ કર. તથા (शिवसौख्यनिधानं) મોક્ષસુખના ભંડારરૂપ (शान्तसुधारसपानं) શાંતસુધારસના પાનને (रचय) તું કર ૮

મમતા એટલે મારા તારાપણા ની વાત તેને છોડી દે. જગતને અંધ કરનાર મોહરાજાએ ઉત્પન્ન કરેલી મમતાબુદ્ધિ પ્રાણીને ખૂબ રખડાવે છે તે વખતે અન્યનું શરણ લેવા દોડવું પડે છે મમતા રાગમાંથી ઉત્પન્ન થાય છે અને એ રાગ કર્મ બંધાવે છે એ મમતા છૂટી ગઈ એટલે પછી શરણનો સવાલ પણ રહેતો નથી. તેથી

મમતાનો ત્યાગ કરી એક ધર્મનું જ શરણ કર. મરવું એ કર્માધીન વાત છે. પ્રાણી આ સંસારમાં પરભવથી આવે છે ત્યારે તેનું આયુષ્ય નિર્માણ થયેલું જ હોય છે આયુષ્ય પૂરું થાય તે વખતે તેનું કામ પૂરું થયું હોય કે ન થયું હોય પણ તેને જવું જ પડે છે. કર્મનો સિદ્ધાંત છે કે-પોતાના બાંધેલા શુભ અશુભ કર્મ ભોગવે જ છૂટકો છે ૮

। इति द्वितीयः प्रकाशः ।



## ॥ अथ तृतीयः प्रकाशः ३ ॥

ઉપરના પ્રકાશમાં જીવોની અશરણતા દેખાડી હવે શરણ રહિત એવા જીવો સંસારમાં પરિભ્રમણ કરે છે તેથી એ સંબંધે આવેલી સંસાર ભાવનાને ભાવના સંતો કહે છે —

## संसारभावना ३

( शिखरिणीवृत्तत्रयम् )

इतो लोभः क्षोभं जनयति दुरन्तो दव इवो-
ल्लसँल्लाभांभोभिः कथमपि न शक्यः शमयितुम् ।
इतस्तृष्णाऽक्षाणां तुदति मृगतृष्णेव विफला,
कथं स्वस्थैः स्थेयं विविधभयभीमे भववने ? ॥ १ ॥

**અર્થ**—( इतः ) આ એક તરફ ( दुरन्तः ) જેનો છેડો ન આવે એવો ( दव इव ) દાવાનળની જેવો ( लोभः ) લોભ ( क्षोभं ) સંતાપને ( जनयति ) ઉત્પન્ન કરે છે, તથા ( उल्लसन् ) વૃદ્ધિ પામતો એવો તે લોભરૂપી દાવાનળ ( लाभांभोभिः ) લાભ-

રૂપી પાણીએ કરીને ( शमयितुं ) શાંત કરવાને ( कथमपि ) કોઈપણ પ્રકારે ( न शक्य ) શક્ય નથી અર્થાત્ શાંત થઈ શકતો નથી. ( इतः ) બીજી તરફ ( मृगतृष्णेव ) ઝાંઝવાના પાણીની જેમ ( विफला ) નિષ્ફળ એવી ( अक्षाणां ) ઇંદ્રિયોની ( तृष्णा ) વિષયતૃષ્ણા ( नुदति ) જીવોને પીડે છે, તો પછી ( विविधभयभीमे ) વિવિધ પ્રકારના ભયવડે ભય કર એવા આ ( भववने ) સંસાર રૂપી અરણ્યને વિષે જીવોએ ( कथं ) કેવી રીતે ( स्वस्थैः ) નિશ્ચિંતપણે ( स्थेयं ) રહેવું ? ૧

જેણે ભાઈભાઈમાં દ્વેષ કરાવ્યો, જેણે પિતાપુત્રનો સંબંધ છોડાવ્યો, જેણે અનિષ્ટ કરવામાં બાકી રાખી નથી, તેવા લોભના આ સર્વ ચાળા કે તૃષ્ણાએ તો હદ કરી છે એ તો વિવેક, વિનય, સભ્યતા અને ભાનને ભૂલાવી ગુંડાગીરી પણ શિખવી દે છે એવો કોઈ ઉપાય નથી કે જેવડે સર્વથા લોક નિરાકુળ-સ્વસ્થ થાય. લોભ એ સર્વ ગુણનો નાશ કરે છે એના પાશમાં પ્રાણી આવી પડે છે ત્યારે તેને વિવેક રહેતો નથી, મારા તારાનું ભાન રહેતું નથી, સભ્યતાના નિયમોનો ખ્યાલ રહેતો નથી. આ સંસારમાં તૃષ્ણા ઉપરાંત બીજા અનેક ભયો ભરેલા છે ક્રોધ, શોક વિગેરે અનેક આંતર વિકારો આપોઆપ સ્ફુરી આવે છે આમાં કેવી રીતે સુખ મેળવવું અને કમાં ઠરીને બેસવું ? એવું કોઈ સ્થાન નથી તે વિચારો. ૧

गलत्येका चिन्ता भवति पुनरन्या तदधिका,
मनोवाक्कायेहाविकृतिरतिरोषात्तरजसः ।
विपद्गर्तावर्ते झटिति पतयालोः प्रतिपदं,
न जन्तोः संसारे भवति कथमप्यार्तिविरतिः ॥ २ ॥

અર્થઃ—( मनोवाक्कायेहाविकृतिरतिरोषात्तरजसः ) મન,

વચન અને કાયાની અભિલાષા, વિકાર, વિષયના પ્રેમ અને દ્વેષ-તેનાથી પ્રાપ્ત કરી છે કર્મરજ જેણે એવા તથા ( विपद्गर्तावर्त्ते ) આપત્તિરૂપી ખાડાના આવર્તને વિષે ( વમળને વિષે ) (झटिति) શીઘ્રપણે ( प्रतिपदं ) પગલે પગલે એટલે દરેક ક્ષણે (पतयालोः) પડવાના સ્વભાવવાળા એવા ( जन्तोः ) પ્રાણીને ( संसारे ) આ સંસારને વિષે (एका) એક ( चिन्ता ) ચિંતા ( गलति ) ઓછી થાય છે ત્યારે ( पुनः ) વળી ( अन्या ) બીજી નવી ( तदधिका ) તેનાથી અધિક ચિંતા ( भवति ) ઉત્પન્ન થાય છે. તેથી કરીને ( कथमपि ) કોઈ પણ પ્રકારે ( अर्त्तिविरतिः ) પીડાની વિરતિ એટલે ઉદ્વેગની શાંતિ ( न भवति ) થતી નથી. ૨.

આ પ્રાણીના ઉદ્વેગનો છેડો આ સંસારમાં કોઈ પણ રીતે આવતો નથી, આવી શકે તેવા સંયોગો પણ દેખાતા નથી, અને એ બાબતમા બીજો કોઈ પણ નિર્ણય કરવાનું બની શકે તેમ નથી. સંસારમાં જીવ સર્વદા પીડાયેલો જ રહે છે. આ પ્રાણીનો સુખનો ખ્યાલ એટલો અવ્યવસ્થિત અને અસ્થાને છે કે એની એ પ્રકારની સ્થિતિમા એની આપત્તિનો છેડો આવે તેમ નથી. એક ધર્મ વિના બીજું કોઈ શરણ થાય તેમ નથી. વાત એ છે કે-સંસારમાં વસનારા અને આ સંસારને જ સર્વસ્વ માનનારા પ્રાણીના મન, વચન, કાયાના વિકાર અને પ્રવૃત્તિ, તેની નવી નવી અભિલાષાઓ, આનંદો, તેના રોષો એવા તો વિચિત્ર હોય છે કે-તેને શાંતિ કે સુખ મળતું જ નથી. ૨

सँहित्वा संतापानशुचिजननीकुक्षिकुहरे,
ततो जन्म प्राप्य प्रचुरतरकष्टक्रमहतः ।
सुखाभासैर्यावत् स्पृशति कथमप्यर्तिविरतिं,
जरा तावत्कायं कवलयति मृत्योः सहचरी ॥ ३ ॥

અર્થ —( यदशुचिजननीकुक्षिकुहरे ) માતાની અપવિત્ર કુક્ષિરૂપી ગુફાને વિષે ( संतापान् ) ઘણા ક્લેશોને ( सहित्वा ) સહન કરીને ( ततः ) ત્યારપછી ( जन्म ) જન્મ ( प्राप्य ) પામીને ( प्रचुरतरकष्टक्रमहतः ) અતિ ઘણા એટલે મોટા મોટા સંકટોથી અનુક્રમે હેરાન થયો થકો ( यावत् ) જેટલામાં ( सुखाभासैः ) સુખાભાસવડે એટલે કલ્પિત વિષયસુખવડે ( कथमपि ) કોઈ પણ પ્રકારે ( अर्तिविरतिं ) સંતાપના વિરામને એટલે છેડાને ( स्पृशति ) સ્પર્શ કરે છે એટલે પામે છે, ( तावत् ) તેટલામાં તો ( मृत्योः ) મરણની ( सहचरी ) બહેનપણીરૂપ ( जरा ) વૃદ્ધાવસ્થા તે ( काय ) શરીરને ( कवलयति ) કોળિયો કરી જાય છે—તેનો નાશ કરે છે ૩

માતાના ગર્ભમાં આવવાથી માંડીને ઘડપણનો છેડો (મરણ) આવે ત્યાં સુધી આ સંસારમાં સુખ જેવું કાંઈ છે જ નહીં. કદી કાંઈ સુખ ભોગવવા જેવું લાગે છે તો તે લાંબો વખત ટકતું નથી ત્યારે આ નાટક કયા પ્રકારનું ? અને આમાં સુખના ચટકા શા ? આ સર્વ પ્રપંચ શેનો ? કઈ જાતના સુખની પછવાડે આપણે દોડયા જઈએ છીએ ? અને તે કેટલો વખત ચાલશે ? આ આખા સંસારનાટકમાં વાસ્તવિક સુખ કાંઈ પણ નથી કદાચ સુખ જણાય તો તે આભાસ માત્ર સુખ છે અને તેની પછવાડે જરા અને મૃત્યુ એ બે મહારાક્ષસી ઊભી છે તેથી સંસારનું સ્વરૂપ સમજવું અને સમજીને વારવાર વિચારવું ૩

( उपजातिवृत्तम् )

विभ्रान्तचित्तो बत बम्भ्रमीति, पक्षीव रुद्धस्तनुपञ्जरेऽङ्गी ।
नुन्नो नियत्यातनुकर्मतन्तु-संदानितः सन्निहितान्तकौतुः ॥४॥

અર્થ —( बत ) ખેદની વાત છે કે ( अङ्गी ) આ સંસારી

જીવ ( तनुपञ्जरे ) શરીરરૂપી પાંજરાને વિષે ( पक्षीव ) પક્ષીની જેમ ( रुद्धः ) રૂંધાયેલો ( नियत्या ) ભવિતવ્યતાવડે ( नुन्नः ) પ્રેરાયેલો, ( अतनुकर्मतन्तुसंदानितः ) ભારે કર્મરૂપી દોરાથી બંધાયેલો તથા ( सन्निहितान्तकौतुः ) યમરાજરૂપી બિલાડો જેની પાસે રહ્યો છે એવો અને તેના ભયથી ( विभ्रान्तचित्तः ) વિહ્વળ થયું છે ચિત્ત જેનું એવો સતો ( बंभ्रमीति ) અનાદિ કાળથી અત્યંત ભમ્યા કરે છે. ૪.

કર્મરૂપી પાંજરે પડેલો આ જીવ સારી રીતે સંસારમાં રખડે છે, અને એના ચિત્તની વૃત્તિ એટલી ભમી ગયેલી છે કે એ પોતે પાંજરે પડ્યો છે એ વાત પણ જાણતો નથી અને જાણે એ પાંજરામા પડવાની સ્થિતિ એની સ્વાભાવિક હોય અને પાંજરું ઘરનું ઘર હોય એમ તે માની લે છે જ્યારે મન ભ્રમિત થાય ત્યારે પછી બીજું શું થાય ? આ સંસારનાટકમા પડેલા અને ભાન ભૂલેલા પ્રાણીની આ દશા થાય છે. તે ખાસ ખ્યાલમાં રાખી તેની પંજરવત્ સ્થિતિ અને તેનું ભવિતવ્યતા આધીનત્વ ખૂબ વિચાર કરવા યોગ્ય છે ૪

( अनुष्टुप् )

अनन्तान् पुद्गलावर्त्ता–ननन्तानन्तरूपभृत् ।
अनन्तशो भ्रमत्येव, जीवोऽनादिभवार्णवे ॥ ५ ॥

અર્થ:—( अनन्तानन्तरूपभृत् ) અનંતાનંત દેહને ધારણ કરતો એવો ( जीवः ) જીવ ( अनादिभवार्णवे ) અનાદિ ભવસમુદ્રને વિષે ( अनन्तान् ) અનંત ( पुद्गलावर्त्तान् ) પુદ્ગલપરાવર્ત પર્યંત (अनन्तशः) અનંતી વાર (भ्रमत्येव) ભમે જ છે. ૫

અનંતી ઉત્સર્પિણી અને અવસર્પિણી વ્યતીત થાય ત્યારે એક પુદ્ગલપરાવર્ત થાય છે. સંસારનું અનાદિત્વ સમજાય, પોતાનો

રખડપાટો સમજાય, પોતે ધારણ કરેલા રૂપોનો ખ્યાલ આવે અને એવા રૂપો અનંત વાર ધારણ કર્યા છે એ સમજાય ત્યારે તે સમજાયો કહેવાય, તેમજ પ્રાણી પોતાનું આ અનાદિ સંસાર સમુદ્રમાં કેવું સ્થાન છે? તે પણ ત્યારે જ સમજે ૫.

ગેયાષ્ટક : તૃતીય સંસારભાવના. ૩

( સર્વ સંસારના ભાવ તું, મન ધરી જીવ સંભાર રે,
તે સવે તેં પણ અનુભવ્યા, હ્રદયમાં તેહ ઉતાર રે.—એ ચાલ )

કલય સંસારમતિદારુણં, જન્મમરણાદિભયભીત ! રે ।
મોહરિપુણેહ સગલગ્રહં, પ્રતિપદં વિપદમુપનીત રે ॥ કલય૦॥૧॥

અર્થ —( રે ! ) હે ! ( જન્મમરણાદિભયભીત ! ) જન્મ અને મરણ વિગેરેના ભયથી ત્રાસ પામેલા તથા ( મોહરિપુણા ) મોહરૂપી શત્રુએ ( ઇહ ) આ જગતમાં ( સગલગ્રહં ) ગળે પકડીને ( પ્રતિપદં ) પગલે પગલે ( વિપદં ) આપદાને ( ઉપનીત ) પમાડેલા એવા ( રે ! ) હે જીવ ! ( સંસારં ) આ સંસારને ( અતિદારુણં ) અત્યંત ભયથી ભરેલો ( કલય ) તું જાણ ૧

જ્યાં મોહરાજાનું શાસન વર્તતું હોય, અને એ મોહરાજા તારો પાકો દુશ્મન હોય ત્યાં એ દુશ્મનના રાજ્યમાં તારે જીવવાનું અને મરવાનું જ હોય, તેવા દુ:ખરૂપ આ સંસારને તું શું એમને નગમતો જાય છે? એ સંસાર કેવો છે? તે વિચાર, વળી આ મારા-તારાનો વ્યવહાર પણ એ મોહરાજાએ જ કરાવ્યો છે તે તું વિચાર, તેમજ એ મોહરાજા કેવો છે તે સમજ ૧

સ્વજનતનયાદિપરિચયગુણૈ-રિહ મુધા બધ્યસે મૂઢ ! રે ।
પ્રતિપદં નવનવૈરનુભવૈ, પરિભવૈરસકૃદુપગૂઢ રે ॥ કલય૦ ॥૨॥

અર્થ—( रे! ) અરે !( प्रतिपदं ) પગલે પગલે (नवनवैः) નવા નવા ( अनुभवैः ) શુભાશુભ કર્મફળ ભોગવવાવડે અને ( परिभवैः ) પરાભવવડે ( असकृत् ) વારવાર ( उपगूढ ) સ્પર્શ કરાયેલા ( रे मूढ !) રે મૂર્ખ ! ( इह ) આ સંસારમાં ( स्वजनतनयादिपरिचयगुणैः ) સ્વજન અને પુત્રાદિકના પરિચયરૂપી દોરડાવડે તું ( मुधा ) ફોગટ ( वध्यसे ) બંધાય છે. ૨.

તને ડગલે અને પગલે કેટલાય કડવા અનુભવો થયા છે, છતાં તું જે કુટુંબની ખાતર પડી મરે છે તે તારા તરફ કેવી રીતે વર્તે છે તેનો વિચાર કરતો નથી. તને પરભવમાં તો અનેક અનુભવ થયા છે, ઉપરાંત આ ભવમા તેં કેટલું વાંચ્યુ, કેટલું જાણ્યું અને કેટલુ અનુભવ્યું એ બધા અનુભવ પછી પણ એવો ને એવો જ રહીશ ? વળી તેં અત્યાર સુધીમા ન ઇચ્છવા યોગ્ય તિરસ્કારો કેટલા સહ્યા છે ? ગતકાળમા તું કેવી કેવી ગતિઓમા જઈ આવ્યો છે ? ત્યાં તારા શા હાલહવાલ થયા હતા ? તેનો તું વિચાર કર ૨.

घटयसि क्वचन मदमुन्नतेः, क्वचिदहो हीनतादीन रे ।
प्रतिभवं रूपमपरापरं, वहसि वत कर्मणाधीन ! रे ॥कलय०॥३॥

અર્થ:—( अहो ) અહો ! ચેતન ! ( क्वचन ) કોઇક ભવે ( उन्नतेः ) શુભ કર્મના ઉદયથી સંપત્તિના (मदं) મદને (घटयसि) તું કરે છે, તથા ( रे ! ) હે ચેતન ! ( क्वचित् ) કોઇક ભવે ( हीनतादीन ) અશુભ કર્મના ઉદયથી દારિદ્ર્યવડે કરીને દીન બને છે. ( वत ) કષ્ટની વાત છે કે ( रे कर्मणाधीन ! ) કર્મને આધીન એવા હે ચેતન ! ( प्रतिभवं ) ભવભવને વિષે ( अपरापरं) જૂદા જૂદા (रूपं) રૂપને (वहसि) તું ધારણ કરે છે. ૩.

સર્વ સંયોગ તેં અનુભવ્યા, રોગ અને શોક તેં અનુભવ્યા, સુખ દુઃખ પણ તેં અનુભવ્યા, પરંતુ કોઇ ભવમાં જિનેશ્વરનો યોગ

તને પ્રાપ્ત થયો નહીં. આ સર્વે આરે અતિમા બનવા યોગ્ય છે એમા નવાઈ જેવુ કાઇ નથી. આ સસારનુ નાટક આત્મા જ કરે છે, તેના પાત્રો કર્મશાસ્ત્ર નચાવે તેમ નાચે છે અને તે ફરમાવે તેવા નવા નવા વેષ લેવા પડે છે. એવા નવા નવા રૂપ લેવા તે કર્મને જ આધીન છે ૩.

जातु मृत्युवदशापरवशो, जातु तारुण्यमदमस रे ।
जातु दुर्जयजराजर्जरो, जातु पितृपतिकरायत्त रे॥ कलय०॥४॥

અર્થ —( रे ) અરે ચેતન! ( जातु ) કદાચિત્ તુ (शैशव-वशापरवश ) બાળપણાએ કરીને પરાધીન હોય છે, ( जातु ) કદાચિત્ ( तारुण्यमदमत्त ) જુવાનીના મદથી માતો હોય છે, ( जातु ) કદાચિત્ ( दुर्जयजराजर्जरः ) દુઃખે જીતી શકાય એવી જરાથી જર્જરિત હોય છે અને ( जातु ) કદાચિત્ ( पितृपतिकरायत्त ) યમરાજના હસ્તને આધીન થઇ જાય છે અર્થાત્ મૃત્યુ પામે છે ૪

આ નાટક પણ જોવા જેવુ છે પ્રાણીઓ કેવા કેવા વેશ લે છે ? અને એક ભવમા પણ કેવી કેવી સ્થિતિ પામી કેવા કેવા પાઠ ભજવે છે ? તે વિચારી એ સસારને આત્મા સ્વરૂપમા સમજવા જેવો છે અને સમજીને ધડો લેવાનો છે આ હકીકત તને પણ વિચારમા નાખી દે તેવી, શરમાવે તેવી અને મુઝવે તેવી નથી? આ સર્વ અનુભવતી તુ શા કારણે કર્યા કરે છે? તેનો તુ વિચાર કર. ૪

व्रजति तनयोऽपि ननु जनकतां, तनयतां व्रजति पुनरेष रे ।
भावयन् विकृतिमिति भवगते—स्त्यजैतमां नृभवशुभशेष रे। क०५

અર્થ —( ननु ) નિશ્ચે ( तनयोऽपि ) પુત્ર પણ (जनकतां) પિતાપણાને ( व्रजति ) પામે છે, ( पुनः ) વળી ( एष ) આ

પિતા ( तनयतां ) પુત્રપણાને ( व्रजति ) પામે છે, ( इति ) આ પ્રમાણે ( भवगतेः ) સંસારની ગતિના ( विकृतिं ) વિષમ સ્વભાવને ( भावयन् ) વિચારતા સતો ( नृभवशुभशेष रे ) મનુષ્ય ભવના કેટલાક શુભકર્મ જેના બાકી છે એવા હે જીવ ! ( त्यजतमां ) ફરીફરીને આવાગમન થાય એવા સંસારના કારણોનો તુ અત્યંતપણે ત્યાગ કર. ૫

સંસારની આ વિચિત્રતા વિચારીને હજુ તારો મનુષ્ય ભવ બાકી છે ત્યા સુધીમાં એ સર્વને તું તજી દે તને આવી વિચિત્રતા જોઇ આ સંસાર પર ચીતરી ચઢતી નથી ? તુ કયાં મોહ કરી રહ્યો છે ? કોના ઉપર મોહ પામ્યો છે ? એ કોણ છે ? એના પૂર્વ સંબંધો તારી સાથે શા છે ? એ સર્વ જરા વિચાર અને હવે બાકી રહેલા આયુષ્યના ભાગમાં એ સર્વ વિચિત્રતાઓ છોડી દે, અથવા એવી વિચિત્રતાઓ વધે નહીં એવો માર્ગ શોધ. આ બાબત ઉપર કુબેરદત્ત અને કુબેરદત્તાની અઢાર નાતરાવાળી કથા વાંચવી. આ સંસારની વિચિત્રતાનો વિચાર કરતા ત્રાસ થાય તેવુ છે અને મગજને મુંઝવી નાંખે તેવું છે. પરંતુ તે સાચી હોઈ મગજને ઠેકાણે લાવે તેવી અને તે દ્વારા માર્ગ પર લઈ આવે તેવો પણ છે. ફરીથી તને કહેવાની જરૂર નથી કે આ વિચિત્રતાને વિચારીને નરભવના બાકીના ભાગને તું સારા ઉપયોગમાં લઈ લે. ૫.

यत्र दुःखार्तिगदद्वलवै-रनुदिनं दह्यसे जीव रे ! ।
हन्त तत्रैव रज्यसि चिरं, मोहमदिरामदक्षीव रे. क० ॥ ६ ॥

અર્થ—( मोहमदिरामदक्षीव ) મોહરૂપી મદિરાના મદથી મત્ત થયેલા એવા ( रे जीव ! ) હે જીવ ! ( यत्र ) જે સંસારમાં ( अनुदिनं ) હમેશાં ( दुःखार्तिगदद्वलवैः ) અનેક પ્રકારના દુઃખ, ચિંતા અને વ્યાધિરૂપી દાવાગ્નિના તણખાવડે ( दह्यसे )

તુ જાણે છે, ( तत्रैव ) તે જ સંસારમા ( हन्त ) ખેદની વાત છે કે ( चिरं ) ઘણા કાળ સુધી (रज्यसि) તુ રંજન પામે છે ૬

જીવને મદિરા પાનાર મોહરાજા છે, એનુ આ સંસારપર સામ્રાજ્ય છે, એનો માર્ગ વિષમ છે, અતિ ઉંડાણવાળો છે તે ચિત્ત વૃત્તિરૂપ અટવીમા આવેલો છે, મોહરાજા પ્રાણીને કેફમા જ રાખે છે તેથી આવો દુર્ઘટ આ સંસાર છે એમ તે સમજી શકતો નથી. તેમાં તારે રંજન થવુ છે, તારે તેમાથી રસ કાઢવો છે, તારે તેમાથી ઉપભોગ મેળવવા છે, ધન્ય છે તારી વિવેકબુદ્ધિને, વિચારણાને અને પરીક્ષક શક્તિને ! સંસારના આ ચિત્રમા જરાપણ વધારે પડતી વાત નથી. પોતાનો અનુભવ જ એ માટે પૂરતો છે માત્ર શાણી નજરે પોતાનો જીવનક્રમ વિચારવામા આવે તો તેમા સાર જેવુ કાંઇ નીકળે તેમ નથી. ૬

दर्शयन् किमपि सुखवैभव, संहरंस्तदथ सहसैव रे ।
विप्रलमयति शिशुमिव जनं, कालबटुकोऽयमत्रैव रे. क० ॥७॥

અર્થ—( अयं ) આ ( कालबटुक ) કાળરૂપી બટુક (अत्रैव) આ ભવમા જ ( किमपि ) કાંઇક ( सुखवैभवं ) સુખના વૈભવને ( दर्शयन् ) દેખાડતો અને (अथ) ત્યારપછી (सहसैव) તત્કાળ-એકદમ ( तत् ) તે વૈભવને ( संहरन् ) હરી લેતો સતો ( शिशुमिव ) બાળકની જેમ ( जनं ) લોકને (विप्रलमयति) ઠગે છે ૭

વાત વિચારવાની એ છે કે કદાચ જરા માનવાના સુખ કે વૈભવ મળી જાય તોપણ તે ક્યારે સંકેલાઇ જશે અને તેની સાથેનો સંબંધ ક્યારે પૂરો થશે તે આપણે કદી પણ જાણતા નથી. કંઇકના સુખ વૈભવો થોડા વખતમા લેવાઇ જતા આપણે નજરે જોયા છે, તેથી કદાચ તને અત્યારથી થોડી સુખ સમૃદ્ધિ કે વૈભવ મળ્યા હોય તોપણ તેના ઉપર કેટલો વિશ્વાસ રાખવો

તે તુ વિચારજે—આખા સંસારનો ખ્યાલ કરીશ તો જણાશે કે તને કર્મથી ભરેલા પોટલાઓ ઉપડાવીને કર્મરાજ અન્ય ભવમાં લઈ જશે પછી ત્યાં તે તારા કેવા સંસ્કાર કરશે એનો વિચાર કરજે. ૭.

सकलसंसारभयभेदकं, जिनवचो मनसि निवधान रे।
विनय परिणमय निःश्रेयसं, विहितशमरससुधापानरे, क०॥८॥

અર્થ—( रे विनय ! ) હે વિનય ! હે આત્મા ! (सकलसंसारभयभेदकं) સમગ્ર સંસારના ભયનો નાશ કરનાર એવા (जिनवचः) જિનેશ્વરના વચનને ( मनसि ) મનને વિષે ( निवधान ) તુ ધારણ કર અને તેથી ( विहितशमरससुधापान रे ) કર્યું છે સમતારસરૂપી અમૃતનું પાન જેણે એવો થઈને હે આત્મા ! તું ( निःश्रेयसं ) મોક્ષને ( परिणमय ) પરિણમાવ—મોક્ષરૂપ પરિણામને પામ ૮.

તાત્પર્ય એ છે કે શમામૃતનું પાન કરીને તું મોક્ષ સાથે તન્મય ભાવ કરી દે. તને સંસાર અનેક ઉપાધિથી ભરપૂર ચિંતાનું સ્થાન લાગ્યો હોય તો હવે તારે તેનાથી મોક્ષ જ મેળવવો રહ્યો સંસારથી છૂટવું એનું નામ જ મોક્ષ છે. આ ભાવના વિચારતાં તારે સંસારથી છુટવું હોય તો શાંતસુધારસનું પાન કર. એ રીતે મુક્તિ સાથે એકતા કર. તું ખરો વિનીત હો, તારે સાચે માર્ગે ચઢવું જ હોય અને આ સંસારથી તું ખરો કંટાળી ગયો હો, તો આ સંસારભાવના ભાવવાનુ એ જ સાચું ફળ છે. બીજી કોઈ જગ્યાએથી સંસારની બરાબર ઓળખાણ થતી હોય તો તે વચન સ્વીકારવાનો અત્ર નિષેધ નથી. ઉપાધ્યાયજીએ અનેક પ્રકારની પરીક્ષામાંથી જિનવચનને તાવી, તપાસી, ચકાસી જોયું છે. માટે તારી આ પ્રકરણમા કહેલી સર્વ ગુંચવણનો નીકાલ કરે તેવું એક જૈન શાસન જ છે એમ તે કહે છે. ૮.

। इति तृतीयः प्रकाशः ।

## । अथ चतुर्थ प्रकाश ४ ।

ઉપર સંસારભાવના કહી. હવે ભવને વિષે જીવ એકલો જ ભમે છે, એ મુજબ કરીને આવેલી એકત્વ ભાવનાને ભાવતા સતા કહે છે —

### । एकत्वभावना ।

( स्वागतावृत्तम् )

एक एव भगवानयमात्मा, ज्ञानदर्शनतरङ्गसरङ्गः ।
सर्वमन्यदुपकल्पितमेतद्-व्याकुलीकरणमेव ममत्वम् ॥ १ ॥

અર્થઃ—( ज्ञानदर्शनतरङ्गसरङ्गः ) જ્ઞાન અને દર્શનના તરંગોમાં વિલાસ કરનારો (अयं) આ (आत्मा) આત્મા ( भगवान् ) ભગવાન ( एक एव ) એક જ છે, ( अन्यत् ) આત્મા સિવાય બીજું ( एतत् ) આ (सर्वं) સચેતન અચેતન સર્વ ( उपकल्पितं ) કલ્પિત છે—સાચું નથી ( ममत्वं ) તેના ઉપર જે મમત્વ—મારાપણું તે ( व्याकुलीकरणमेव ) વ્યાકુળતાને કરનારું જ છે એમ જાણવું ૧

સચેતન અચેતન કુલ પદાર્થો અને આવો આત્મા સિવાયના કોઈ તે મમતામાંથી જાગે છે એ સર્વની પાછળ મમતા બેઠેલી છે અને એ સર્વને પ્રેરનારી એ જ સાક્ષી છે એ સર્વ મમત્વ ખાલી કલ્પનાથી ઉત્પન્ન થાય છે, તેથી પ્રાણી તેને આધીન થઈ બ્હાવરો બની જાય છે તે પ્રાણીને વશ કરી ન અટકતાં આકુળવ્યાકુળ કરી મૂકે છે—કદી કરીને ઠામ બેસવા દેતી નથી એ કર્મસંબંધથી થયેલી આ માની વિભાવદશા છે એનો મૂળ સ્વભાવ એ નથી ૧

( प्रबोधतावृत्तत्रयम् )

अबुधैः परभावलालसा-लसदज्ञानदशावशात्मभिः ।
परवस्तुषु हा स्वकीयता, विषयावेशवशाद्धि कल्प्यते ॥२॥

**અર્થ**:—( हा ) હા ! હા ! ખેદની વાત છે કે ( परभावलालसालसदज्ञानदशावशात्मभिः ) અન્ય પૌદ્ગલિક પદાર્થની લાલસા ઇચ્છાથી જાગતી એવી અજ્ઞાનદશા એટલે નિર્વિચાર દશાને વશ થયો છે આત્મા જેનો એવા ( अबुधैः ) અજ્ઞાની જનોવડે ( हि ) નિશ્ચે ( विषयावेशवशात् ) વિષયના આવેશના વશથકી ( परवस्तुषु ) અન્ય પૌદ્ગલિક વસ્તુને વિષે ( स्वकीयता ) પોતાપણું-મારાપણું ( कल्प्यते ) કરાય છે ૨.

આત્માથી વ્યતિરિક્ત સર્વ પરભાવ છે, છતા આ પ્રાણી શરીરને, ઘરને, પુત્ર-સ્ત્રી વિગેરેને તથા કામધધાને પોતાના માને છે. ઇંદ્રિયોના ભોગો ભોગવવા એ પોતાનો વિલાસ માને છે, પરિગ્રહ એકઠો કરવો એને પોતાનું કર્તવ્ય માને છે, આ સર્વને પોતાનુ માને છે; પરંતુ પોતાનું-આત્માનું એકત્વ જાણતો નથી. આવી સ્થિતિમાં-અજ્ઞાનદશામાં પડેલો, જાણકાર છતા મૂર્ખ બનેલો, પરભાવદશામાં આથડતો આત્મા વિષયના આવેશમાં પારકી વસ્તુમાં પોતાપણાનો આરોપ કરે છે તે તેની મિથ્યા કલ્પના જ છે. ૨.

कृतिनां दयितेति चिन्तनं, परदारेषु यथा विपत्तये ।
विविधार्तिभयावहं तथा, परभावेषु ममत्वभावनम् ॥ ३ ॥

**અર્થ**:—( यथा ) જેમ ( कृतिनां ) સમજુ માણસને ( परदारेषु ) પરસ્ત્રીને વિષે ( दयिता ) આ મારી સ્ત્રી છે ( इति ) એમ ( चिन्तनं ) જે વિચારવું તે ( विपत्तये ) આપત્તિને માટે થાય છે, ( तथा ) તેમ ( परभावेषु ) આત્મા સિવાય બીજા સર્વ

સુચેતન અચેતન પદાર્થોને વિષે ( ममत्वमायत ) જે મમતાપણાનો વિચાર છે તે ( विविधार्तिभयावहं ) વિવિધ પ્રકારની પીડા અને ભયને કરનાર થાય છે ૩

પરભવમા મમત્વ કરવો, પરભાવમા સ્વાત્મબુદ્ધિ કરવી, એ અનેક પ્રકારની પીડા અને ભય પ્રાપ્ત કરે છે જ્યાં પોતાનુ કાંઈ નથી, રહેવાનુ નથી, સાથે આવવાનુ નથી, તેને પોતાના માની તેની ખાતર મમત્વબુદ્ધિએ અધઃપાત થાય ત્યારે તેના પરિણામ જરૂર ચાખવા પડે છે, તેમા કાંઈ નવાઈ જેવુ નથી. આ આખો સંસાર મમત્વ ઉપર મંડાયો છે અને એ મમત્વ પરવસ્તુઓમા છે સમજુ હોવા છતા આવી રીતે પરભાવમા રમણ કરવાની ટેવ પડી ગયેલા અને માર્ગભ્રષ્ટ થયેલા આત્માને હવે પ્રેમપૂર્વક સમજાવે છે અને તેને માર્ગ પર આવવા વિજ્ઞપ્તિ કરે છે આ વિજ્ઞપ્તિ કરનાર કોણ ? અને કોની પાસે કરે છે ? એ શોધી કાઢવામાં આવે તો આત્માનો એકત્વ ભાવ સમજાય ૩

अधुना परभावसंवृतिं, हर चेत ! परितोऽवगुण्ठिताम् ।
क्षणमात्मविचारचन्दन-द्रुमवातोर्मिरसाः स्पृशन्तु माम् ॥४॥

અર્થઃ—( परितोऽवगुण्ठितां ) ચારે તરફથી કર્મપુદ્ગલોવડે વીંટાયેલી એવા ( चेतः ! ) હે ચિત્ત ! ( अधुना ) હમણા તુ ( परभावसंवृतिं ) પુદ્ગલભાવના આવરણને ( हर ) દૂર કરી ત્યાગ કર. એમ કરવાથી ( आत्मविचारचन्दनद्रुमवातोर्मिरसा ) જ્ઞાન-દર્શન મય ઉજ્જ્વળ રૂપનો જે વિચાર તે રૂપ ચંદનવૃક્ષના વાયુના કલ્લોલોથી ઉત્પન્ન થયેલા રસો ( क्षण ) ક્ષણવાર ( मां ) આત્મારૂપી મને ( स्पृशन्तु ) સ્પર્શ કરો-પ્રાપ્ત થાઓ. ૪

હે ! તારી આસપાસ પરભાવરમણતાનો કાચો પડદો ફરી વળ્યો છે, એ પડદાએ તને ઘેરી લીધો છે અને તુ ખરેખર તને વશ પડી

ગયો છે. આ પડદાને ચીરી નાંખ, આ પરભાવરમણતાને ફેંકી દે, આ પરભાવરૂપ ઝળાને દૂર કર. અત્યારે તું જેમાં રાચી રહ્યો છે તે સર્વ પરભાવ છે, સર્વને અત્યારે જરા છોડી દે કે જેથી આ મનુષ્યભવમાં ચંદનના વૃક્ષમાંથી નીકળતા શીતળ પવનની લહરીનો રસ જરા તને સ્પર્શે. એ ચંદનવૃક્ષ તે આત્મવિચાર છે. આત્મવિચારમાં પ્રાણી પડે ત્યારે એને એવી શાંતિ થઇ જાય છે કે જેવી શાંતિ ચંદનના વૃક્ષોનો સ્પર્શ કરેલા પવનના શીતળ સ્પર્શ વખતે થાય છે. ૪.

( अनुष्टुप्वृत्तम् )

एकतां समतोपेता-मेनामात्मन् ! विभावय ।
लभस्व परमानन्द-संपदं नमिराजवत् ॥ ५ ॥

અર્થઃ—( आत्मन् ! ) હે આત્મા ! ( एनां ) આ ઉપર કહેલી ( समतोपेतां ) સર્વ સચેતન અચેતનને વિષે સમતાએ કરીને સહિત એવી ( एकतां ) આત્મા અનાદિ કાળથી એકલો જ છે આ પ્રકારની એકતાને ( विभावय ) તું વિચાર. અને ( नमिराजवत् ) નમિ રાજાની જેમ ( परमानन्दसंपदं ) મોક્ષલક્ષ્મીને ( लभस्व ) તું પ્રાપ્ત કર ૫.

ભૂમિકા સાફ કર્યા વિના ચિત્રામણ કરવામાં આવે તો તે નકામું થાય છે, તેમ સમતા વગર કરેલ સર્વ કરણી કે વિચારણા નિરર્થક થાય છે. મનની શાંતિ અને અંતરની વિશુદ્ધિ એ એકત્વ ભાવનાની વિચારણાને અંગે ખાસ જરૂરી છે. એવી રીતે સમતાપૂર્વક એકત્વ ભાવના ભાવ એટલે તને પરમાનંદ પદવી-સંપત્તિ જરૂર મળશે થોડા વખતની સંપત્તિના કોડ હવે છોડી દે અને પરમાનંદ પદના આનંદને તું મેળવ. એ તો ઉત્કૃષ્ટ આનંદ છે, નિરવધિ આનંદ છે, અક્ષય આનંદ છે. તે ઉપર નમિ રાજાનું દૃષ્ટાંત વાંચજે. ૫.

### ગેયાષ્ટક : ચતુર્થ એકત્વ ભાવના ૪

। परजीया रागेण गीयते ।

( તુહી તુહી તુહી તુહી ઉહી પ્રગતા ધ્યાન રે
તુજ સ્વરૂપી જે થયા તે, લહે તાહરું તાન રે, એ ચાલ. )

विनय ! चिन्तय वस्तुतत्त्वं, जगति निजमिह कस्य किम् ।
भवति मतिरिति यस्य हृदये, दुरितमुदयति तस्य किम् ॥ वि०१

અર્થ —( विनय ! ) હે વિનય ! ( वस्तुतत्त्व ) તુ વસ્તુનુ સ્વરૂપ ( चिन्तय ) વિચાર ( इह ) આ (जगति) જગતમા (कस्य) કોનુ ( किं ) શુ ( निज ) પોતાનુ છે ? અર્થાત્ કોઇને કાંઇ પણ પોતાનુ નથી ( इति ) એવા પ્રકારની ( मति ) બુદ્ધિ ( यस्य ) જેના ( हृदये ) હૃદયમાં ( भवति ) થાય છે, ( तस्य ) તેને ( किं ) શુ ( दुरितं ) દુર્ગતિના દુઃખો ( उदयति ) ઉદયમા આવે ? અર્થાત્ ન જ આવે. ૧

આ દુનિયામા તારુ પોતાનુ શુ છે ? તેનો તુ વિચાર કર જો તુ તારા શરીરને તારુ માનતો હો તો તે તારુ નથી. તે આપણે જોઇ ગયા. ઘર વિગેરે તથા પુત્રાદિક પણ તારા નથી. અનેક જીવો છે તેમા તારા કોણ ? અનેક વસ્તુ છે તેમા તારી કઇ ? આ તો ફોગટના ફસાઈ ગયા એમ તને જણાશે. આટલો વિચાર આવે એટલે પછી એને કોઇ જાતનુ દુઃખ થાય ખરુ ? અથવા એનાથી કોઈ પાપાચરણ બને ખરુ ? ન જ બને ૧

एकं उत्पद्यते तनुमानेकं एवं विपद्यते ।
एक एव हि कर्म चिनुते सैककः फलमश्नुते ॥ वि० ॥ २ ॥

અર્થ.—( तनुमान् ) દેહધારી પ્રાણી ( एकः ) એકલો જ ( उत्पद्यते ) ઉત્પન્ન થાય છે ( एक एव ) એકલો જ ( विपद्यते )

મરે છે, ( एक एव हि ) એકલો જ નિશ્ચે (कर्म) કર્મને (चिनुते) એકઠા કરે છે, તથા ( सः ) તે પ્રાણી ( एककः ) એકલો જ ( फलं ) કર્મના ફળને ( अश्नुते ) ભોગવે છે. ૨.

આ પ્રાણી પોતાની ખાતર કર્મ કરતો હોય કે ગમે તેની ખાતર કરતો હોય પણ સારાં કે માઠાં આચરણનાં ફળો તેણે એકલાએ જ ભોગવવાના છે. ધનાદિકનો ભાગ લેનારા ઘણાએ મળશે, પણ શુભાશુભ કર્મના ફળનો ભાગ લેનાર કોઇ નહીં મળે-તે તારે એકલાએ જ આપવો પડશે. બીજું પણ યાદ રાખજે કે કર્મપરિણામ રાજાને મંદિરે સો મણ તેલના દીવા બળે છે, ત્યાં જરા પણ પોલ ચાલે તેમ નથી ત્યાં તારે એકલાએ જ કર્મનો બદલો ભોગવવાનો છે. ૨

यस्य यावान् परपरिग्रहो विविधममतावीवधः ।
जलधिविनिहितपोतयुक्त्या पतति तावदसावधः ॥ विनय ॥३॥

અર્થ—( यस्य ) જે પ્રાણીને ( विविधममतावीवधः ) વિવિધ પ્રકારની મમતાથી ભારે થયેલો ( यावान् ) જેટલો ( परपरिग्रहः ) અન્ય પુદ્ગલાદિક વસ્તુનો પરિગ્રહ હોય છે, ( असौ ) તે પ્રાણી ( जलधिविनिहितपोतयुक्त्या ) સમુદ્રમાં સ્થાપન કરેલા વહાણની યુક્તિવડે ( तावत् ) તેટલો ( अधः ) નીચે ( पतति ) પડે છે. ૩.

જે પ્રાણી જેટલો મમતાનો સ્વીકાર કરે છે, તેટલો જ તે ઊંચા ગુણરાશિના શિખર ઉપરથી નીચે પડે છે, તેથી સ્ત્રી, પુત્ર, ધન વિગેરે ઉપરની મમતાનો ત્યાગ કરવાથી આત્મા ભાર રહિત થઇને ઊર્ધ્વ ગતિવાળો થાય છે. આ પ્રાણીને સંસારનો એવો મોહ લાગ્યો છે કે એ ચેટકનો કાંઇ છેડો દેખાતો નથી. જ્યાં પરભાવમાં રમણતા થઇ તેને અંગે આત્મવિચારણા દૂર થઇ

થયું તો પછી મમત્વ જ થાય છે અને એના ચક્કરમાં ચડ્યો એટલે એ ભારે થતો જ જાય છે એનો વિચાર કરવો યોગ્ય છે ૩.

स्वस्वभावं मद्यमुदितो भुवि विलुप्य विचेष्टते ।
दृश्यतां परभावघटना-त्पतति विलुठति जृम्भते ॥ विनय ॥४॥

અર્થ—જેમ ( मद्यमुदितः ) મદિરાના પાનથી ઉન્મત્ત થયેલો જીવ ( स्वस्वभावं ) પોતાના સ્વભાવને ( विलुप्य ) તજી દઈને ( भुवि ) પૃથ્વી ઉપર ( विचेष्टते ) ગાયન, હસનાદિક વિવિધ ચેષ્ટા કરે છે તે ( दृश्यतां ) આંખ ઉઘાડીને જો ( परभावघटनात् ) આત્માના સ્વભાવથકી અન્ય મદભાવ, તેરૂપી અનુચિત કર્તવ્યથકી જ તે ( पतति ) પડે છે અને ( विलुठति ) આળોટે છે એટલે અપરોપરથી અથડાય છે, ( जृम्भते ) બગાસા ખાય છે ૪

પરભાવ રમણતાને લઈને એ પોતાનો સ્વભાવ વિસરી જાય છે અને મોહમમત્વમાં પડી જઈ અનેક અકાર્યો કરે છે અને ભારે ગોટાળામાં પડે છે વિવિધ પ્રકારની મમતા સ્વીકારવાથી સ્વભાવને ભૂલી જાય છે, તથી દુર્ગંધવાળા અને લાળવાળા સ્ત્રીપુત્રાદિકના મુખનું ચુંબન કરે છે, તેથી તે સંસારસાગરમાં ભટકે છે જ્ઞાન, દર્શન, ચારિત્રનો ધણી પરભાવમાં પડી જાય છે, ત્યારે એ પોતાનું મૂળ રૂપ તજી દઈ અત્યંત વિચિત્ર ચેષ્ટાઓ કરે છે દારૂ પીનારાની જેમ આ પ્રાણી સંસારના નાટકો ભજવવામાં પડી જાય છે અને સંસારપર પ્રેમ કરી ઈષ્ટવિયોગાદિ પ્રસંગે શૂન્ય ચિત્તવાળો થઈ જાય છે ૪

पश्य काञ्चनमितरपुद्गल-मिलितमञ्चति कां दशाम् ।
केवलस्य तु तस्य रूपं, विदितमेव भवादृशाम् ॥ विनय ॥५॥

અર્થ—( इतरपुद्गलमिलितं ) બીજા તાંબાદિકના પુદ્ગલની

સાથે મળેલું ( काञ्चनं ) સુવર્ણ ( कां ) કઈ ( दशां ) અવસ્થાને ( अञ्चति ) પામે છે ? ( पश्य ) તે તું જો ( तु ) પરંતુ ( केवलस्य ) તામ્રાદિકના સંયોગ રહિત એવા ( तस्य ) તે કાચનનું ( रूपं ) સ્વરૂપ ( भवादृशां ) તમારા જેવા ગુરૂને ( विदितमेव ) જાણવામાં જ છે ૫.

એટલે કે કેવળ સાચું સુવર્ણ હોય તો તે તેજસ્વી, કોમળ, વજનદાર, સ્નિગ્ધ અને માંગલિક હોય છે, પરંતુ તે અન્ય ધાતુવડે મિશ્રિત થાય ત્યારે તેના તે ગુણો રહેતા નથી અને તેમાં જો વધારે પડતો જાય-વધારે ભેગ થાય તો કોઇ તેને સોનું માનવાની પણ ના પાડે છે. તે જ પ્રમાણે આત્મા સુવર્ણની જેવો શુદ્ધ છતા કર્મરૂપી અન્ય ધાતુની સાથે મળવાથી આત્માનું આત્મત્વ એટલે તેના ગુણો દેખાતા નથી. ૫.

एवमात्मनि कर्मवशतो, भवति रूपमनेकधा ।
कर्ममलरहिते तु भगवति, भासते काञ्चनविधा ॥ विनय ॥६॥

અર્થ—( एवं ) એ પ્રકારે ( आत्मनि ) આત્માને વિષે ( कर्मवशात: ) શુભાશુભ કર્મના ઉદયના વશથકી ( अनेकधा ) સુખી દુઃખી ઇત્યાદિ અનેક પ્રકારે ( रूपं ) રૂપ ( भवति ) થાય છે. અનેક પ્રકારના રૂપ ધારણ કરે છે ( तु ) અને ( कर्ममलरहिते ) કર્મરૂપી મળે કરીને રહિત એવા ( भगवति ) સિદ્ધ પરમાત્માને વિષે ( काञ्चनविधा ) શુદ્ધ કાંચન જેવું સ્વરૂપ ( भासते ) જણાય છે. ૬.

જ્યારે આત્માનુ સ્વરૂપ શુદ્ધ કાંચનની જેમ જ્ઞાન, દર્શન અને ચારિત્રમય થાય છે ત્યારે તે ભગવાન થાય છે, સચ્ચિદાનદ-સ્વરૂપ થાય છે, પરબ્રહ્મ થાય છે, સિદ્ધ થાય છે, અજરામર થાય છે, શાશ્વત સુખનો ભોક્તા થાય છે, અનત ગુણમય થાય

છે, સિદ્ધ-બુદ્ધ-મુક્ત થઇ આત્મધર્મમાં અનંત કાળ સુધી વિલાસ કરનાર થાય છે અને પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે એકલો આવનાર અને એકલો જનાર આત્મા કર્મના સંબંધના યોગથી કેવો થઇ જાય છે અને એ ન હોય ત્યારે એની કેવી સુંદર દશા હોય છે—એ કેવો સ્વભાવ ગુણમાં લીન હોય છે તેનો ખ્યાલ કરો, એનું એકત્વ ખૂબ વિચારવાની જરૂર છે ૬

ज्ञानदर्शनचरणपर्ययपरिवृतः परमेश्वरः ।
एक एवानुभवसदने स रमतामविनश्वरः ॥ विनय ०॥ ७ ॥

અર્થ—( ज्ञानदर्शनचरणपर्ययपरिवृतः ) જ્ઞાન, દર્શન અને ચારિત્રના પર્યાય એટલે ઉપયોગ આદિ વર્તનના પ્રકારે કરીને વ્યાપ્ત અને ( विनश्वर ) અક્ષય એવો ( सः ) તે ( परमेश्वर ) પરમેશ્વર ( एक एव ) એક જ ( अनुभवसदने ) અનુભવરૂપી મંદિરને વિષે ( रमता ) રમણ કરો. ૭

આવા અનંત જ્ઞાનાદિ ગુણયુક્ત પરમેશ્વરને તમારા અનુભવ-મંદિરમાં બરાબર સ્થાન આપો. પછી એની સાથે વાત કરો અને તેની સાથે તમારી એકતા જમાવો. યાદ રાખો કે એ પરમેશ્વર એક જ છે, એક સ્વરૂપે જ છે અને તમે પોતે એક રીતે તેનાથી જુદા નથી તે મય થઇ શકો છો. આ અનુભવમંદિર એ કાંઇ જેવી તેવી વસ્તુ નથી એ જ્ઞાન સ્વભાવભુવન છે. અનેક ભવના વિકાસને પરિણામે પ્રાપ્ત થયેલ આત્માની શુદ્ધ દશા છે અને એ મહામંદિરમાં જેને તેને સ્થાન ન જ હોય, એવો ખૂબ વિચારણાને પરિણામે અનુભવ થાય છે ૭.

रुचिरसमनामृतरसं क्षणमुदितमास्वादय मुदा ।
विनय ! विषयातीतसुखरसरतिरुदञ्चतु ते सदा ॥विनय ०॥८॥

**અર્થઃ**—( **विनय !** ) હે આત્મા ! ( **उदितं** ) ઉદયને પ્રાપ્ત થયેલા ( **रुचिरसमतामृतरसं** ) મનોહર સમતારૂપી અમૃતરસનું ( **क्षणं** ) એક ક્ષણવાર ( **मुदा** ) હર્ષે કરીને ( **आस्वादय** ) તું પાન કર. અને (**ते**) તારી ( **सदा** ) નિરંતર ( **विपयातीतसुखरसरतिः** ) ઇંદ્રિયોના વિષયોને ઉલ્લંઘન કરનાર સુખરસને વિષે પ્રીતિ ( **उदञ्चतु** ) વૃદ્ધિને પામો. ૮.

છેવટ એક વાત કરવાની છે. ભાઈ વિનય ! ચેતન ! અત્યારે અમૃતરસ ઉપરનો પ્રેમ તારામાં જાગ્યો છે. સંયોગવશ ચેતન છે. તેં અત્યારે જે વાંચ્યું કે વિચાર્યું તેથી અથવા અત્યારે તું જે સંયોગોમાં શાંતિસ્થાનમા આવી અમુક અંશે ઉપાધિમુક્ત થયા છે તેથી તારામા સમતાનો અમૃતરસ કાંઇક જાગી ગયો છે, તો હવે તું તેનો સારી રીતે આસ્વાદ લે કે જેથી તારું ભવ-ભ્રમણ ટળી જાય ૮

इति चतुर्थः प्रकाशः ।



## ॥ अथ पञ्चमः प्रकाशः ५ ॥

ચોથા પ્રકાશમાં એકત્વ ભાવના ભાવી અને આત્માનુ એકત્વ જાણવાથી સર્વ અન્ય પદાર્થોમા અન્યત્વનું જ્ઞાન થાય છે, તેથી આ પાચમા પ્રકાશમા અન્યત્વ ભાવના ભાવે છે, તે સંબંધે આવેલા આ પ્રકાશનો આ પહેલો શ્લોક છે.—

## अन्यत्वभावना

( उपजातिवृत्तं )

**परः प्रविष्टः कुरुते विनाशं, लोकोक्तिरेषा न मृषेति मन्ये ।**
**निर्विश्य कर्माणुभिरस्य किं किं, ज्ञानात्मनो नो समपादि कष्टम् ॥**

અર્થ —( परः ) પરાયો ( प्रविष्टः ) પેઠા થકા ( विनाशं ) વિનાશને ( कुरुते ) કરે છે ( एषा ) આ ( लोकोक्ति ) લોકની ઉક્તિ ( मृषा न ) ખોટી નથી ( इति ) એમ ( मन्ये ) હુ માનુ છુ ( कर्माणुभिः ) જ્ઞાનાવરણીયાદિ કર્મના પરમાણુઓએ ( निर्विश्य ) સર્વ આત્મપ્રદેશોને વિષે પ્રવેશ કરીને ( अस्य ) આ ( ज्ञानात्मनः ) જ્ઞાનસ્વરૂપી આત્માને ( किं किं ) શુ શુ ( कष्ट ) દુઃખ ( नो समपादि ) ઉત્પન્ન કર્યું નથી ? સર્વ પ્રકારના દુઃખો ઉત્પન્ન કર્યા છે ૧

આ આત્માનો મહાસુદર, ચૈતન્યઘનમૂર્તિ અને અનત જ્ઞાન-પ્રકાશવાન છે તેમા કર્મપરમાણુએ પ્રવેશ કરી તે આત્માના સર્વ ગુણો ઢાકી દીધા છે, અને તેને મોહમદિરા પાઇને ચેનમા નાખી દીધો છે તથા તે કષાયમા ઉન્મત્ત થઇ ન કરવાના કાર્યો કરે છે, અને પરિણામે તે નરકાદિક ગતિના દુઃખોનો ભાગી થાય છે એ કર્મપરમાણુએ આત્મામા પ્રવેશ કરી, તેની ખરાબી કરી છે, તેનો નાસે અનેક નાચો કરાવ્યા છે, તેની પાસે નવા નવા નાટકો કરાવ્યા છે, એને સદ્ગુણના ધામને બદલે દોષનુ પુતળુ બનાવી દીધેલ છે, એનો જ્ઞાનગુણ ઢાકી દીધો છે ૧.

શરીર વિગેરેમા ભ્રમ થવાને પરિણામે આત્મબુદ્ધિ થાય તે બહિરાત્મભાવ આત્મામા જ આત્મતત્ત્વનો નિશ્ચય કરવો તે અતરાત્મભાવ અને કર્મ વિગેરેથી રહિત હોય તે પરમાત્મા કહેવાય છે

( स्वागतावृत्तम् )

निर्विशेत ननु किमन्यकथाभिः, सर्वदैव ममतापरतन्त्रः ।
चिन्तयत्यनुपमान् कथमात्म-न्नात्मनो गुणमणीन्न कदापि ॥२॥

અર્થ—( आत्मन् ! ) હે આત્મા ! ( ममतापरतंत्रः ) મમતાને આધીન થયેલો અને ( सर्वदैव ) સર્વદા ( अन्यकथार्त्तः ) અન્ય પૌદ્ગલિક કથાવડે પીડા પામેલો એવો તું ( ननु ) નિશ્ચે ( किं ) કેમ ( खिद्यसे ) ખેદ કરે છે ? ( अनुपमान् ) ઉપમા ન આપી શકાય તવા ( आत्मनः ) આત્માના ( गुणमणीन् ) જ્ઞાન, દર્શન, ચારિત્રમય ગુણરૂપી રત્નોને ( कथं ) કેમ ( कदापि ) કોઇપણ વખત ( न चिन्तयसि ) ચિંતવતો નથી ? ૨.

તું તારા ગુણરત્નોનો વિચાર કરતો નથી અને પારકી વાતો કેમ કરે છે ? જે મનુષ્યો તારા નથી, જે રાજ્ય સાથે તારે સબંધ નથી, જે સંબંધીઓ તારી સાથે આવવાના નથી, તેની ચિતા કરવી છોડી દઇ તારો પોતાનો જ વિચાર કર અને તારા જ્ઞાનાદિક ગુણોને ઓળખ. પારકી વાર્તામા તારુ કાઇ વળવાનુ નથી અને કોઇ અહીં બેસી રહેવાના નથી. અન્યની ચિંતા કર તેનો વાધો નથી. પણ માત્ર દિશા ફેરવવાનો ઉપદેશ છે. પોતાના અંદરના ગુણોની કેમ ચિતા કરતા નથી ? ૨.

( शार्दूलविक्रीडितं वृत्तद्वयम् )

यस्मै त्वं यतसे बिभेपि च यतो यत्रानिशं मोदसे,
यद्यच्छोचसि यद्यदिच्छसि हृदा यत्प्राप्य पेप्रीयसे ।
स्निग्धो येषु निजस्वभावममलं निर्लोठ्य लालप्यसे,
तत्सर्वं परकीयमेव भगवन्नात्मन्न किञ्चित्तव ॥ ३ ॥

અર્થ—( यस्मै ) જેને માટે ( ધન, કુટુંબાદિકને માટે ) ( त्वं ) તું ( यतसे ) યત્ન કરે છે, ( च ) અને ( यतः ) જે શરીર ધનાદિકના નાશથકી ( बिभेपि ) તું બીહે છે, ( यत्र ) જે ધનપુત્રાદિકને વિષે ( अनिशं ) નિરંતર ( मोदसे ) તું આનંદ પામે છે, ( यत् यत् ) જેનો જેનો ( નાશ પામેલા સ્વજ-

નાદિકને ) ( शोचसि ) તુ શોક કરે છે, તથા ( हृदा ) હૃદય વડે ( यत् यत् ) જેને જેને ( ધનપુત્રાદિકને ) ( इच्छसि ) તું ઇચ્છે છે, ( यत् ) જે પૂજા-સત્કારાદિકને ( प्राप्य ) પામીને ( प्रीयसे ) પ્રસન્ન થાય છે, તથા ( येषु ) જે વસ્ત્રાલંકારાદિક પ્રાપ્ત થયે છતે ( स्निग्धः ) પ્રેમ-રાગવાળો થઇને ( अमलं ) નિર્મળ એવા ( निजस्वभाव ) પોતાના સ્વભાવને ( निराकृत्य ) ત્યાગ કરીને ( लालप्यसे ) જેમ તેમ અસમંજસ બોલે છે, ( तत् ) તે ( सर्वं ) સર્વ ( परकीयमेव ) પરાયું જ છે ( भगवन् ! ) હે જ્ઞાન વૈરાગ્યવાન ! ( आत्मन् ! ) આત્મા ! ( तव ) તારૂં ( किञ्चित् ) કાંઇપણ-પરમાણુ માત્ર પણ ( न ) નથી ૩

આ ઉપર બતાવ્યા તે સર્વે તારા નથી છતાં તને માટે જ તું પ્રયત્ન કરે છે તે વ્યર્થ છે; કેમકે તે સર્વનો સંયોગ તથા વિયોગ થતાં અનેક ઉપાધિ કરાવે તેવા છે, તથી સર્વ પૌદ્ગલિક સંગ ધને મૂકીને તું આત્મસાધન કર. જે પૌદ્ગલિક હોય તે પર છે અને તારી સાથે કદી મેળ ન ખાય તેવું છે, માટે વિચાર કર તારા જેવો પરમાત્મા, પારકી ચીજોમાં અને પર વસ્તુમાં રખડે એ તે સારી વાત કહેવાય ? અને જે પરમાણુની એ ચીજો બનેલી છે તે તારા નથી અને ત્યાં તારૂં પૌદ્ગલિક મન આ પાર મોહ પામે છે તે પણ તારૂં નથી, માટે આ બાબત વિચારવા યોગ્ય છે ૩.

दुःखाः कष्टकदर्थना कति न ताः सोढास्त्वया संसृतौ,
तिर्यङ्नारकयोनिषु प्रतिहतश्छिन्नो विभिन्नो मुहुः ।
सर्वं तत्परकीयदुर्विलसितं विस्मृत्य तेष्वेव हा,
रज्यन्मुह्यसि मूढ ! तानुपचरन्नात्मन्न किं लज्जसे ? ॥ ४ ॥

અર્થ —( आत्मन् ! ) હે આત્મા ! ( संसृतौ ) સંસારમાં પરિ

ભ્રમણ કરતાં ( त्वया ) તેં ( ताः ) તે એટલે કહી ન શકાય તેવી ( दुष्टाः ) દુઃખરૂપ ( कष्टकदर्थनाः ) મહાવિડંબણા (कति) કેટલી ( न सोढाः ) નથી સહન કરી ? અર્થાત્ ઘણી સહન કરી છે. (तिर्यङ्नारकयोनिषु) તિર્યંચ અને નરક સંબંધી યોનિને વિષે ( मुहुः ) વારવાર ( प्रतिहत. ) હણાયો છે, ( छिन्नः ) છેદાયો છે, ( विभिन्न. ) વિશેષ કરીને ભેદાયો છે, ( तत् ) તે ( सर्वं ) સર્વ ( परकीयदुर्विलसितं ) પારકો એટલે પુદ્ગળ સંબંધી દુષ્ટ વિલાસ છે તેને (विस्मृत्य) ભૂલી જઈને ( हा ) હાહા ! (तेष्वेव ) તેને વિષે જ ( रज्यन् ) રાગ ધરતો તુ (मुह्यसि) મોહ પામે છે (मूढ!) તો હે મૂઢ! ( तान् ) તે વિલાસોને ( उपचरन् ) સેવતો સતો તુ ( किं ) કેમ ( न लज्जसे ) લાજ પામતો નથી ? ૪.

આવી રીતે તું અનેક વાર છેદાયો, ભેદાયો અને હણાયો તેનું કારણ એક જ છે કે તું પારકામા વિલાસ કરે છે અને પરવસ્તુમા આનદ પામે છે. બહુ નવાઈની વાત તો એ છે કે આટલું તત્ત્વજ્ઞાન તારા જાણવામા આવ્યા છતા હજુ પણ તને એમાં જ આનદ આવે છે. તુ વિચાર કર. આ પરભાવની બાળરમત કયા સુધી કર્યા કરીશ ? તારા જેવા મુમુક્ષુને આ પરભાવરમણતા ન શોભે જે કારણે તું કદર્થના સહેતા આવ્યો છે, પાછો તેમાં જ રસ પામે છે, ત્યારે તે ધાર્યું છે શું ? જરા શરમ પણ આવતી નથી? પીડા થાય ત્યારે રડવા બેસે છે. વળી પાછો તેના તરફ જ દોડતો જાય છે. આ તે તારી હુશિયારી ગણાય કે મૂર્ખાઇ ગણાય ? ૪.

( अनुष्टुप् )

ज्ञानदर्शनचारित्रकेतनां चेतनां विना ।
सर्वमन्यद्विनिश्चित्य यतस्व स्वहिताप्तये ॥ ५ ॥

અર્થ—( ज्ञानदर्शनचारित्रकेतनां ) જ્ઞાન, દર્શન અને ચારિત્ર સ્વરૂપવાળી ( चेतनां ) ચેતના ( विना ) વિના ( सर्वं ) બીજા સર્વ પદાર્થ ( अन्यत् ) જુદા છે એમ ( विनिश्चित्य ) નિર્ધારીને-નિશ્ચય કરીને ( स्वहितासये ) સ્વહિતની પ્રાપ્તિને માટે એટલે મોક્ષની પ્રાપ્તિને માટે ( यतस्व ) તું યત્ન કર. ૫.

તારૂ શું છે ? અને પારકુ શું છે ? તે તારા સમજવામા આવ્યુ છતા તુ ખાલી મુઝાઈ ગયો છે. હવે તારૂ હિત થાય તેને માટે પ્રયત્ન કર જે માર્ગે તને પ્રગતિ લાગે તે માર્ગ પકડી લે અને તારા પોતાના હોય તેને તારા કરી લે તારી પોતાની ઇષ્ટસિદ્ધિ જ્યા તને જણાય ત્યા જ તુ પ્રયત્ન કર. તારી આસપાસ અત્યારે જે કર્મરૂપ કચરો જામ્યો છે તેને બરાબર દૂર કરી નાખ અને સારે માર્ગે લાગી જા. જ્ઞાન, દર્શન અને ચારિત્ર આ ત્રણ ચીજ જ્યા હોય ત્યા ચેતન છે અને એ ત્રણમય તુ જ છે એ સિવાય સર્વ તારાથી જુદુ છે પરવસ્તુએ તારા આત્મ મંદિરમા પેસીને તારા કેવા હાલહવાલ કર્યા છે ? તે વિચાર। ૫.

## ગેયાષ્ટક અન્યત્વ ભાવના ૫

### श्रीरागेण गीयते

પ્રભુ સુખ પાગ નહિ સમજો—એ દેશી

विनय ! निभालय निजभवनं ( २ )
तनुधनसुतसदनस्वजनादिषु,
किं निजमिह कुगतेरवनं ॥ वि० ॥ १ ॥

અર્થ —( विनय ! ) હે નિ.સ ત્ર ચેતન ! ( निजभवनं ) તારા પોતાના ઘરને ( निभालय ) તુ જો ( इह ) આ સંસારમા ( तनुधनसुतसदनस्वजनादिषु ) શરીર, સંપદા, પુત્ર, ઘર અને

સ્વજન વિગેરેને વિષે ( कुगतेः ) દુર્ગતિથકી ( अवनं ) રક્ષણ કરનાર ( निजं ) પોતાનુ ( किं ) શું છે ? અર્થાત્ કોઇ નથી. ૧.

સ્રી, પુત્ર, ભાઇ, સગા વિગેરેનો સ્નેહ સ્વાર્થને લઇને જ છે, તેની તું ખાત્રી કર તે કોઇ પરભવમાં તો રક્ષણ કરે તેમ નથી, પરંતુ આ ભવમા પણ રક્ષણ કરવા સમર્થ નથી માત્ર લાંબી નજરે જોતાં પોતાનાં કર્મ જ પોતાને ભોગવવાનાં છે તે સબધીઓની ખાતર તેં ઉજાગરા કર્યા, ચિંતા કરી, આત્મત્યાગ કર્યો અને તેની ખાતર રળ્યો, તેનો ભાગ વહેંચવા સર્વે આવશે, પણ અંતે–મરણ સમયે તારી સાથે કોઈ આવનાર છે ? તારી કરણી કેવી છે તે તું જાણે છે. જ્યાં સુધી આત્મસ્વરૂપ જાણવામા ન આવે ત્યાં સુધી પરમાત્મ તત્ત્વનો સાચો ખ્યાલ કદી થતો નથી કારણ કે આત્માનું સ્વરૂપ ન જાણનાર મનુષ્ય આત્મામા સ્થિતિ કરી શકતો નથી. જ્યાં સુધી દેહ એ પર છે અને દેહી આત્મા તેનાથી જુદો છે, તે ભેદ સમજવામાં ન આવે ત્યા સુધી મુંઝવણનો પાર રહેતો નથી; માટે આનો વિચાર કરવો જરૂરનો છે ૧

येन सहाश्रयसेऽतिविमोहादिदमहमित्यविभेदम् ।
तदपि शरीरं नियतमधीरं त्यजति भवन्तं धृतखेदम् ॥ वि० ॥२॥

અર્થઃ—હે ચેતન ! ( येन ) જે શરીરની ( सह ) સાથે ( अतिविमोहात् ) અત્યત મોહથકી ( इदं ) આ શરીર (अहं) હું જ છું ( इति ) એ પ્રમાણે ( अविभेदं ) અભેદપણે ( आश्रयसे ) તું આશ્રય (સંબંધ) કરે છે એટલે એ પ્રમાણે તુ માને છે, ( तदपि ) તે પણ ( शरीरं ) શરીર ( नियतं ) નિશ્ચે ( अधीरं ) ચંચળ એવું છતું ( धृतखेदं ) તને ખેદ પમાડીને ( भवन्तं ) તને-તારો ( त्यजति ) ત્યાગ કરે છે ૨

આવા શરીરનો વિશ્વાસ કેટલો કરવાનો હોય ? એને પોતાનું માનવાની ભૂલ તો ભારે જબરી સ્ખલના ગણાય તારી આખી

માનવા કેટલી ખોટી છે ? તે તને આ ઉપરથી જણાશે. તારુ શરીર જ તારુ નથી પછી આગળ તે કેટલી વાત કરવાની હોય ? આનુ નામ પરભાવરમણતા, પરને પોતાના માનવાની ભૂલ અને એને પરિણામે ઊભુ કરેલુ કલ્પનાજાળનુ તોફાન અત્યન્ત ભાવના કયાથી શરૂ થાય છે તે અત્ર બરાબર વિચારવુ ૨

सन्मनि जन्मनि विविधपरिग्रहमुपचिनुषे च कुटुंबम् ।
तेषु भवन्त परभवगमने नांनुसरति कृशमपि सुर्वम् ॥ वि०॥३॥

અર્થ —હે પ્રાણી ! ( जन्मनि जन्मनि ) દરેક ભવમા ( विविधपरिग्रहं ) વિવિધ પ્રકારના પરિગ્રહને (च) તથા (कुटुंब) કુટુબને ( उपचिनुषे ) તુ વૃદ્ધિ પમાડે છે એટલે પોષણ કરે છે ( परभवगमने ) પરંતુ પરભવમા જવી વખત ( भवन्तं ) તને ( तेषु ) તઓને વિષે ( कृशमपि ) નાનામા પણ નાનુ ( सुर्वं ) તલ માત્ર પણ ( नानुसरति ) અનુસરતુ નથી. ૩

કોઇના દીકરા થયા, કોઇના ભાઈ થયા, કોઇના પિતા થયા, કોઇના ભત્રીજા થયા, કોઇના ભાયાત થયા, કોઇના જ્ઞાતિજન થયા અને અંતે એ આખા કુટુંબને છોડી તારે એકલા જવાનુ છે. એ જ રીત શરીર પણ પર છે, ધનાદિક સર્વ પણ પર છે તે સર્વને છોડી દે એનો સાર એ છે કે-એવી રીતે તે એકઠો કરેલો પરિગ્રહ કે કુટુંબ કોઇ તારી સાથે આવતાં નથી, એ તો જ્યા હોય ત્યા જ પડ્યા રહે છે અંતે છેડો છોડી ચાલ્યા એકલા, હાર્યો જેમ જુગારી રે, એકલા, હાર્યો જેમ જુગારી રે એવી વાત થશે, માટે એક ધર્મ જ સાથે આવે તેમ છે એટલું ધ્યાનમા રાખવુ ૩

त्यज ममतापरितापनिदान परपरिचयपरिणामम् ।
भज निःसंगतया विशदीकृतमनुभवसुखरसमभिरामम् ।।वि० ४।।

અર્થઃ—( ममतापरितापनिदानं ) મમત્વભાવ અને સંતાપનું કારણ ( परपरिचयपरिणामं ) આત્માથકી અન્ય વસ્તુના સંબંધરૂપ પરિણામને ( त्यज ) તું તજી દે ( निःसंगतया ) અસંગપણે એટલે કેવળ આત્મસ્વરૂપપણે ( विशदीकृतं ) અત્યંત નિર્મળ એટલે કર્મમળ રહિત કરેલા ( अभिरामं ) મનોહર ( अनुभवसुखरसं ) પરિપૂર્ણ જ્ઞાનવિલાસના સહજાનંદ ગુણરૂપી રસને ( भज ) તું ભજ એટલે સેવન કર. ૪.

પરપરિચયની પરિણતિમા અથવા પરપરિચયના પરિણામોમાં તું સદા રમ્યા કરે છે અને એનો મૂળ હેતુ મમતામાં તેમ જ પરિતાપમા છે તે પર પદાર્થ ઉપર તારી ઘણી મમતા લાગી છે, તેથી તું સંસારમા ભ્રમણ કરે છે. આ આખો પરનો પરિચય મમતામાથી ઊભો થાય છે અને એ અંદરનો સંતાપ છે એમ જાણજે આ મમતા અને પરિતાપ આત્માને વળગેલા વ્યાધિ છે. એનું નિદાન જ ત્યારે સમજાય છે કે જ્યારે એનુ પરિણામ માઠું આવે એનું ખરું નિદાન મમતા અને પરિતાપ જ છે. ૪.

पथि पथि विविधपथैः पथिकैः सह कुरुते कः प्रतिबन्धम् ।
निजनिजकर्मवशैः स्वजनैः सह किं कुरुषे ममताबन्धम् वि० ५

અર્થઃ—( विविधपथैः ) જુદા જુદા માર્ગે જનારા ( पथिकैः सह ) વટેમાર્ગુ લોકોની સાથે ( पथि पथि ) માર્ગે માર્ગે (कः) કોણ ( प्रतिबन्धं ) સબંધને ( कुरुते ) કરે ? અર્થાત્ કોઇ ન કરે. ( निजनिजकर्मवशैः ) પોતપોતાનાં શુભાશુભ કર્મને વશ થયેલા ( स्वजनैः सह ) સગાસંબંધીની સાથે ( ममताबन्धं ) આ મારા છે એવા પ્રકારના મમતાબંધને તું ( किं कुरुषे ) શા માટે કરે છે ? ૫.

ધર્મશાળામાં બે વટેમાર્ગુએ સાથે રહીને ઘણી ગમત કરી હોય,

પણ જ્યારે એ પગે પડે ત્યારે કોઇ રડવા બેસતું નથી આવજો આવજો કરે છે એ જ રીતે કુટુંબનો પરિચય સમજવો. એ સર્વ પોતપોતાના કર્મને વશ છે એમા કાંઇ બંધન કરવા યોગ્ય તત્વ નથી. ત્યાગ કરવા લાયક છે એ સર્વ પરભાવ છે, બાહ્યભાવ છે એવી રીતે મુસાફરખાના જેવા ઘરમા આપણે સગાસબંધી ભેગા થયા છીએ તેમાથી જેને તેડું આવે તે રસ્તે પડી જાય છે અને એના કર્મ એને જ્યા લઇ જાય ત્યા એ જાય છે એમા મમતા શી કરવી ? ૫

प्रणयविहीने दधदभिषंगं सहते बहुसंतापम् ।
त्वयि निःप्रणये पुद्गलनिचये वहसि मुधा ममतातापम् ॥वि० ६

અર્થ —( प्रणयविहीने ) રાગ રહિત માણસ ઉપર (अभिषंगं) આસક્તિને ( दधत् ) ધારણ કરનાર માણસ (बहुसंतापं) ઘણા સંતાપને ( सहते ) સહન કરે છે તેમ ( त्वयि ) તારે વિષે ( निःप्रणये ) રાગ રહિત એવા ( पुद्गलनिचये ) દેહાદિક પુગલના સમૂહને વિષે ( ममतातापं ) મારાપણાના પરિણામે કરીને ઉપજેલા કષ્ટ ( मुधा ) ફોગટ ( वहसि ) તું વહન કરે છે ૬

આ સંસારમા રાગ કે સ્નેહ વિનાના મનુષ્ય ઉપર રાગ કરનાર માણસ જેમ પરિણામે સંતાપને-ખેદને પામે છે તેમ આ તારા પર રાગ વિનાના પુગલસમૂહ પર રાગ-આસક્તિ કરનાર હે આત્મા ! તું ફોગટ મમતાના તાપને વહન કરે છે જે આપણા પર સ્નેહ ન ધરાવે તેના પર સ્નેહ કરવો શા કામનો ? માટે તું પુગલ સમુદરૂપ સર્વ પદાર્થો ઉપરનો મમત્વભાવ છોડી દે અને તેનાથી તું જુદો છે-અલગ છે તેવો વિચાર કર તેમ કરવાથી જ તારી કાર્યસિદ્ધિ છે ૬

त्यज संयोगं नियतवियोगं, कुरु निर्मलमवधानम् ।
न हि विदधानः कथमपि तृप्यसि, मृगतृष्णाघनरसपानम् वि०७

અર્થઃ—( नियतवियोगं ) જેનો અંતે જરૂર વિયોગ થવાનો છે એવા ( संयोगं ) સંયોગ-સંબંધને ( त्यज ) તજી દે અને ( निर्मलमवधानम् ) નિષ્કપટ-પવિત્ર-એકાગ્રતા ( कुरु ) ધારણ કર. ( मृगतृष्णाघनरसपानम् ) ઝાંઝવાના દેખાતા ગાઢ જળનું પાન ( विदधानः ) કરતાં તારાવડે ( कथमपि ) કોઈપણ પ્રકારે ( हि ) ખરેખર ( न तृप्यसि ) તૃપ્તિ પમાશે નહિ. ૭

સંસારના સર્વ સંયોગ વિયોગાંતવાળા જ છે. સંયોગ શબ્દ જ વિયોગ સૂચવે છે. આ પ્રાણી સંયોગથી જ દુઃખપરંપરા ભોગવે છે; માટે તેવા પ્રાપ્ત થયેલા સંયોગોને તું તજી દે. કારણ કે અંતે તે સંયોગો નાશ પામવાના જ છે, તો શામાટે હર્ષપૂર્વક તેનો ત્યાગ ન કરવો ? વળી ચિત્તની એકાગ્રતાના અભાવે પ્રાણી અસ્તવ્યસ્ત દશા અનુભવે છે અને તેને પરિણામે સદસદ્ વસ્તુસ્વભાવ ઓળખી શકતો નથી જ્યાંસુધી મન નિર્મળ ન થાય-ધ્યેય સ્પષ્ટ ન થાય ત્યાંસુધી અન્યત્વ ભાવ બરાબર જામી શકતો નથી. આ બે વસ્તુના અભાવમાં તું ગમે તેટલો પ્રયત્ન કરીશ છતાં પણ ગ્રીષ્મકાળના ઝાંઝવાના જળથી જેમ તૃષાની નિવૃત્તિ ન થાય, તેમ તને તૃષ્ણાના દાહની અશાંતિ દૂર થઈ શાંતિ પ્રાપ્ત થશે નહીં. ૭

भज जिनपतिमसहायसहायं, शिवगतिसुगमोपायम् ।
पिब गदशमनं परिहृतवमनं, शान्तसुधारसपानम् ॥ वि० ॥८॥

અર્થઃ—( असहायसहायं ) આધાર-સહાય વગરનાને સહાય કરનારા ( जिनपतिम् ) જિનેશ્વરદેવને ( भज ) તું ભજ. ( शिव-

नाधत्ते शुचितां यथा तनुभृतां कायो निकायो महा-

बीभत्सास्थिपुरीपमूत्ररजसां नायं तथा शुध्यति ॥ १ ॥

અર્થ:—( यथा ) જેમ ( सच्छिद्रः ) છિદ્રવાળો (मदिराघटः) મદિરાથી ભરેલો ઘડો ( परिगलत्तल्लेशसंगाशुचिः ) ઝરતા એવા તે મદિરાના ટીપાના સંગથી અશુચિ થયેલો હોય છે, ( सः ) તે મદિરાનો ઘડો ( बहिः ) બહારના ભાગમાં ( शुच्या ) પવિત્ર (मृदा) માટીવડે ( आमृद्य ) ઘસીને ( गंगोदकैः ) ગંગાના જળવડે ( बहुशः ) ઘણી વાર ( धौतोऽपि ) ધોયા છતા પણ ( शुचितां ) પવિત્રપણાને ( न आधत्ते ) ધારણ કરતા નથી. ( तथा ) તે જ પ્રમાણે ( महाबीभत्सास्थिपुरीपमूत्ररजसां ) મહાદુગંચ્છનીય હાડકાં, વિષ્ઠા, મૂત્ર અને લોહીના ( निकायः ) ઢગલારૂપ ( तनुभृतां ) પ્રાણીઓનું ( अयं ) આ ( कायः ) શરીર પૂર્વે કહેલા પ્રયત્નવડે પણ ( न शुध्यति ) શુદ્ધ-પવિત્ર થતુ નથી ૧.

આ શરીર પોતે કેવુ છે? તે પર વિચાર કરીએ. એ શરીરમાં શું ભરેલુ છે ? એ સારા પદાર્થોનું પણ કેવું ખરાબ રૂપાન્તર કરી નાખે છે ? વળી એની ગમે તેટલી સેવા કરવામાં આવે તો પણ એની નૈસર્ગિક અપવિત્રતા જઈ શકતી નથી. એ મુદ્દા પર ખાસ ધ્યાન ખેંચવાનુ છે. શરીર માટે તેને ભય પણ અંદરખાનેબહુ હોય છે. પણ તે સાથે આત્મા જાણે છે કે એ કાચની કાયા છે. એને ભાંગી જતાં જરાપણ વાર લાગતી નથી, માટે વિચાર કરજે. આ ભાવના બીજી સર્વ ભાવનાથી જુદી પડી જાય છે એ દેહાશ્રિત છે અને દેહને ચીતરનાર છે, આ વાત ધ્યાનમાં રાખવી. આત્માને અનિત્યતા કે એકત્વ કે અન્યત્વભાવ બતાવતાં જે વિચાર થાય તેમા અધિકારી આત્મા છે અને આ ભાવનામાં અધિકારી દેહ છે એ વાત લક્ષમાં રાખવી. ૧.

स्नायं स्नायं पुनरपि पुनः स्नान्ति शुद्धाभिरद्भि-
र्वारंवारं बत मलतनुं चन्दनैरर्चयन्ते ।
मूढात्मानो वयमपमलाः प्रीतिमित्याश्रयन्ते,
नो शुध्यन्ते कथमवकरः शक्यते शोद्धुमेवम् ? ॥ २ ॥

અર્થ —( मूढात्मानः ) મોહમૂઢ પ્રાણીઓ શરીરને પવિત્ર કરવા માટે ( स्नायं स्नायं ) સ્નાન કરી કરીને ( शुद्धाभिः ) નિર્મળ એવા ( अद्भिः ) જળવડે ( पुनरपि पुनः ) ફરી ફરીને ( स्नान्ति ) સ્નાન કરે છે, તથા ( मलतनुं ) મળથી ભરેલા શરીરને ( बत ) ખેદની વાત છે કે ( वारंवारं ) વારંવાર ( चन्दनैः ) ચંદનવડે ( अर्चयन्ते ) વિલેપન કરે છે, તેમ કરીને ( अपमलाः ) મળ રહિત—નિર્મળ ( वयं ) અમે થયા છીએ ( इति ) એમ માનીને ( प्रीतिं ) પ્રેમનો ( आश्रयन्ते ) આશ્રય કરે છે, પરંતુ ( नो शुध्यन्ते ) શુદ્ધ થતા નથી; કેમ કે ( एवं ) એમ કરવાથી ( अवकरः ) ઉકરડો ( कथं ) કેવી રીતે ( शोद्धुं ) શુદ્ધ કરવાને ( शक्यते ) સમર્થ થવાય? કોઈ પણ પ્રકારે શુદ્ધ કરી શકાય નહીં. ૨

આ શરીરને ગમે તેટલી વાર સાફ કરવામાં આવે કે એના ઉપર ગમે તેટલાં સુગંધી દ્રવ્યો લગાડવામાં આવે, ચંદનનો લેપ કરવામાં આવે કે બરાસ લગાડવામાં આવે, પણ કોલસાને ઉજાળવા સાબુની જેમ એ સર્વ નિષ્ફળ પ્રયાસ છે એ પ્રયાસમાં કાર્યસિદ્ધિ અશક્ય છે એનામાં અંદર અને બહાર એટલો મળ ભરેલો છે કે તેને સાફ કરવાની તજવીજ અજ્ઞાન તામૂલક છે અને એના તરફ પ્રીતિ કરનારને મૂઢની સંજ્ઞા મળે છે આખા આખા મહોલ્લાનો કચરો નખાય તેને ઉકરડો કહે છે. એમાં ટીપલા ભરીને કચરો પડે જ જાય છ તે કચરો વિવિધ પ્રકારની અપવિત્ર વસ્તુઓનો બનેલ હોય છે એ ઉકરડાને સાફ

કરવા માગે તો તેને ધોવાથી તે કદી પણ સારૂં થતો નથી એવી રીતે શરીર પણ એવું જ છે. ૨.

( शार्दूलविक्रीडितम् )

कर्पूरादिभिरर्चितोऽपि लशुनो नो गाहते सौरभं,
नो जन्मोपकृतोऽपि हन्त पिशुनः सौजन्यमालंबते ।
देहोऽप्येष तथा जहाति न नृणां स्वाभाविकीं विस्रतां ।
नाभ्यक्तोऽपि विभूषितोऽपि बहुधा पुष्टोऽपि विश्वस्यते ॥३॥

અર્થઃ—(हन्त) ઇતિ ખેદે! હે મદમતિ ચેતન! જેમ (लशुनः) લસણ ( कर्पूरादिभिः ) કપૂર આદિ સુગંધી પદાર્થોવડે ( अर्चितोऽपि ) વાસિત કર્યું સતું પણ (सौरभं) સુગંધીપણાને (नो गाहते) પામતું નથી. તથા જેમ ( पिशुनः ) દુર્જન માણસ ( आजन्मोपकृतोऽपि ) જન્મથી આરંભીને ઉપકાર કર્યો સતો પણ ( सौजन्यं ) સજ્જનપણાને ( न आलंबते ) આશ્રય કરતો નથી–પામતો નથી ( तथा ) તે જ પ્રમાણે ( नृणां ) મનુષ્યોનો ( एषः ) આ ( देहोऽपि ) દેહ પણ ( स्वाभाविकीं ) સ્વાભાવિક ( विस्रतां ) દુર્ગંધીપણાને ( न जहाति ) ત્યાગ કરતો નથી. ( बहुधा ) ઘણે પ્રકારે ( अभ्यक्तोऽपि ) સુગંધી દ્રવ્યોવડે વિલેપન કર્યો સતો પણ, ( विभूषितोऽपि ) વસ્ત્રાભરણે શણગાર્યો સતો પણ, ( पुष्टोऽपि ) સરસ આહારાદિકે પુષ્ટ કર્યો સતો પણ ( न विश्वस्यते ) વિશ્વાસ કરવા યોગ્ય થતો નથી. ૩.

આ શરીર ઉપર ગમે તેટલા ઉપકાર કરવામા આવે તો પણ તે પોતાની સ્વાભાવિક દુર્ગંધતા છોડે તેમ નથી. એને ગમે તેટલા સુગંધી દ્રવ્યોથી સુગંધિત કરવામાં આવે, એને ઘરેણાં અને ઝવેરાતથી શોભાવવામા આવે, તો પણ એનામાં સ્વાભા-

विठ दुर्गंध એટલી બધી છે કે ઊલટા તે સુગંધી દ્રવ્યોને પણ દુર્ગંધી કરી દે છે એ સુર્વે વિલેપનો, અલંકારો અને પૌષ્ટિક પદાર્થોની દરકાર ન કરતા એ તો દુર્ગંધી જ રહે છે જેમ લસણ સુગંધી થતુ નથી, જેમ દુર્જન કદી સજ્જન થતો નથી, તેના જેવી એની સ્થિતિ છે ૩

( उपेन्द्रवज्रावृत्तम )

यदीयसंसर्गमवाप्य सद्यो, भवेच्छुचीनामशुचित्वमुच्चैः ।
अमेध्ययोनेर्वपुषोऽस्य शौच-संकल्पमोहोऽयमहो महीयान् ॥४॥

અર્થઃ—( યદીયસંસર્ગ ) જે શરીરનો સંબંધ ( અવાપ્ય ) પામીને ( સદ્ય ) તત્કાળ ( શુચીનાં ) પવિત્ર વસ્તુઓનુ ( ઉચ્ચૈઃ ) અત્યંત ( અશુચિત્વ ) અપવિત્રપણુ ( ભવેત્ ) થાય છે એવા ( અમેધ્યયોનેઃ ) અપવિત્ર વસ્તુઓના ઉત્પત્તિસ્થાનરૂપ ( અસ્ય ) આ ( વપુષ ) શરીરનો ( અય ) આ ( શૌચસંકલ્પમોહઃ ) સ્નાનાદિકવડે પવિત્રતા માનવાનો મોહ એટલે ભ્રમ ( મહીયાન્ ) મોટો છે ( અહો ) એ મોટુ આશ્ચર્ય છે ૪

આવા અપવિત્ર શરીરને માટે શૌચનો સંકલ્પ કરવો એ મૂઢતા છે એને ન્હવરાવવાથી કે એના ઉપર સુગંધી દ્રવ્યો લગાડવાથી એ પવિત્ર થાય છે એમ માનવુ તે તો કેવળ અજ્ઞાન છે એને ગમે તેટલુ ન્હવરાવો કે પખાળો તો પણ એ ગટરની જેમ સાફ થઇ શકે જ નહીં. જ્યા આખુ વાતાવરણ જ અપવિત્ર હોય ત્યા પવિત્રતાનો દાવો કરવો એ તો મહામોહ સિવાય બીજાનુ કાર્ય ન હોય માટે શૌચના મિથ્યા સંકલ્પની વાત ધ્યાનમા રાખવી. કેટલીક વાર ઇંદ્રિયોની તૃપ્તિ માટે અને વિલાસની વૃદ્ધિ માટે આવા બનાવો થાય છે પરંતુ તે અજ્ઞાનજન્ય હોઇ અંતે આ માનો અધઃપાત કરાવનાર છે ૪

( स्वागतावृत्तम् )

इत्यवेत्य शुचिवादमतथ्यं, पथ्यमेव जगदेकपवित्रम् ।
शोधनं सकलदोषमलानां, धर्ममेव हृदये निदधीथाः ॥ ५ ॥

અર્થ:—( इति ) ઉપર કહ્યા પ્રમાણે ( शुचिवादं ) સ્નાનાદિવડે પવિત્ર થવાય છે એવા શુચિવાદને ( अतथ्यं ) ખોટો ( अवेत्य ) જાણીને ( पथ्यमेव ) હિતકારક જ, (जगदेकपवित्रं) જગતને વિષે પરમ પવિત્ર તથા ( सकलदोषमलानां ) રાગ, દ્વેષ, મોહરૂપ સમગ્ર કર્મમળને ( शोधनं ) શોધનાર એટલે મૂળથી નાશ કરનાર એવા ( धर्ममेव ) એક ધર્મને જ ( हृदये ) હૃદયને વિષે ( निदधीथा. ) તું ધારણ કર. ૫

જો તારે અંદરથી પવિત્ર થવું હોય તો અન્તર્મળને શોધનાર ધર્મનેજ ધારણ કર તારા આત્મામા જે મળો અંદર ઘુસી જઇ તને હેરાન કરે છે તેને શોધી ધર્મ તને સાફ કરી આપશે બાકી ગમે તેટલી વાર સ્નાન કરીશ એથી તો બાહ્ય મળ પણ જનાર નથી, તેથી તે પ્રયત્ન તજી દઇ જો તારે અંદરનો મળ કાઢવો હોય તો ધર્મને હૃદયમા કોરી દે, તે તારુ કર્મમાલિન્ય કાપી નાંખશે-તને મળ વગરનો કરશે. એ ધર્મ જગતમાં મહાપવિત્ર છે બાકી શૌચવાદ જેવા ભૂલાવો ખવરાવનારા ઉન્માદમાં પડી નકામો હેરાન થવાનુ છોડી દે, કેમ કે એ ધર્મ જ અંતે તને ટેકો આપશે ૫



## ગેયાષ્ટક :: અશુચિ ભાવના ૬

( આશાવરી રાગેણ ગીયતે )

( ક્યા કરૂં મંદિર ક્યા કરૂં દમડા, આ ન જાણું તું ઊડ એકેલા ભમરા, જોગી જંગી અને ઉદાસી ફુમાલા, ઊંટ અને પંખી પર રહે માળા. આ—એ દેશી )

भावय रे वपुरिदमतिमलिनं, विनय ! विबोधय मानसनलिनम् ।
पावनमनुचिन्तय विभुमेकं, परममहोमयमुदितविवेकम् । भा० १

અર્થ:—( હે વિનય ! ) હે ચેતન ! ( ઇદં ) આ પ્રત્યક્ષ દેખાતું એવું ( વપુ ) તારૂં શરીર ( અતિમલિનં ) ઘણું મલિન છે એમ ( ભાવય ) વિચાર કર તથા ( માનસનલિનં ) તારા હૃદયકમળને ( વિબોધય ) ઉઘાડ-વિકસિત કર. ( પાવનં ) નિર્મળ-શુદ્ધ ( વિભું ) જ્ઞાનસ્વરૂપે સર્વવ્યાપી, ભાવપણાએ કરીને એક જ ( પરમમહોમય ) કેવળ દર્શનરૂપ અતિ પ્રકાશમય અને ( ઉદિતવિવેકં ) પ્રગટ વિવેકવાળા પોતાના આત્માને ( અનુચિન્તય ) સર્વ વિભાવને છાંડીને ચિંતવ. તારા આત્મસ્વરૂપનું ધ્યાન કર. ૧

તું તમોમય છે એ કેવળદર્શન મહાપ્રકાશમય છે—તેજસ્વી છે—ઉત્તમ છે અને તને એ જ્ઞાન થાય છે. તારામાં અત્યારે પણ તારૂં શું છે અને પર શું છે? તે વિચારવાની શક્તિ છે. એ વિવેક જ્યાં જાગે ત્યાં ખરો રસ્તો પ્રાપ્ત હાથ લાગી જાય છે. વર્તન પહેલાં વિવેક થાય ત્યારે વર્તનમાં આનંદ આવે છે. આવા આવા અનેક રત્નો તારામાં ભરેલા છે અને તું તન્મય છે. તું તારા શરીર સંબંધી વિચાર કરે છે પણ તે તો મળથી ભરેલું અને મહા મય ને પણ શુદ્ધ થઈ શકે તેવું નથી. તેટલા માટે તારો પોતાનો જ વિચાર કર અને તું કેવો છે તેની ચિંતવના કર. ૨.

दम्पतिरेतोरुधिरविवर्ते, किं शुभमिह मलकश्मलगर्ते ।
भृशमपि पिहितः स्रवति विरूपं,को बहु मनुतेऽवस्करकूपम्॥भा०२

અર્થ:—( इह ) આ શરીરરૂપી ( दम्पतिरेतोरुधिरविवर्ते ) સ્ત્રી પુરુષના વીર્ય અને રુધિરના જુદા જુદા પરિણામ પામેલા ( मलकश्मलगर्ते ) મલમય અશુચિ ખાડામાં ( किं शुभं ) શું સારું છે ? તેને ( भृशं ) અત્યંત ( पिहितः अपि ) વસ્ત્રાદિકે કરીને ઢાંક્યો સતો પણ તે ( विरूपं ) દુર્ગંધી પદાર્થો ( स्रवति ) ઝર્યા કરે છે. તેથી કરીને આવા પ્રકારના ( अवस्करकूपं ) વિષ્ટાદિક મળે કરીને ભરેલા કૂવાને ( कः ) કયો પ્રાણી ( बहु मनुते ) બહુ માને-સારો માને ? કોઈ પણ સારો ન માને. ૨.

અશુચિમય ઉત્પત્તિસ્થાનવાળા અને મળથી ભરેલા શરીરમાં તે સારી વાત શી હોય ? તેમાંથી તું કઇ વસ્તુની અપેક્ષા રાખે છે. જેના જેવા મૂળ તેવી તેમાંથી ઉત્પત્તિ થાય છે. આકડો વાવીને આંબાની ઉત્પત્તિની આશા રાખવી એ કેવળ મૂઢતા છે. વીર્ય અને શુક્રમાં વિવર્ત થાય, તેમાંથી જે શરીર ઉપજે એમાં પ્રેમ ઉત્પન્ન કરે એવી શી ચીજ હોય ? અને કેમ હોઇ શકે ? આવો અપવિત્ર દેહ છે, તેને માટે પ્રાણી કાંઈક કાંઇક કરી નાંખે છે. તે દેહ આવો છે, તેનાં મૂળ આવાં છે અને તેનાં પરિણામ આવાં છે. તેમાં એક પણ ભલી વાત હોય એમ જણાતું નથી. ૨.

भजति सचन्द्रं शुचितांबूलं, कर्तुं मुखमारुतमनुकूलम् ।
तिष्ठति सुरभि कियन्तं कालं,मुखमसुगन्धि जुगुप्सितलालम्॥भा०

અર્થ:—(मुखमारुतं) મુખના વાયુને-શ્વાસોચ્છ્વાસને ( अनुकूलं ) સુગંધી ( कर्तुं ) કરવાને ( सचन्द्रं ) કપૂર સહિત (शुचितांबूलं ) પવિત્ર એવા નાગરવેલના પાનને ( भजति ) ચાવે છે.

( अमुगन्धि ) सुगंध रहित अने ( जुगुप्सितशील ) निंदित છે શીળ જેનો એવુ ( मुख ) मुખ ( कियन्तं ) કેટલા ( कालं ) કાળ સુધી ( सुरभि ) સુગંધી ( तिष्ठति ) રહે છે ? ક્ષણવાર પણ સુગંધી રહેતુ નથી. ૩

એક મુખની વાત કરી ત્યા આટલી પૃચ્છા આવે છે, તો શરીરના પ્રત્યેક વિભાગની વાત કરવામા આવે તો શુ થાય ? વાત એ છે કે તાજૂળવાળા મુખની સુગંધી પાચ–પદર મિનિટ પણ ટકતી નથી અને અતે અસલ સ્થિતિ આવી જાય છે બહારના ઉપચારથી કરેલ સારો દેખાવ તે કેટલો ટકે ? મુખ પોતે અસુગંધી છે અદર જ્યારે પવન જાય છે ત્યારે તો તે શુદ્ધ હોય છે પણ બહાર નીકળતા તે જ પવન દુર્ગંધ થઈને નીકળે છે ૩

अंसुरभिगन्धवहोऽन्तरचारी, आवरितुं शक्यो न विकारी ।
वपुरुपजिघ्रसि वारं वारं, हसति बुधस्तव शौचाचारम् ॥मा०॥४॥

અર્થ:—( अन्तरचारी ) શરીરની અદર ચાલનાર (विकारी) વિકારવાળો ( असुरभिगन्धवह ) દુર્ગંધી વાયુ ( आवरितुं ) સુગંધી પદાર્થોવડે આચ્છાદન કરવાને ( न शक्यः ) શકય નથી; તો પણ ( वारं वारं ) વારવાર ( वपु ) શરીરને સુગંધી દ્રવ્યવડે લીંપીને ( उपजिघ्रसि ) તુ સુંઘે છે આ ( तव ) તારા ( शौचाचारं ) અપવિત્ર દેહને પવિત્ર બનાવવાના પ્રયત્નને (बुधः) પંડિત પુરુષ ( हसति ) હસી કાઢે છે ૪

અનેક વાર ન્હાવાથી શૌચધર્મ પળાય છે એ માન્યતા સબધે વિચાર કરવો ઘટે છે જે શરીર અપવિત્ર વસ્તુથી જ ભરેલુ છે તેને બાહ્યશૌચ કરવાનો પ્રયત્ન નિષ્ફળ છે વિશિષ્ટ હેતુપૂર્વક સ્નાનાદિની વાતને અત્ર સ્થાન નથી, પણ માત્ર બાહ્યશૌચમા જ પર્યવસાન સમજનાર શરીરનો ધર્મ જ સમજે એ વાત એ

એક વાર લક્ષ્યમાં લે તો આ નકામા પ્રયત્નને બાજુએ મૂકી પોતાના પ્રયત્નો બીજે માર્ગે લગાડે. આ મહામૂલ્યે મળેલ જીવન સાધ્ય સધાવી શકનાર છે. એને બહારથી પવિત્ર રાખવાના પ્રયાસમાં વેડફી નાખવા જેવું નથી. આ બાબત સ્પષ્ટ સમજવા માટે આ સર્વ હકીકત વિચારવા જેવી છે. ૪.

**द्वादश नव रन्ध्राणि निकामं, गलदशुचीनि न यान्ति विरामम् ।**
**यत्र वपुषि तत्कलयसि पूतं, मन्ये तव नूतनमाकूतम् ॥भा०॥५॥**

અર્થઃ—( यत्र ) જ્યાં-જે (वपुषि) શરીરને વિષે ( निकामं ) અત્યંત ( गलदशुचीनि ) દુર્ગંધને ઝરતા ( द्वादश ) સ્ત્રીનાં બાર અને ( नव ) પુરુષનાં નવ ( रन्ध्राणि ) છીદ્રો ( विरामं ) ક્ષણવાર પણ વિશ્રામને (न यान्ति) પામતાં નથી. ( तत् ) તે શરીરને તું ( पूतं ) મોહથકી પવિત્ર ( कलयसि ) જાણે છે. એ ( तव ) તારો ( नूतनं ) નવો એટલે પૂર્વે નહીં જોયેલો એવો ( आकूतं ) અભિપ્રાય છે એમ ( मन्ये ) હું માનું છું. ૫.

કોઈ પણ નવો વિચાર બતાવે તેમાં અમારે વાંધો નથી, પણ સમજુ માણસો એની કસોટી કરીને કહે તો જ ગ્રાહ્ય થાય તેમ છે. હે આત્મા! તું કોઈ સમજુ માણસને પૂછ કે જે શરીરમાંથી આખો વખત નવ કે બાર દ્વારે મલિન પદાર્થો નીકળતા હોય તેને તેઓ કદી પવિત્ર ગણી શકશે? અમને લાગે છે કે આ તારો નવો વિચાર ભૂલભરેલો છે, મોહજન્ય છે અને તને ફસાવનાર છે. ૫.

**अशितमुपस्करसंस्कृतमन्नं, जगति जुगुप्सां जनयति हन्नम् ।**
**पुंसवनं धैनवमपि लीढं, भवति विगर्हितमति जनमीढम् ॥भा०॥६॥**

અર્થઃ—( उपस्करसंस्कृतं ) સુંદર ચીજોવડે સંસ્કાર કરેલું ( अन्नं ) અન્ન ( अशितं ) ખાધું છતું ( हन्नं ) વિષ્ટારૂપ થઈને

( जगति ) જગતમા ( जुगुप्सां ) દુગંછાને ( जनयति ) ઉત્પન્ન કરે છે, તથા ( धेनुपयमपि ) ગાય સબધી પણ ( पुरुपम ) સ્વાદિષ્ટ પુષ્ટિકારક દૂધ ( सीदं ) પીધુ છતુ ( मतिविगर्हित ) અતિ દુગંછનીય(अनमीदम् ) માણસના મૂત્રરૂપ (मयति) થઇ જાય છે ૬

આ સર્વ દાખલા ઉપરથી તારા સમજવામા આવ્યુ હશે કે તારૂ શરીર તો સારામા સારા પદાર્થોને ખરાબ કરનાર છે અને તારા શરીરમાથી કચરો જ બહાર નીકળે છે આવી શરીરની સ્થિતિ છે એ સારાને બગાડે છે, સુદરને વિરૂપ કરે છે, સ્પૂરયને અસ્પૃશ્ય કરે છે, સબધમા આવનારને વિકારી બનાવે છે આવા શરીરને તુ પવિત્ર માને છે તે કેવળ તારો મોહ જ છે તારે તારા વિચારને ફરી વાર તપાસી જવાની જરૂર છે અને એમ કરીને તારી વિચારણામા વિવેકને સ્થાન આપવાની ખાસ જરૂર છે હવે તુ બબર ઉઆમિ ક્યાસુધી વ્યાખ્યા કરીશ ? તેનો વિચાર કર. ૬

केवलमलमयपुद्गलनिचये, अशुचीकृतशुचिभोजनसिचये ।
वपुषि विचिन्तय परमिदं सारं, शिवसाधनसामर्थ्यमुदारम् ॥भा०॥

અર્થ —હે આત્મા ! ( केवलमलमयपुद्गलनिचय ) કેવળ મળમૂત્ર પુદ્ગલના સમૂહરૂપ અને (अशुचिकृतशुचिभोजनसिचये) પવિત્ર ભોજન અને વસ્ત્રને અપવિત્ર કરનાર ( इद ) આ પ્રત્યક્ષ અનુભવ કરાતા ( वपुषि ) શરીરને વિષે ( उदारं ) અતિ વિશિષ્ટ ( शिवसाधनसामर्थ्यं ) મોક્ષસાધન કરવાની શક્તિ જ ( परं ) ઉત્કૃષ્ટ-પ્રધાન (सार) સારભૂત છે, એમ (विचिन्तय) તુ વિચાર કર.૭

આવા અશુચિ શરીરથી એક કામ સાધી શકાય તેમ છે આ સર્વ ઉપાધિ છોડી દ મોક્ષને માટે કરવાનુ કરવુ હોય તો તેની તૈયારી કરવાનુ સામર્થ્ય તેનામા છે અને તે મહાઉદાર કાર્ય છે, પરમ

શ્રેષ્ઠ કાર્ય છે અને તે જો થાય તો તારા આ ચોરાશી લાખના ફેરા અને આ તારી રખડપટ્ટી દૂર થઇ શકે તેવું છે. ત્યારે આ તો બહુ મજાની વાત થઇ. તેને થોડું થોડું ભાતું પોતું આપી તેની દ્વારા જો શિવસાધન થઇ શકતું હોય તો તે કામ પાર પાડવા માટે પ્રયત્ન કરવા જેવું છે. ૭.

**येन विराजितमिदमतिपुण्यं, तच्चिन्तय चेतन ! नैपुण्यम् ।**
**विशदागममधिगम्य निपानं,विरचय शान्तसुधारसपानम्॥भा०॥**

અર્થ—( चेतन ! ) હે પ્રાણી ! ( येन ) સર્વજ્ઞે કહેલા આત્મસ્વરૂપ જાણવાની જે કુશળતાવડે ( इदं ) પ્રાપ્ત થયેલું આ શરીર (अतिपुण्यं) દેવેંદ્રોને પણ અત્યંત પૂજવાલાયક (विराजितं) શોભતું છે, ( तत् ) તેવા પ્રકારની ( नैपुण्यं ) કુશળતાને (નો) ( चिन्तय ) તું વિચાર કર તથા ( विशदागमं ) નિર્મળ સિદ્ધાંતરૂપી (निपानं) જળાશયને ( अधिगम्य ) ગુરુના મુખથકી પામીને ( शान्तसुधारसपानं ) શાંતસ્વભાવરૂપ અમૃતરસના પાનને ( विरचय ) તું કર. ૮.

આ કાયા મોક્ષનું દ્વાર છે, માટે ગભરાવાનું કારણ નથી; પણ તું મલકાઇ ન જતો એ કાયાની કિંમત એટલા માટે જ છે કે એ મોક્ષદ્વાર છે. પણ જો તેને તું વેડફી નાંખે તો નરકદ્વાર પણ એ જ છે. તારો વિકાસક્રમ સુધારવાનો આ અવસર છે, માટે નિપુણતા દાખવીને સ્વસ્વરૂપ નિષ્પાદન કરી એને તું અતિ પવિત્ર બનાવ. આવો અવસર ફરી ફરીને મળશે નહીં. એ સિદ્ધાંતરૂપી જળાશયમાં શાંત સુધારસ ભરેલો છે. તે અમૃતનું તું પાન કરી લે. ૮.

ઇતિ અશુચિ ભાવના નામનો છઠ્ઠો પ્રકાશ.



## । सप्तम प्रकाश ।

છઠ્ઠા પ્રકાશમાં અશુચિ ભાવના કહી, તે અશુચિપણું આશ્રવ વડે પ્રાપ્ત કરેલા પરના સંબંધથી થાય છે, એ સંબંધવડે આવેલી આશ્રવ ભાવનાને ભાવતા સતા તેનો આ પ્રથમ શ્લોક કહે છે

## । आश्रव भावना ।

( भुजङ्गप्रयातं वृत्तम् )

यथा सर्वतो निर्झरैरापतद्भिः, प्रपूर्येत सद्यः पयोभिस्तटाकः ।
तथैवाश्रवैः कर्मभिः संभृतोऽङ्गी, भवेद्व्याकुलश्चञ्चलः पङ्किलश्च ॥

અર્થ—( यथा ) જેમ ( सर्वतः ) ચારે તરફથી (आपतद्भिः) પડતા—આવતા ( निर्झरैः ) ઝરણાના ( पयोभिः ) પાણીવડે ( तटाकः ) તળાવ ( सद्यः ) શીઘ્ર ( प्रपूर्येत ) ભરાઇ જાય છે, ( तथैव ) તેજ પ્રમાણે ( आश्रवैः ) મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગવડે આવતા ( कर्मभिः ) કર્મોવડે ( संभृतः ) ભરેલો ( अङ्गी ) પ્રાણી ( व्याकुलः ) મહાપીડાવડે આકુળવ્યાકુળ, ( चञ्चलः ) અસ્થિર ( पङ्किलश्च ) અને કર્મરૂપ કાદવવાળો—મલિન ( भवेत् ) થાય છે ૧.

આશ્રવોને મોકળા મૂકી દીધા હોય ત્યારે તે આ ચેતનને ચારે બાજુએથી ભરી મૂકી એની મૂળ સ્થિતિમાં મહાવિપર્યાસ કરી મૂકે છે ધ્યાનમાં રાખવું કે કર્મ શુભ કે અશુભ ગમે તેવા હોય તો પણ તે પૌદ્ગલિક છે અને આત્મા અરૂપી, નિરંજન, નિરામય એના મૂળ સ્વરૂપે છે આશ્રવો આ પ્રકારે ચેતન ઉપર અસર કરે છે સારા કે ખરાબ સર્વે કર્મો ભોગવવા જ પડે છે કર્મો જ્યારે મૂળ

મોટી સંખ્યામાં આવી પડે છે ત્યારે પ્રાણી અત્યંત વિહ્વળ થઇ જાય છે, બહાવરો બને છે, કર્મના ભારથી ભારે થાય છે, અને આગામી પીડાની નજરે અત્યંત વિહ્વળ થાય છે, એ એની આકુળતા છે. ૧.

( शार्दूलविक्रीडितं वृत्तम् )

यावत् किञ्चिदिवानुभूय तरसा कर्मेह निर्जार्यते,<br>
तावच्चाश्रवशत्रवोऽनुसमयं सिञ्चन्ति भूयोऽपि तत् ।<br>
हा कष्टं कथमाश्रवप्रतिभटाः शक्या निरोध्धुं मया,<br>
संसारादतिभीषणान्मम हहा मुक्तिः कथं भाविनी ॥ २ ॥

અર્થઃ—( इह ) આ મનુષ્ય ભવને વિષે ( यावत् ) જેટલામા ( कर्म ) પૂર્વસંચિત પુણ્ય પાપ ( किञ्चिदिव ) લેશમાત્ર ( अनुभूय ) તેના ફળને ભોગવીને ( तरसा ) શીઘ્રપણે (निर्जार्यते) આત્મપ્રદેશથકી છૂટા કરાય છે ( तावत् च ) તેટલામાં વળી ( आश्रवशत्रवः ) કર્મબંધના કારણરૂપ આશ્રવ શત્રુઓ ( भूयोऽपि ) ફરીથી પણ ( अनुसमयं ) સમયે સમયે ( तत् ) તે પુણ્ય-પાપબંધરૂપ કર્મને ( सिञ्चन्ति ) સીંચે છે એટલે બાકી રહેલા કર્મને વિષે રસ સીંચીને તેને વધારે છે. ( हा कष्टं ) હા! કષ્ટની વાત છે કે ( मया ) મારાથી ( आश्रवप्रतिभटाः ) આશ્રવરૂપ કર્મશત્રુઓને ( कथं ) કેવી રીતે ( निरोध्धुं ) રોકવાને ( शक्याः ) સમર્થ થવાય ? ( हहा ) કષ્ટની વાત છે કે (अतिभीषणात्) અતિ ભયંકર ( संसारात् ) સંસારથકી (मम) મારો ( मुक्तिः ) મોક્ષ ( कथं ) કેવી રીતે ( भाविनी ) થશે ? ૨.

આ શ્લોકમા કહેલા મુંઝવણુવાળા પ્રશ્નનો ઉત્તર શક્ય છે. આવતી બે ભાવનામાં એનો જવાબ આપશું, પણ આશ્રવનો

વિચાર કરતા તો આ પ્રાણી મુંઝાઈ જાય તેમ છે જ્યારે શુભ અશુભ સર્વ કર્મનો નાશ થાય ત્યારે જ મોક્ષ થાય છે, પણ અહીં તો થોડા કર્મ દૂર કરીએ તેટલામાં તો પાછા નવા કર્મોથી બંધાતા જઈએ છીએ. ટાંકી ખાલી તો કરવા માંડી પણ તેની સાથે જો આવકના નળ ઉઘાડા હોય તો ત્યાં પત્તો ક્યાં ખાય? વસ્તુસ્વરૂપે આશ્રવનો વિચાર કરતાં પ્રાણીને મુંઝવી નાખે એવી સ્થિતિ દેખાય છે ચેતન ! તું આમ ને આમ ક્યાં સુધી ચલાવ્યા કરીશ ? તું આશ્રવોને રોકવા સિવાય એમાંથી ઊંચો ક્યારે આવીશ ? તે માટે ખૂબ વિચાર કર ૨

( प्रहर्षिणी वृत्तम् )

मिथ्यात्वाविरतिकषाययोगसंज्ञा-
श्चत्वारः सुकृतिभिराश्रवाः प्रदिष्टाः ।
कर्माणि प्रतिसमयं स्फुटैरमीभि-
र्बध्नन्तो भ्रमवशतो भ्रमन्ति जीवाः ॥ २ ॥

અર્થ —( સુકૃતિભિઃ ) પંડિતોએ ( મિથ્યાત્વાવિરતિકષાયયોગસંજ્ઞાઃ ) ૫ મિથ્યાત્વ ( દેવ, ગુરુ, ધર્મને વિષે વિપરીત શ્રદ્ધા ), ૧૨ અવિરતિ એટલે હિંસાદિકથી અનિવર્તન, ૨૫ કષાય એટલે રાગાદિ પરિણામ, ૧૫ યોગ એટલે મન, વચન, કાયાની પ્રવૃત્તિ, એ નામના ( ચત્વારઃ ) મૂળ ચાર ભેદ-ઉત્તરભેદની અપેક્ષાએ સત્તાવન ( આશ્રવાઃ ) આશ્રવો એટલે કર્મબંધના હેતુ ( પ્રદિષ્ટાઃ ) કહ્યા છે ( જીવાઃ ) પ્રાણીઓ ( ભ્રમવશતઃ ) ભ્રાન્તિના વશથી ( સ્ફુટૈઃ ) પ્રગટ ( અમીભિઃ ) આ આશ્રવોવડે ( પ્રતિસમયં ) સમયે સમયે ( કર્માણિ ) નવા કર્મોને ( બધ્નન્તઃ ) આત્મપ્રદેશની

સાથે ક્ષીર-નીરની જેમ અભેદ સંબંધને કરતા સતા ( भ्रमन्ति) ચાર ગતિમાં ભમે છે. ૩.

અભિગ્રહિક મિથ્યાત્વ એટલે ખોટી વાતનો દુરાગ્રહ ૧, અનભિગ્રહિક એટલે અસત્યને સત્યની કોટિમાં મૂકવું તે ( સર્વ ધર્મને સરખા ગણવા તે ) ૨, અભિનિવેશ એટલે સાચા અર્થને ગોપવી કુયુક્તિની સ્થાપના ૩, સાંશયિક એટલે લાજ ભયથી જાણકારને ન પૂછતાં શંકાશીલ રહેવું તે ૪, અનાભોગ એટલે કેફી માણસની પેઠે સારાસારનું અજ્ઞાન ૫, આ પાંચ પ્રકારે મિથ્યાત્વ હોય છે. બાર અવિરતિ આ પ્રમાણે—પાંચ ઇંદ્રિયોના વિષયથી પાછા ન હઠવું તે ૫, મનને બાહ્ય ભાવમાં રખડાવવું તે ૧, છકાયની રક્ષા ન કરવી તે ૬, સોળ કષાય અને નવ નોકષાય મળીને ૨૫ કષાય અને મન, વચન, કાયાની પ્રવૃત્તિરૂપ પંદર યોગ જાણવા. આ સતાવન બંધહેતુઓને લઇને પ્રાણી કર્મબંધ કરે છે અને સાચા માર્ગની પ્રાપ્તિને અભાવે ભ્રમમાં પડી જઇ અનાદિ કાળથી એને સંસારમાં રખડવાની ટેવ પડી ગઈ છે, છતાં થાકતો નથી. ૩.

( रथोद्धतावृत्तम् )

[१]इन्द्रियाव्रतकषाययोगजाः, [२]पञ्च [३]पञ्च [४]चतुरन्वितास्[५]त्रयः ।
[६]पञ्चविंशतिरसत्क्रिया इति, नेत्रवेदपरिसंख्ययाऽप्यमी ॥ ४ ॥

અર્થઃ—( इन्द्रियाव्रतकषाययोगजाः ) ઇંદ્રિય, અવ્રત, કષાય અને યોગથી ઉત્પન્ન થયેલા આશ્રવો અનુક્રમે ( पञ्च ) પાંચ ( पञ्च ) પાંચ, ( चतुरन्विताः ) ચાર અને ( त्रयः ) ત્રણ મળીને સત્તર થાય છે, તથા ( पञ्चविंशतिः ) પચીશ ( असत्क्रियाः ) અસત્ક્રિયા (इति) એ પ્રમાણે—સર્વ મળીને ( नेत्रवेदपरिसंख्यया-ऽपि) બેતાળીશ સંખ્યાએ કરીને પણ (अमी) આ આશ્રવો છે ૪.

બંધહેતુઓ અને આશ્રવો એક રીતે એક જ છે બંધહેતુને લઈને પ્રાણી કર્મો બાંધે છે અને આશ્રવો કર્મ આવવાના માર્ગો છે, છતાં બંધહેતુઓનો સંબંધ કર્મબંધ સાથે છે અને આશ્રવો કર્મને આવવાના ગરનાળાં છે એ વાત ધ્યાનમાં રાખવી બન્ને તત્ત્વો જુદા છે પણ પરિણામે હેતુ એ જ માર્ગ થઈ જાય છે બંધ વખતે તેની કારણ તરીકે ગણના થાય છે અને આશ્રવ વખતે એની માર્ગમાં-ગરનાળામાં ગણના થાય છે દ્રષ્ટિભેદ નયાપેક્ષિત છે. પણ વ્યવહારુ રીતે તેનું પરિણામ આત્માને ભારે કરવામાં આવે છે તે ધ્યાનમાં રાખવું ૪

( इन्द्रवज्रावृत्तम् )

इत्याश्रवाणामधिगम्य तत्त्वं, निश्चित्य सत्त्वं श्रुतिसन्निधानात् ।
एषां निरोधे विगलद्विरोधे, सर्वात्मना द्राग्यतितव्यमात्मन् ॥५॥

અર્થ —( आत्मन् ! ) હે આત્મા ! ( इति ) પૂર્વે કહ્યા પ્રમાણે ( आश्रवाणां ) આશ્રવોના ( तत्त्वं ) રહસ્યને (अधिगम्य) જાણીને, ( श्रुतिसन्निधानात् ) શાસ્ત્રાભ્યાસના પરિચયથી ( सत्त्वं ) છતાપણાને ( निश्चित्य ) નિશ્ચિત કરીને ( विगलद्विरोधे ) સર્વ જીવો ઉપર વૈરભાવ રહિત ( एषां ) આ આશ્રવોનો ( निरोधे ) નિરોધ કરવામાં ( सर्वात्मना ) સર્વ ઉદ્યમવડે ( द्राक् ) શીઘ્રપણે ( यतितव्य ) યત્ન કરવો. ૫.

કોઈ પણ શત્રુ પર વિજય મેળવવાની ચાવી એ છે કે એને સર્વાંગ ઓળખવા જોઈએ એના ભેદ, ઉપભેદ, સહાયકો અને એનું બળ બરાબર સમજાય ત્યારે એની સામે થવાનું બળ પ્રાપ્ત કરવાની સંકલના કરી શકાય. આપણે તેને કાંઈક ઓળખ્યા, હવે એનો વધારે પરિચય કરીએ, માટે ઊઠ, જાગૃત થા, તારું ભવિષ્ય

સુધાર. એ સુધારવું તારા હાથમાં છે, એ મોટા દુશ્મનોને જીતવા જેટલું તારામાં અપરંપાર બળ છે, માટે અત્યારની તકનો સારો ઉપયોગ કર. અત્યારે પ્રાપ્ત કર્તવ્ય આશ્રવોને ઓળખવાનું છે. ૫.

## ગેયાષ્ટક : : આશ્રવ ભાવના

( भोलिडा रे हंसा रे विषय न राचिये—ए देशी )

परिहरणीया रे सुकृतिभिराश्रवा, हृदि समतामवधाय ।
प्रभवन्त्येते रे भृशमुच्छृंखला, विभुगुणविभववधाय ॥परि०॥

અર્થઃ—( रे ) હે ચેતન ! ( सुकृतिभिः ) પુણ્યશાળી પંડિત પુરુષોએ ( हृदि ) હૃદયને વિષે ( समतां ) સમતાને ( अवधाय ) ધારણ કરીને, ( आश्रवाः ) કર્મબંધના હેતુભૂત એવા આશ્રવોને ( परिहरणीया ) ત્યાગ કરવા યોગ્ય છે, કારણ કે ( रे ) હે ચેતન ! ( एते ) આ હિંસાદિ આશ્રવો ( भृशं ) અત્યંત ( उच्छृंखलाः ) મોકળા મૂકયા સતા ( विभुगुणविभव-वधाय ) સર્વવ્યાપક એવા કેવલજ્ઞાનદર્શનાદિક ગુણરૂપી વૈભવનો નાશ કરવા માટે ( प्रभवन्ति ) સમર્થ થાય છે. ૧.

આશ્રવોથી પ્રાણી કર્મવડે ખરડાઈ જાય છે એટલે એનામાં જે અનંતજ્ઞાનની શક્તિ છે તેના ઉપર આવરણ આવી જાય છે. આશ્રવોને જો મોકળા મૂકયા હોય, એના પરનો અંકુશ છોડી દીધો હોય તો એ મોટા ખજાનાનો નાશ કરે છે, એને વેડફી નાખે છે. પ્રાણીને દીન, અજ્ઞ, અવાક્ અને મૂઢ બનાવી દે છે; માટે આશ્રવોને તજી દેવા ઘટે. જો એને રોકવામા ન આવે તો એ તારા પોતાના ગુણવૈભવનો નાશ કરનાર થાય છે. આત્મામાં જ્ઞાન-દર્શનની નજરે સર્વવ્યાપી શક્તિ છે એ સર્વ જ્ઞેય વસ્તુના ભાવો જાણી દેખી શકે છે, એ એનો સાચો વૈભવ છે; માટે સર્વ સચો-

એમા મનને સ્થિર નાખવુ, એની ચંચળતા દૂર કરવી અને એને એકાગ્ર કરવુ એનો મુખ્ય ઉપાય મૈત્રી આદિક ભાવનામા છે ૧

कुगुरुनियुक्ता रे, कुमतिपरिप्लुताः, शिवपुरपथमपहाय ।
प्रयतन्तेऽमी रे, क्रियया दुष्टया, प्रत्युत शिवविरहाय ॥परि०२॥

અર્થ —(રે) હે ચેતન ! ( कुगुरुनियुक्ता ) યથાર્થ માર્ગને નહીં પ્રરૂપના એવા કુગુરુએ જોડેલા એટલે અશુદ્ધ માર્ગે પ્રવર્તાવેલા ( कुमतिपरिप्लुता ) વિપરીત બુદ્ધિવડે ચંચળ થયેલા ( अमी ) આ પ્રાણીઓ ( शिवपुरपथं ) રત્નત્રયરૂપ મોક્ષનગરના માર્ગનો ( अपहाय ) ત્યાગ કરીને ( प्रत्युत ) ઊલટા ( दुष्टया ) અશુદ્ધ ( क्रियया ) ક્રિયાવડે ( शिवविरहाय ) મોક્ષના નાશને માટે ( प्रयतन्ते ) પ્રયત્ન કરે છે ૨.

જ્યા સુધી વસ્તુસ્વરૂપનો યથાસ્થિત બોધ ન થાય ત્યા સુધી મોક્ષનો રસ્તો છોડીને પ્રાણી સંસારને માર્ગે આગળ વધે છે યોગ્ય ક્રિયા ન કરનાર પણ સાધ્યને રસ્તેથી પાછો પડે છે અને અયોગ્ય ક્રિયા કરનાર પણ એ માર્ગથી દૂર જાય છે આ સ્થિતિમા વસ્તુધર્મનું અજ્ઞાન રહે છે તેથી દૃઢ કર્મ બધાય છે જ્યા પકડ ઊલટી થઈ જાય ત્યા પછી સાચુ દર્શન જ ન થાય, અને મોક્ષયોગ્ય સાચા વર્તનને સ્થાન જ ન રહે. આ કર્મબંધનો પ્રથમ હેતુ મિથ્યાત્વ છે, તેને સર્વ પ્રકારે સમજવા યોગ્ય છે ક્રિયામાં અજ્ઞાન હોય છે ત્યારે તે તદ્દન નકામી થાય છે એવી ક્રિયાઓને વિષ ક્રિયા અને ગરલ ક્રિયા કહે છે ૨.

अविरतचित्ता रे, विषयवशीकृता, विषहन्ते विततानि ।
इह परलोके रे, कर्मविपाकजान्यविरलदुःखशतानि ॥ परि० ३ ॥

અર્થઃ—( रे ) હે ચેતન ! ( अविरतचित्ताः ) હિંસારંભાદિકથકી વિરતિ રહિત છે ચિત્ત જેનું એવા અને ( विषयवशीकृताः ) ઇંદ્રિયોના વિષયને વશ થયેલા એવા પ્રાણીઓ ( इह परलोके ) આ ભવને વિષે અને પરભવને વિષે (विततानि) ચિરકાળ સુધી ભોગવાય તેવા વિસ્તારવાળા ( कर्मविपाकजानि ) કર્મના વિપાકથી ઉત્પન્ન થયેલા ( अविरलदुःखशतानि ) નિરંતર સેંકડો દુઃખોને ( विषहन्ते ) સહન કરે છે. ૩.

વિરતિ એટલે પચ્ચખ્ખાણ અર્થાત્ ત્યાગ; આની ખાસ જરૂર છે. સાચા ઉપદેશની અસર તળે અથવા શાંત એકાગ્રતામાં સારા નિશ્ચયો થાય તે વખતે સુંદર જીવનધોરણ મુકરર કરી નાખવું અને તેને ગમે તેટલી અગવડે કે ભોગે વળગી રહેવું એ પચ્ચખ્ખાણ કહેવાય છે. તે કરવાથી જીવને વિનાપ્રયાસે મોટો લાભ થાય છે અને ન કરવાથી મોટા પાપકર્મનો બંધ થાય છે; માટે સમજુ પ્રાણીએ અવિરતિ–અત્યાગ દશામાં ન રહેતાં જેમ બને તેમ ત્યાગ કરવાનો નિશ્ચય કરવો ઘટે. પણ જો પાપકર્મના ગરનાળા ખુલ્લાં જ મૂકવાં હોય તો પછી કર્મોની વિપાક દશા પ્રાપ્ત થાય ત્યારે હાયવોય કરવી ન ઘટે. સમજણપૂર્વક સ્વેચ્છાથી ત્યાગ થાય તો એથી એને ખૂબ લાભ મળે. આ અવિરતિ નામનો આશ્રવનો બીજો ભેદ પણ તજવા યોગ્ય છે. ૩.

करिझषमधुपा[१] रे, शलभमृगादयो[२], विषयविनोदरसेन[५] ।
हन्त[८] लभन्ते रे, विविधा[६] वेदना[७], वत[३] परिणतिविरसेन[४] ॥परि० ४॥

અર્થઃ—હે પ્રાણી ! ( करिझषमधुपाः ) હાથી સ્પર્શ ઇંદ્રિયવડે, મત્સ્ય જિહ્વા ઇંદ્રિયવડે, ભમર ઘ્રાણેંદ્રિયવડે ( शलभमृगादयः ) પતંગ ચક્ષુ ઇંદ્રિયવડે અને મૃગ શ્રોત્રેંદ્રિયવડે (वत) ખેદની વાત છે કે ( परिणतिविरसेन ) પરિણામને વિષે વિરસ

એટલે રસ રહિત એવા ( विषयविनोदरसेन ) વિષય પરના પ્રેમના રસવડે ( विविधा ) વિવિધ પ્રકારની ( वेदना ) પીડાને ( हत ) ખેદની વાત છે કે ( लभन्ते ) પામે છે ૪

એક એક ઇંદ્રિયને વશ પડીને જનાવરો તેમજ અન્ય જીવો પ્રાણ આપે છે, વિષય-વિનોદનો રસ પરિણામે કેવો આકરો પડી જાય છે તેના આ જ્વલંત દાખલાઓ છે આ ઇંદ્રિયો દ્વારા એટલા બધા કર્મો આવી પડે છે કે એનો સરવાળો ઘણો મોટો થાય છે એવી વેદનાઓનો ખ્યાલ તો આખી જિંદગી કેદમા રહેવુ પડે ત્યારે આવે પણ મનુષ્યોનો ઇંદ્રિય પરનો રાગ અને એની તૃપ્તિના તુચ્છ સાધનોનો વિચાર કરીએ તો તેનો ત્યાગ થઈ જાય તેમ છે અનત જ્ઞાનનો ધણી આત્મા કયા રમી રહ્યો છે ? કેવા કીચડમા એ ભરાઈ બેઠો છે ? એને શેમાથી માની લીધેલુ સુખ મળે તેમ છે ? ૪

उदितकषाया रे, विषयवशीकृता, यान्ति महानरकेषु ।
परिवर्तन्ते रे, नियतमनन्तशो, जन्मजरामरणेषु ॥परि० ५॥

અર્થ—( रे ) રે ચેતન ! ( उदितकषाया ) સર્વ દોષના મૂળ કષાયો જેમના હૃદયમા પ્રગટ થયા છે એવા, તથા ( विषयवशीकृता ) કામભોગને આધીન થયેલા એવા પ્રાણીઓ ( महानरकेषु ) મોટા નરકને વિષે ( यान्ति ) જાય છે અને ત્યાંથી નીકળીને ( जन्मजरामरणेषु ) જન્મ, જરા અને મરણને વિષે ( नियतं ) નિશ્ચે ( अनन्तशः ) અનતવાર ( परिवर्तन्ते ) પર્યટન કરે છે-ભટકે છે ૫.

કષાયો તો કર્મની ઉપર ભાવ પાડે છે ક્રોધના આવેશમા, માનના ચઢાણ પર, માયાની ગદી વૃત્તિમા, લોભના તાબામા આ

પ્રાણી ભારે કર્મો બાંધે છે અને તેના પર વજ્રલેપ કરે છે. ક્રોધ-માન કષાયના ઉદયથી દુનિયા પર મોટા સંહાર થયા છે, માયાને અંગે અનેક પાપો છુપી રીતે કરે છે અને લોભથી રાતદિવસ દેશ-પરદેશ રખડે છે. કષાયનો ઉદય થાય છે ત્યારે કોઇ પણ હેતુ મનમાં રાખીને પ્રાણી ખૂબ ખરડાય છે અને પછી નારકીમાં જઇ પડે છે. વળી જન્મ-મરણના ચક્રમાં એવો પડી જાય છે કે એ જલદી ઊંચે આવી શકતો નથી અને પોતાની પ્રગતિ ગુમાવી બેસે છે. ૫.

मनसा वाचा रे, वपुषा चञ्चला, दुर्जयदुरितभरेण ।
उपलिप्यन्ते रे, तत आश्रवजये, यततां कृतमपरेण ॥परि०६॥

અર્થઃ—( रे ) રે પ્રાણી ! ( मनसा ) દુષ્ટ મનના વ્યાપારે કરીને, (वाचा) દુષ્ટ ભાષાએ કરીને અને ( वपुषा ) દુષ્ટ કાયચેષ્ટાએ કરીને ( चञ्चलाः ) ચપળ એવા પ્રાણીઓ ( दुर्जयदुरितभरेण ) દુઃખે જીતી શકાય એવા પાપના સમૂહવડે ( उपलिप्यन्ते ) અશુભ કર્મરૂપ કાદવથી લેપાય છે. ( ततः ) તેટલા માટે ( आश्रवजये ) આશ્રવના જયને વિષે ( यततां ) પ્રયત્ન કર. (अपरेण) બીજા કર્મબંધના હેતુમાં પ્રવર્તવે કરીને (कृतं) સર્યું. ૬.

કોઇપણ પ્રકારે મિથ્યાત્વ હોય તો તેને દૂર કર, વિરતિભાવ આદર, ઇંદ્રિયોનો સંયમ કર, કષાયો પર વિજય મેળવ, યોગોને કબજામાં લાવ, ગરનાળાં બંધ કર, નહીં તો વાત મારી જશે અને તું રખડી પડીશ, નકામી આળપંપાળ છોડી દે અને અનુભવજ્ઞાન પ્રાપ્ત કર. મન, વચન, કાયાના યોગો પણ આશ્રવો છે. મનના વ્યાપારથી, વાણીના પ્રયોગથી અને કાયાની પ્રવૃત્તિથી પ્રાણી કર્મો બાંધે છે. ૬.

शुद्धा योगा रे, यदपि यतात्मनां, स्रवन्ते शुभकर्माणि ।
काञ्चननिगडांस्तान्यपि जानीयात्, हतनिर्वृतिशर्माणि ॥परि०७॥

અર્થ —( रे ) રે પ્રાણી ! ( यद्यपि ) જો કે ( यतात्मनां ) સંયમવાળો આત્મા છે જેનો એવા પ્રાણીઓના ( शुभाः ) પાપ રહિત ( योगाः ) મન, વચન, કાયાના વ્યાપાર ( शुभकर्माणि ) શુભ કર્મને ( जनयन्ते ) બાંધે છે, તો પણ ( हतनिर्वृतिशर्माणि ) મોક્ષના સુખને હણનારા હોવાથી ( तान्यपि ) તે શુભ કર્મને પણ ( काञ्चननिगडान् ) સોનાની બેડીઓ ( जानीयात् ) જાણવી. ૭

વ્યવહારુ નજરે પુણ્ય ઠીક લાગે છે, પણ તે માત્ર પાપની અપેક્ષાએ જ સારી શકાય; વસ્તુતઃ શુભ કર્મો પણ ભોગવ્યા વિના છૂટકારો થતો નથી અને કેટલીક વાર તેની ખાતર સંસારમાં રહેવું પડે છે. મોક્ષના અવ્યાબાધ સુખની નજરે એ પણ બંધન જ છે. અને સમજુઓ તો તેને પણ એ જ નજરે જુએ છે. એ મોક્ષના સુખની આડે આવનાર છે. અને ઉન્નત દૃષ્ટિએ જોતાં તેથી સુખો પણ સત્ત્વ વગરના છે. ગમે તેમ કરીને અત્ર કહ્યા છે તે સર્વ ગણનાથી બંધ કરવાની જરૂર છે. ૭

मोदस्वैवं रे, साश्रवपाप्मनां, रोधे धियमाधाय ।
शान्तसुधारसपानमनारतं, विनय ! विधाय विधाय ॥ परि०॥८॥

અર્થ —( रे ) હે પ્રાણી ! ( एवं ) એ પ્રકારે એટલે ઉપર કહ્યા પ્રમાણે ( साश्रवपाप्मनां ) આશ્રવ સહિત પાપકર્મના ( रोधे ) નિરોધ કરવામાં ( धियं ) બુદ્ધિને ( आधाय ) સ્થાપીને ( विनय ! ) હે વિનય ! ( अनारतं ) નિરંતર ( शान्तसुधारसपान ) શાન્તસુધારસનું પાન ( विधाय विधाय ) કરી કરીને ( मोदस्व ) આનંદ પામ. ૮

હે ચેતન ! તારે ભોગ અભિનિવેશ ક્યાસુધી કરવા છે ? તું સાચા દેવ-ગુરુ-ધર્મને ઓળખ. તારે કોઈ જાતની શંકા હોય

તો વગરસંકોચે સદ્‌ગુરુને પૂછ. સંશયમાં રહીશ નહીં. સોનાની પરીક્ષા કરજે, પણ પરીક્ષા કરીને સાચાને આદરજે. તાપથી, કષથી અને છેદથી તું તપાસી ખાત્રી કરી આદર કરજે. વસ્તુતઃ સર્વજ્ઞ, સર્વદર્શી થવાની તાકાત ધરાવનાર આ ચેતન કેવી બાબતોમાં રસ લે છે ? તે તો વિચાર. એના જેવા વિષયોમાં મજા લે તે તો શોભતી વાત પણ ન ગણાય. એ રીતે તો એના સર્વ આદર્શો ખલાસ થઇ જાય છે; માટે આશ્રવોનો ત્યાગ કર. ૮.

इति सप्तमः प्रकाशः ।



## ॥ अष्टमः प्रकाशः ८ ॥

અહીં પ્રથમથી આરભીને સાતમા પ્રકાશ સુધી ત્યાગ કરવાના સ્વભાવવાળી ભાવનાઓ કહી જો કે તેમાં પણ અનિત્ય, અશરણ, એકત્વ, અન્યત્વ–એ ચાર ભાવનાઓ તો જાણવા યોગ્ય છે, બાકીની સસાર, અશુચિ ને આશ્રવ–એ ત્રણ ભાવના જ ત્યાજ્ય છે. હવે અહીંથી આરંભીને સમાપ્તિ પર્યંત ગ્રહણ કરવાના સ્વભાવવાળી સાત ભાવનાઓ કહેશે તેમાં પણ લોકસ્વભાવ ભાવના જાણવા યોગ્ય છે ઉપર સાતમા પ્રકાશમા આશ્રવનો નિરોધ કહ્યો. તે સવરવડે રુંધી શકાય છે, એ સબધે કરીને આવેલી આ સવર ભાવના કહે છે. તેનો આ પ્રથમ શ્લોક છે:–

## । संवर भावना ।

( स्वागतावृत्तम् )

येन येन य इहाश्रवरोधः, संभवेन्नियतमौपयिकेन ।
आद्रियस्व विनयोद्यतचेता–स्तत्तदान्तरदृशा परिभाव्य ॥१॥

અર્થ —( इह ) આ જૈનશાસનને વિષે ( येन येन ) જે જે ( औपयिकेन ) ઉપાયે કરીને ( यः ) જે ( आश्रवरोधः ) આશ્રવનો નિરોધ (नियतं) અવશ્ય ( संभवेत् ) સંભવે છે, ( तत्तत् ) તે તે ઉપાયનો ( आन्तरदृशा ) જ્ઞાનચક્ષુએ ( परिभाव्य ) વિચારીને ( विनय ! ) હે વિનય ! ( उद्यतचेताः ) નિવૃત્તિ મેળવવાને ઉદ્યમવાળું છે ચિત્ત જેનું એવો તું ( आद्रियस्व ) આદર કર. ૧

આ સંવરના સત્તાવન ભેદ છે, તે આ પ્રમાણે—સમિતિ ૫, ગુપ્તિ ૩, પરીષહ ૨૨, યતિધર્મ ૧૦, ભાવના ૧૨, ચારિત્ર ૫ (સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત) ચિંતનને એ ઉપાયોનો આદર કરવામાં આ આમંત્ર પૂર્વક ઉદ્દેશ છે કે આશ્રવનો નિરોધ એ જ સંવર જે આશ્રવના ગરનાળા ઉઘાડા પડ્યા છે તે આગળ્યા બંધ કરે તે સંવર છે જે અનંત કર્મોનો પ્રવાહ પાધરો ધસારો આવે છે તેની સામે કર્મપ્રવાહના બારણા બંધ કરી દે એવા ભાગો તે સંવર ૧

संयमेन विषयाविरतत्वे, दर्शनेन वितथाभिनिवेशम् ।
ध्यानमार्तमथ रौद्रमजस्रं, चेतसः स्थिरतया च निरुन्ध्याः ॥२॥

અર્થઃ—તથા ( संयमेन ) સંયમવડે એટલે પ્રવૃત્તિના રોકાણવડે ( विषयाविरतत्वे ) શબ્દાદિ વિષયોને અને હિંસાદિકની વિરતિરહિતપણાને તું રોકી દે તથા ( दर्शनेन ) તત્ત્વશ્રદ્ધાનરૂપ સમકિતવડે ( वितथाभिनिवेशं ) ખોટા આગ્રહને તું રોકી દે, ( च ) તથા ( अजस्रं ) નિરંતર ( चेतसः ) ચિત્તના ( स्थिरतया ) સ્થિરતાવડે ( आर्त्तं ) આર્ત્ત ( अथ ) અને ( रौद्रं ) રૌદ્ર નામના ( ध्यानं ) ધ્યાનને ( निरुन्ध्याः ) તું રોકી દે. ૨

સંયમના ૧૭ ભેદ આ પ્રમાણે—પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ, પાંચ

પ્રાણાતિપાતાદિ અવ્રતનો ત્યાગ, ચાર કષાયનો જય અને ત્રણ યોગની નિવૃત્તિ. મનની ચંચળતા અટકાવીને તેને સ્થિર કરવું એ બહુ મુશ્કેલ છે પણ બહુ જરૂરી છે; તેથી જ્ઞાનાદિકમાં ચિત્તને પરોવી સ્થિર કરવું. બીજી સાંસારિક ચિંતા દૂર કરવી. આપણે ચિંતા કરીએ કે ન કરીએ પણ જે નિર્માણ હોય તે જરૂર થાય છે; પરંતુ એવો તાત્ત્વિક ભાવ રાખવો, મનને સ્થિર રાખવું, એ ખરેખરો સંવરનો ઉપાય છે, સિદ્ધ માર્ગ છે અને જરૂર આદરણીય છે. ૨.

**क्रोधं क्षान्त्या मार्दवेनाभिमानं, हन्या मायामार्जवेनोज्ज्वलेन ।**
**लोभं वारां राशिरौद्रं निरुन्ध्याः, संतोषेण प्रांशुना सेतुनेव ॥३॥**

**અર્થઃ**—( **क्षान्त्या** ) ક્ષમાવડે ( **क्रोधं** ) ક્રોધને તું હણ, ( **मार्दवेन** ) નમ્રતાવડે ( **अभिमानं** ) અહંકારને તું હણ, ( **उज्ज्वलेन** ) ઉજ્જ્વળ એવી ( **आर्जचेन** ) સરળતાવડે ( **मायां** ) કપટને ( **हन्या.** ) તું હણ, તથા ( **वारां राशिरौद्रं** ) સમુદ્રની જેવા ભયંકર ( **लोभं** ) લોભને ( **प्रांशुना** ) ઊંચા ( **सेतुनेव** ) પૂલ જેવા ( **संतोपेण** ) સંતોષવડે ( **निरुन्ध्याः** ) તું રોકી દે. ૩

આવી રીતે ચારે કષાયો મહાભયંકર છે, અને તે પ્રાણીને અનેક કર્મોનો બંધ કરાવી એને ભારે બનાવી મૂકે છે. તે કષાયો પર વિજય મેળવવાની બહુ જરૂર છે કર્મોના બંધ વખતે એ કષાયો સ્થિતિબંધ અને રસબંધમાં ખાસ કાર્ય ભજવે છે. તેથી તેનાથી ખાસ ચેતવાની આવશ્યકતા છે એના નિવારણ માટે સંવર ધર્મો ખરા ઉપાયભૂત છે, અમલમા મૂકવા યોગ્ય છે અને આત્મપ્રકાશમાં બહુ સુંદર કાર્ય કરનાર છે. મન-વચન-કાયાની એકાગ્રતા વગર સત્ક્રિયા નિરર્થક થાય છે. અહિં ઘણું બેસી રહેવાનું નથી એટલું સ્પષ્ટ જણાય તો સરળતા આવી શકે તેમ છે. ૩

( स्वागतावृत्तम् )

गुप्तिभिस्तिसृभिरेवमजय्यान्, त्रीन् विजित्य तरसाऽधमयोगान् ।
साधुसंवरपथे प्रयतेथा, लप्स्यसे हितमनाहतमिष्टम् ॥ ४ ॥

અર્થ —(एव) એ પ્રમાણે (अजय्यान्) જીતવાને અશક્ય (त्रीन्) ત્રણ એટલે મન, વચન, કાયાના (अधमयोगान्) અશુભ વ્યાપારને (तिसृभिः गुप्तिभिः) મનગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિરૂપ ત્રણ ગુપ્તિવડે (तरसा) શીઘ્રપણે (विजित्य) વિશેષે કરીને જીતીને (साधुसंवरपथे) શુદ્ધ સંવર માર્ગને વિષે (प्रयतेथा) ઉદ્યમવાળો થા, કે જેથી (अनाहतं) અખંડ અને (इष्टं) સ્વાભાવિક (हितं) મોક્ષસુખને (लप्स्यसे) તું પામીશ. ૪

આ સંવર માર્ગે પ્રયત્ન કરવાથી પ્રૌઢ મોક્ષસુખ જરૂર મળે છે, માટે યોગો પર વિજય મેળવવો. આ સંવર માર્ગ મહા રાજયોગ કોઈ ખૂબ વિચારવા જેવો અને ભાવવા જેવો છે ખરેખર જીતવા જેવો છે એના વિકાસમાં જીવનમાત્રની સફળતા સમાયેલી છે આશ્રવો સામે દ્વારો બંધ કરવાનું એ પ્રબળ સાધન છે, માટે એમાં પ્રયત્ન જરૂર કરવો. આ યોગ પ્રશસ્ત અને અપ્રશસ્ત એમ બે પ્રકારે છે અપ્રશસ્ત યોગ પ્રવૃત્તિ પર અંકુશ રાખવાની અને પ્રશસ્ત યોગમાં અમુક હદ સુધી પ્રવૃત્તિ કરવાની આવશ્યકતા છે ૪

( मन्दाक्रान्ता वृत्तम् )

एवं रुद्धेष्वमलहृदयैराश्रवेष्वाप्तवाक्य-
श्रद्धाचञ्चत्सितपटपटुः सुप्रतिष्ठानशाली ।

शुद्धैर्योगैर्जवनपवनैः प्रेरितो जीवपोतः,
स्रोतस्तीर्त्वा भवजलनिधेर्याति निर्वाणपुर्याम् ॥५॥

અર્થ:—( एवं ) એ રીતે ઉપર કહ્યા પ્રમાણે ( अमलहृदयैः ) નિર્મળ ચિત્તવડે ( आश्रवेषु ) આશ્રવો ( रुद्धेषु ) રોકાયે સતે ( आप्तवाक्यश्रद्धाचञ्चत्सितपटपटुः ) સર્વજ્ઞના વચનમાં શ્રદ્ધારૂપ શોભતા ઉજ્જવળ સઢવડે સુંદર અને ( सुप्रतिष्ठानशाली ) વ્રત ધૈર્યાદિ ગુણવડે મજબૂત પ્રતિષ્ઠાનવડે એટલે અધોભાગવડે શોભતુ ( जीवपोतः ) જીવરૂપી વહાણ ( शुद्धैः ) શુદ્ધ એવા ( योगैः ) મન, વચન, કાયાના યોગરૂપ ( जवनपवनैः ) વેગવાળા અનુકૂળ પવનવડે ( प्रेरितः ) પ્રેરાયુ સતુ ( भवजलनिधेः ) સંસારરૂપી સમુદ્રના ( स्रोतः ) પ્રવાહને ( तीर्त्वा ) તરીને (निर्वाणपुर्यां ) મોક્ષરૂપી નગરમા ( याति ) જાય છે ૫.

આપ્ત પુરુષોના વાક્ય ઉપર શ્રદ્ધા રાખવી જોઈએ દરેક બાબતમા કોઈ પોતે પ્રયોગ કે ચર્ચા કરી શકતો નથી આપ્તની આપ્તતા કસોટીથી સિદ્ધ કરીને તેના વાક્યમાં શ્રદ્ધા રાખવી એ જ એને માટે માર્ગ છે. જેનામાં રાગદ્વેષ ન હોય તે જ આપ્ત છે. તેમનાં વચનો શોધી તેમાં શ્રદ્ધા રાખવી. આ ખરેખરો સઢ છે. આવી રીતે જીવરૂપી વહાણ મજબૂત હોય, શ્રદ્ધારૂપ સઢ સુદર દૃઢ હોય અને પવન અનુકૂળ વાય તો તે સપાટાબંધ ભવસમુદ્રને તરી જઈને નિર્વાણપુરીએ પહોચી જાય છે. આશ્રવોને રોકવાનુ પરમ સાધન સંવર છે. આશ્રવના પ્રત્યેક ભેદને રોકવા માટે સવરના દરેક ભેદ શક્તિમાન છે, માટે ઉત્તમ જીવોએ નિરંતર સંવરની સાધનામાં પ્રયત્ન કરવો. ૫

## ગેયાષ્ટક :: સંવર ભાવના

( તુજ ગુણ પાર નહિ સમજો—એ દેશી. પાંચમી ભાવનાનો રાગ )

शृणु शिवसुखसाधनसदुपाय, सदुपाय रे सदुपायं ।
शृणु शिवसुखसाधनसदुपायम् ।
ज्ञानादिकपावनरत्नत्रय—परमाराधनमनपायम् ।शृणु०।१।

અર્થ —હે આત્મા ! ( शिवसुखसाधनसदुपायं ) મોક્ષસુખના સાધનના સત્ય ઉપાયને ( शृणु ) તું સાંભળ, ( शिवसुखसाधन सदुपायं ) મોક્ષસુખના સાધનના સત્ય ઉપાયને ( शृणु ) તું સાંભળ. ( अनपायं ) કષ્ટ રહિત ( ज्ञानादिकपावनरत्नत्रयपरमाराधनं ) જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ પવિત્ર રત્નત્રયના ઉત્કૃષ્ટ—અતિચાર રહિત આરાધન તે જ તેનો ઉત્તમ ઉપાય છે ૧

હેય, ઉપાદેયનો સાચો વિભાગ કરી તજવા યોગ્યને તજ અને આદરવા યોગ્યને આદર; તેમ જ રાગદ્વેષ વગેરે યોગો પર વિજય મેળવી તારા ગુણમાં રમણ કર. આવું દોષ રહિત આરાધન કરવાથી તને હમેશને માટે શિવસુખ પ્રાપ્ત થશે અને અત્યારની તારી સર્વ જંજાળોનો છેડો આવી જશે. અહીં જે ઉપાયો બતાવ્યા છે તે સિદ્ધ માર્ગો છે, શુભ પરિણામની બાબતમાં જરા પણ શંકા વગરના છે, તને ફાવી જાય તેવા છે, તેને તું બરાબર વિચારી લેજે તારે પ્રત્યેક બાબત સાંભળીને સમજી રાખવાની છે, તે સાથે જે સાચા ઉપાય બતાવ્યા હોય તેને આદરવાનું તારું કામ છે ૨

विषयविकारमपाकुरु दूरं, क्रोधं मानं सहमायम् ।
लोभं रिपुं च विजित्य सहेलं, भज संयमगुणमकषायम् ॥शृ०॥

**અર્થ**:— હે આત્મા ! ( विषयविकारं ) પાંચ ઇંદ્રિયોના વિષયરૂપ વિકારને તું ( दूरं ) અત્યંત ( अपाकुरु ) દૂર કર તથા ( सहमायं ) માયા સહિત ( क्रोधं ) ક્રોધ ( मानं ) માન ( च ) અને ( लोभं ) લોભરૂપી ( रिपुं ) શત્રુને ( सहेलं ) ક્રીડામાત્રમાં ( विजित्य ) જીતીને ( अकषायं ) કષાય રહિત ( संयमगुणं ) ચારિત્રરૂપ ગુણને (भज) તું સેવ. એ જ મોક્ષગુણનું સાધન છે. ૨.

હે ચેતન ! આ સર્વ સાચા ઉપાયોને સાંભળ, અને અકષાયી થઇ તારા સંયમગુણને કેળવ એ છઠ્ઠો સંયમ નામનો યતિધર્મ છે. બીજી રીતે એ આખા સંવરના ક્ષેત્રને રોકી શકે છે અને ચેતનનો વિશ્વાસ પૂર્ણ કરી શકે છે. આ શિવસાધન સાભળ-સમજ. આ કષાયો ગુપ્તપણે કામ કરે છે. ઘણી વાર સૂક્ષ્મ રૂપમા હોય છે ત્યારે શોધ્યા પણ જડતા નથી અને તેના સબંધમાં ઘણી વાર આપણે આત્માને છેતરીએ છીએ કષાયો પર વિજય મેળવવો મુશ્કેલ છે, પણ અકષાયી થઇ સંયમગુણને કેળવ એ જ ખરો ધર્મ છે. ૨.

**उपशमरसमनुशीलय मनसा, रोषदहनजलदप्रायम् ।**
**कलय विरागं धृतपरभागं, हृदि विनयं नायंनायम् ॥ मृ० ३ ॥**

**અર્થ**:—હે ચેતન ! ( रोषदहनजलदप्रायं ) ક્રોધરૂપ અગ્નિને બુઝાવવામાં મેઘ સમાન એવા ( उपशमरसं ) ઉપશમરસને એટલે શાંતસુધારસને ( मनसा ) હૃદયવડે ( अनुशीलय ) ધારણ કર. તથા ( हृदि ) હૃદયને વિષે ( विनयं ) વિનયને ( नायंनायं ) લાવી લાવીને ( धृतपरभागं ) ઉત્કૃષ્ટ દશાને ધારણ કરનાર એવા ( विरागं ) વૈરાગ્યને ( कलय ) તું જાણ. ૩.

આ ગાથામા જે ઉપશમ અને વિરાગ બતાવ્યા છે તે સમ્યક્ત્વના લિંગો પૈકી બે છે, ( શમ, સંવેગ, નિર્વેદ, આસ્તિક્ય અને

અનુકંપા એ પાચ ચિહ્ન છે ) અને સમ્યક્ત્વદર્શનની પીછાન કરાવનાર છે વિરાગ અને નિર્વેદ એ બન્ને એક જ અર્થવાળા છે ઉત્કૃષ્ટ ભાવને ધારણ કરનાર છે વળી હૃદયમા વિનય લાવીને વિરાગને ધારણ કર. સાસારિક સબધ પરથી રાગ જાય એટલે ઘણી શુચવણનો અત આવી જાય. એ વિરાગને પરિણામે વિષયોમાથી આસક્તિ ઓછી થઇ જાય છે એ જ આત્મવિકાસને સારી રીતે વધારી દે છે ૩

आर्त्त रौद्र ध्यान मार्जय, दह विकल्परचनानायम् ।
यद्यिमरुद्धा मानसवीथी, तत्त्वविदः पन्था नायम् ॥ मृ० ४ ॥

અર્થ:—હે ચેતન ! ( आर्त्त ) આર્ત્ત અને ( रौद्र ) રૌદ્ર ( ध्यानं ) ધ્યાનરૂપ કચરાને ( मार्जय ) તુ સાફ કર, તથા ( विकल्परचनानायं ) શુભાશુભ સકલ્પવિકલ્પરૂપ જાળને ( दह ) બાળી નાખ, ( यद् ) જે કારણ માટે ( इय ) આ ( मानसवीथी ) મનના વિચારોની શેરિ ( अरुद्धा ) રુધાયેલી નથી, તેથી ( अयं ) આ ( तत्त्वविदः ) તત્ત્વજ્ઞાનીનો ( पन्थाः ) માર્ગ ( न ) નથી. ૪

ધનકુટુબાદિકની અનેક ચિતાઓ-કલ્પનાજાળો તારે માટે ઊભી જ છે તારી જાતને તપાસી જા, તને એક ઠેકાણે નિરાતે બેસવાનુ મળશે નહીં. ચારે તરફ ગુચવણ જણાશે. એક ચિતા પૂરી થશે ત્યા અનેક નવી ઊભી થશે. આવુ ધ્યાન તજવા યોગ્ય છે તેમજ હિંસા, અનૃત, ચોરી, પરસ્ત્રી અને ધનસરક્ષણ નિમિત્ત દુર્ધ્યાનો તને થયા જ કરે છે આ ધ્યાનોને તુ ન કર, એને અટકાવવાનો ઉપાય કર. આ આખો મનોગુપ્તિનો વિષય છે. એમા નકામા સકલ્પનો ત્યાગ ખાસ સૂચવ્યો છે, તે બહુ જ વિચારવા યોગ્ય છે ૪

**संयमयोगैरवहितमानस-शुद्ध्या चरितार्थय कायम् ।**
**नानामतरुचिगहने भुवने, निश्चिनु शुद्धपथं नायम् ॥ मृ० ५ ॥**

અર્થ:—( संयमयोगैः ) ચરણસીત્તરી અને કરણસીત્તરી રૂપ સંયમના યોગવડે ( अवहितमानसशुद्ध्या ) સાવધાન કરેલા મનની શુદ્ધિએ કરીને ( काय ) પોતાના શરીરને ( चरितार्थय ) સફળ કર, તથા ( नानामतरुचिगहने ) અનેક પ્રકારના મતમતાન્તરોની શ્રદ્ધાએ કરીને ગાઢ—ભરેલા ( भुवने ) આ જગતમાં ( नायं ) નીતિ-યુક્ત ( शुद्धपथं ) નિર્દોષ મોક્ષમાર્ગના ( निश्चिनु ) નિર્ધાર કર. ૫.

સાધુધર્મમાં આખો વખત એટલી ક્રિયા કરવાની હોય છે કે તેમાંથી તે નવરા થતા નથી. સવારના ચાર વાગેથી શરૂ કરીને એને આવશ્યક, પડિલેહણ, ચૈત્યવંદન, દેવવંદનાદિ કરવાનાં હોય છે. ઉપરાંત ગોચરીમાં ખૂબ ઉપયોગ રાખવો પડે છે. એ સર્વમાં સાધ્ય સંયમનું છે. આત્માને જરા પણ આળસમાં પડવા દેવાની વાત નથી—પ્રમાદનો સર્વથા ત્યાગ કરવાનો છે. આત્માને સંયમ-યોગમાં આખો વખત ઉદ્યમી રાખવાનો છે. વૈરાગ્ય પામી બેસી રહેવાનું નથી. તેને માટે શરીરને ખૂબ ઉદ્યમી રાખવું પડે તેમ છે. ૫

**ब्रह्मव्रतमङ्गीकुरु विमलं, बिभ्राणम् गुणसमवायम् ।**
**उदितं गुरुवदनादुपदेशं, संगृहाण शुचिमिव रायम् ॥ मृ० ६ ॥**

અર્થ:—( गुणसमवायं ) ગુણના સમૂહને ( बिभ्राणं ) ધારણ કરતા એવા ( विमलं ) નિર્મળ એટલે અતિચાર રહિત ( ब्रह्मव्रतं ) બ્રહ્મચર્ય વ્રતને ( अङ्गीकुरु ) તું અંગીકાર કર. ( गुरुवदनात् ) સદ્ગુરુના મુખથી ( उदितं ) કહેલા ( उपदेशं )

ધર્મોપદેશને ( शुचि ) પવિત્ર ( रायम् इव ) નિધાનની જેમ ( संगृहाण ) તું ગ્રહણ કર. ૬

આ સંવરના વિષયમાં ગુરુમહારાજ જે ઉપદેશ આપે તે પવિત્ર નિધાનની જેમ સંઘરી લે. સંવરના અનેક વિભાગોમાં તારી બુદ્ધિ કામ કરી શકે નહીં, તેથી જ્ઞાન અને અનુભવના ભંડારરૂપ ગુરુ તને સુંદર રસ્તા બતાવશે. તે પ્રમાણે કરવાથી તારો આત્મોદ્ધાર જલદી થશે. બહુ સંભાળ રાખીને બ્રહ્મચર્ય આદરવાની ખાસ આવશ્યકતા છે એના વગર યોગમાં કે આત્મ પ્રગતિમાં વધારો થવાની આશા નિરર્થક છે અબ્રહ્મની અભિલાષા મનને કેટલું બધું અસ્થિર બનાવી મૂકે છે તે તેના અનુભવ ઉપરથી ખબર પડે તેમ છે.

संयमवाङ्मयकुसुमरसैरतिसुरभय निजमध्यवसायम् ।
चेतनमुपलक्षय कृतलक्षण–ज्ञानचरणगुणपर्यायम् ॥ सू० ७ ॥

અર્થ —( संयमवाङ्मयकुसुमरसैः ) સત્તર પ્રકારના સંયમવાળા શાસ્ત્રરૂપ પુષ્પના રસવડે ( निज ) પોતાના ( अध्यवसाय ) આત્માના પરિણામને ( अतिसुरभय ) અતિ સુગંધી એટલે પ્રશસ્ત સુગંધવાળા કર અને (कृतलक्षणज्ञानचरणगुणपर्याय) પ્રસિદ્ધ લક્ષણવાળા જ્ઞાન અને ચારિત્રરૂપ ગુણવાળા અને પર્યાયવાળા ( चेतन ) જીવને ( उपलक्षय ) તું ઓળખ. ૭

આત્માને ઓળખવો એટલે એના મૂળ ગુણો સમજવા. એના વિભાવો અને પર્યાયોને પારખી લેવા. એના ઉપયોગ લક્ષણને સમજવું અને એની કર્મ પર સામ્રાજ્ય મેળવવાની સત્તાગત શક્તિને સમજવી, એ જીવનની ધન્ય ભાવના છે, પરમ કર્તવ્ય છે, મોક્ષ ફળ આપનાર સિદ્ધિયોગ છે આ ચેતનને તું બરાબર

ઓળખ. તારા જે સહભાવી એટલે નિરંતર સાથે રહેનારા ધર્મો છે તે ગુણ કહેવાય છે અને વારંવાર મનુષ્ય, તિર્યંચાદિના રૂપો બને છે તે પર્યાય કહેવાય છે. બોધસ્વભાવ જ્ઞાન છે. પરભાવનિવૃત્તિ સ્વભાવ એ ચારિત્ર છે. ૭.

वदनमलंकुरु पावनरसनं, जिनचरितं गायं गायम् ।
सविनय! शान्तसुधारसमेनं, चिरं नन्द पायं पायम् ॥सं०॥८॥

અર્થ:—(सविनय!) હે વિનય સહિત આત્મા ! (जिनचरितं) જિનેશ્વરના ચરિત્રને ( गायं गायं ) ગાઇ ગાઇને ( पावनरसनं ) પવિત્ર જિહ્વાવાળા ( वदनं ) મુખને ( अलंकुरु ) તુ શોભિત કર, અને ( एनं ) આ (शान्तसुधारसं) શમતારૂપી અમૃતરસનું ( पायं पायं ) પાન કરી કરીને (चिरं) ચિરકાળ સુધી ( नन्द ) તું આનંદ પામ. મોક્ષસુખ પામવાના સાધનનો આ સુંદર ઉપાય છે ૮.

આ શાંતરસને વારવાર પી પીને ખૂબ મજા મ્હાણ. અત્યારે તને ખરો અવસર મળ્યો છે તેનો સારી રીતે લાભ લે અને મહાન્ અભ્યંતર રાજ્યમાં પ્રવેશ કર. શિવસુખના સાધનના આ પરમ ઉપાયોને તું વારવાર સાંભળ અને તેનો સદુપયોગ પ્રેમથી, હ્રદયથી, આનંદથી કર. આ સંવરના બે વિભાગ કરવામાં આવ્યા છે. એક કર્મ ગ્રહણ કરવાનો જેથી વિચ્છેદ થાય તેને દ્રવ્ય સંવર કહે છે અને સંસારની ક્રિયાથી વિરતિ થાય તેને ભાવ સંવર કહે છે. ૮.

। इति अष्टमः संवरभावना प्रकाशः ।



## ॥ नवमः प्रकाशः ९ ॥

આઠમો પ્રકાશ કહ્યો, તેને છેડે ચેતનાને ઓળખવાનો ઉપદેશ આપ્યો, તે ઓળખાણ કર્મના આવૃત્તિના અપકર્ષથી આવી શકાય છે અને તેનો અપકર્ષ નિર્જરાને આધીન છે એ સબંધે કરીને આવેલી નવમી નિર્જરા ભાવનાનો આ પ્રથમ શ્લોક છે—

### । निर्जरा भावना ।

( इन्द्रवज्रावृत्तम् )

यन्निर्जरा द्वादशधा निरुक्ता, तद् द्वादशानां तपसां विभेदात्।
हेतुप्रभेदादिह कार्यभेदः, स्वातन्त्र्यतस्त्वेकविधैव सा स्यात्॥१॥

અર્થ —( यत् ) જે ( निर्जरा ) નિર્જરા ( द्वादशधा ) બાર પ્રકારની ( निरुक्ता ) કહી છે, ( तद् ) તે ( द्वादशधा ) છ બાહ્ય અને છ આભ્યંતર એમ બાર પ્રકારે ( तपसां ) તપના ( विभेदात् ) ભેદને લીધે કહી છે, કેમકે ( इह ) અહીં ( हेतुप्रभेदात् ) કારણના ભેદથી ( कार्यभेद ) કાર્યનો ભેદ કહ્યો છે ( तु ) પરંતુ ( स्वातन्त्र्यतः ) સ્વતંત્રપણાથી એટલે કર્મક્ષયની અપેક્ષાએ તો ( सा ) તે નિર્જરા ( एकविधैव ) એક જ પ્રકારની ( स्यात् ) છે ૧

બાહ્ય અને આભ્યંતર તપની ગોઠવણ એવા સુસ્પષ્ટ રીતે કરવામાં આવી છે કે એમાં દેહ, વાણી અને મન એ ત્રણે યોગ પર અસાધારણ કાબૂ આવી જાય. તપ એ એવો વિશાળ શબ્દ છે કે એમાં સંવરના સર્વ પ્રકારો આવી જાય છે અને તે ઉપરાંત દેહ, વચન અને મન પર સંયમ કરવાના અનેક વિધાનો સમાવે

જાય છે. કેટલાક કર્મનો વિપાક ભોગવ્યા સિવાય પ્રદેશોદયથી ખેરવી નાંખે છે. આ રીતે આત્માને હળવો કરવાનું કાર્ય નિર્જરા કરે છે. સર્વ કર્મોનો સર્વથા નાશ થાય તેને મોક્ષ કહેવામાં આવે છે ૧.

( अनुष्टुब्वृत्तद्वयम् )

**काष्ठोपलादिरूपाणां, निदानानां विभेदतः ।**
**वह्निर्यथैकरूपोऽपि, पृथग्रूपो विवक्ष्यते ॥ २ ॥**

**અર્થ:**—( यथा ) જેમ ( एकरूपोऽपि ) એક સ્વરૂપવાળો પણ (वह्निः) અગ્નિ (काष्ठोपलादिरूपाणां) કાષ્ઠ અને પત્થર વિગેરે રૂપ ( निदानानां ) કારણોના ( विभेदतः ) ભેદથકી ( पृथग्रूपः ) જુદા જુદા રૂપવાળો—અનેક પ્રકારનો (विवक्ष्यते) કહેવાય છે ૨

એટલે કે—પાષાણાગ્નિ, તૃણાગ્નિ, ગોમયાગ્નિ, કાષ્ઠાગ્નિ, કોલસાનો અગ્નિ, ગેસનો અગ્નિ વિગેરે અનેક પ્રકારનો અગ્નિ હોય છે, તો પણ તેનો દાહક સ્વભાવ તો એકસરખો જ છે. ૨

**निर्जराऽपि द्वादशधा, तपोभेदैस्तथोदिता ।**
**कर्मनिर्जरणात्मा तु, सैकरूपैव वस्तुतः ॥ ३ ॥**

**અર્થ:**—( तथा ) તે જ પ્રમાણે ( तपोभेदैः ) બાહ્ય અને આભ્યંતર તપના ભેદે કરીને ( निर्जराऽपि ) નિર્જરા પણ—કર્મનો નાશ પણ ( द्वादशधा ) બાર પ્રકારનો ( उदिता ) કહ્યો છે ( तु ) પરંતુ ( वस्तुतः ) પરમાર્થ દૃષ્ટિએ તો ( कर्मनिर्जरणात्मा ) કર્મનો વિનાશ કરવાના સ્વરૂપવાળી ( सा ) તે નિર્જરા ( एकरूपैव ) એક જ રૂપવાળી છે. ૩.

બાહ્ય તપના છ પ્રકાર આ છે—અનશન, ઊનોદરિકા, વૃત્તિ-

સંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા. આભ્યંતર તપના છ પ્રકાર આ છે–પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ તેવી રીતે તપના જુદા જુદા પ્રકાર હોવાથી નિર્જરાના બાર પ્રકાર કહેવામા આવ્યા છે જેટલા તપના ભેદ તેટલા નિર્જરાના ભેદ જાણ્વા. છે વસ્તુત માત્ર કર્મનુ પરિશાટન એટલે દેશથી કર્મના ક્ષયની નજરે જોઇએ તો નિર્જરાનો એક જ પ્રકાર છે ૩

( उपेन्द्रवज्रावृत्तम् )

निकाचितानामपि कर्मणां यद्, गरीयसां भूधरदुर्धराणाम् ।
विभेदने वज्रमिवातितीव्र, नमोऽस्तु तस्मै तपसेऽद्भुताय ॥४॥

અર્થ —( यद् ) જે તપ ( गरीयसां ) અતિ મોટા ( भूधरदुर्धराणां ) પર્વતની જેવા વિકટ અને ( निकाचितानामपि ) ગાઢ તર તીવ્ર નસવાળા ( कर्मणां ) કર્મને ( विभेदने ) ભેદવામા ( वज्रमिव ) વજ્રની જેવુ ( अतितीव्र ) અતિ તીક્ષ્ણ છે, ( तस्मै ) તે ( अद्भुताय ) અતિ મહિમાવાળા ( तपसे ) તપને ( नमोऽस्तु ) નમસ્કાર થાઓ ૪

પછી વખત માત્રી કર્મ બાધે છે ત્યારે એવો આકરો બધ કરે છે કે રીશની દોરીની ગાઠ ઉપર તેલનુ ટીપુ મૂકીએ તો પછી ત ગાઠ કોઇ રીતે ન છૂટે એવી તેની સ્થિતિ કરી મૂકે છે આવા નિકાચિત કર્મ ઉદયમા આવે છે ત્યારે તેના દુઃખનો અનુભવ ન કરી શકાય એવો તીવ્ર થાય છે આ કર્મોને કાપી નાંખવા માટે વજ્ર જેવુ કાર્ય કરનાર તપગુણ છે તેના ગૌરવનો સાક્ષાત્કાર કરીએ. એના ધ્યાન વૈયાવૃત્ય વિગેરે ભેદોનો અનુભવ કરીએ એમા નેત્રાભાવ રહેલો છે, પણ,એ આકાંક્ષારહિત કરવા યોગ્ય છે ૪

( उपजातिवृत्तम् )

किमुच्यते सत्तपसः प्रभावः, कठोरकर्मार्जितकिल्बिषोऽपि ।
दृढप्रहारीव निहत्य पापं, यतोऽपवर्गं लभतेऽचिरेण ॥ ५ ॥

અર્થઃ—અહો આત્મા ! ( सत्तपसः ) શ્રેષ્ઠ-અતિચાર રહિત તપનો ( प्रभाव ) પ્રભાવ-મહિમા ( किमुच्यते ) શુ કહેવાય ? ( यतः ) કે જે તપના પ્રભાવથી ( कठोरकर्मार्जितकिल्बिषोऽपि ) કઠોર કર્મવડે ઉપાર્જન કર્યું છે પાપ જેણે એવો પણ જીવ ( दृढप्रहारीव ) દૃઢપ્રહારીની જેમ ( पापं ) પાપકર્મને (निहत्य) મૂળથી હણીને (अचिरेण) થોડા કાળે (થોડા કાળમાં) (अपवर्गं) ( लभते ) પામે છે. ૫.

સમ્યક્ પ્રકારે તપ કરવામા આવે, ક્રોધરૂપ અજીર્ણ વગર તપ કરવામા આવે, કોઇ જાતના આશીભાવ વગર તપ કરવામાં આવે ત્યારે અતિ ક્લિષ્ટ આચરણોને લીધે એકઠાં કરેલાં કર્મોનો નાશ થાય છે અને તેના ઉપર દ્રઢતા રાખી વળગી રહેવામાં આવે તો અંતે તે સર્વ કર્મોનો આત્યંતિક અભાવ પ્રાપ્ત કરી દૃઢપ્રહારીની જેમ સ્વલ્પ કાળમાં મોક્ષ અપાવી શકે છે. ૫

यथा सुवर्णस्य शुचिस्वरूपं, दीप्तः कृशानुः प्रकटीकरोति ।
तथात्मनः कर्मरजो निहत्य, ज्योतिस्तपस्तद्विशदीकरोति ॥६॥

અર્થઃ—( यथा ) જેમ ( दीप्तः ) દેદીપ્યમાન ( कृशानुः ) અગ્નિ ( सुवर्णस्य ) સુવર્ણના ( शुचिरूपं ) નિર્મળ સ્વરૂપને ( प्रकटीकरोति ) પ્રગટ કરે છે ( तथा ) તેમ ( तत् ) તે ઉપર કહેલો ( तपः ) તપ ( कर्मरजः ) કર્મરૂપી મળને ( निहत्य )

દૂર કરીને ( आत्मन: ) આત્માના ( ज्योति ) શુદ્ધ ચૈતન્યને ( विशदीकरोति ) નિર્મળ કરે છે ૬

કર્મનું સ્વરૂપ આપણે જો સમજ્યા હોઇએ તો આ ક્રિયા કેમ થતી હશે એનો ખ્યાલ આવવો મુશ્કેલ નથી જ્યારે પ્રાણી તપ કરે, ત્યારે એના મન, વચન, કાયાના યોગો અંકુશમાં આવી જાય અથવા આવતા જાય. વિનય, વૈયાવૃત્ય, શુભ ધ્યાન, કાયોત્સર્ગ વિગેરેમાં તલ્લીન થાય ત્યારે તે કર્મોનો ક્ષય કરી શકે છે તપ જો એક જ વસ્તુ એવી છે કે જે પૂર્વે બાંધેલા ભયંકર વિપાક આપનારા કર્મોને દૂર કરે છે એવા ભયંકર કર્મોનું નિવારણ પ્રાયશ્ચિત્ત તપ કરી આપે છે, માટે આપ ભિક્ષાદિક બાહ્ય તપો અને પ્રાયશ્ચિત્તાદિ આભ્યંતર તપો અવશ્ય કરવા. ૬

( स्रग्धरावृत्तम् )

बाह्येनाभ्यन्तरेण प्रथितबहुभिदा जीयते येन शत्रु-<br>
श्रेणी बाह्यान्तरंगा भरतनृपतिवद्भावलब्धद्रढिम्ना ।<br>
यस्मात् प्रादुर्भवेयु प्रकटितविभवा लब्धय सिद्धयश्च,<br>
वन्दे स्वर्गापवर्गार्पणपटु सततं तत्तपो विश्ववन्द्यम् ॥ ७ ॥

અર્થઃ—( प्रथितबहुभिदा ) પ્રસિદ્ધ છે ઘણા ભેદો જેના એવા ( बाह्येन ) અનશનાદિક બાહ્ય અને ( आभ्यन्तरेण ) પ્રાયશ્ચિત્તાદિક આભ્યંતર એવા ( येन ) જે તપવડે ( बाह्यान्तरंगा ) રાજાદિક બાહ્ય અને રાગાદિક અંતરંગ ( शत्रुश्रेणी ) શત્રુઓની શ્રેણી ( भरतनृपतिवत् ) ભરત ચક્રવર્તીની જેમ ( भावलब्ध द्रढिम्ना ) શુદ્ધ મનના પરિણામવડે પ્રાપ્ત થયેલી દૃઢતાવડે ( जीयते ) જીતાય છે, તથા ( यस्मात् ) જે તપથકી ( प्रकटि-

तविभवाः ) પ્રગટ એટલે લોકો જોઇ શકે એવા વૈભવવાળી ( लब्धयः ) આમર્ષૌષધ્યાદિ લબ્ધિઓ ( च ) અને ( सिद्धयः ) અણિમાદિક સિદ્ધિઓ ( प्रादुर्भवेयुः ) પ્રગટ થાય છે, ( तत् ) તે ( स्वर्गापवर्गार्पणपटु ) દેવલોક અને મોક્ષ આપવામાં સામર્થ્ય-વાળા અને ( विश्ववन्द्यं ) ત્રણ જગતના જનોને પૂજ્ય એવા ( तपः ) તપને ( सततं ) નિરંતર ( वन्दे ) હુ વાંદુ છુ. ૭.

તપનો ખરો પ્રભાવ તો કોઇ તપસ્વી મુનિની પાસે જવાનું થાય ત્યારે જણાય છે.તેના વાતાવરણમાં અપૂર્વ શાંતિ જોવામા આવે ત્યારે તેનો અનુભવ થાય છે સમ્યક્ તપ કરનાર પોતે તો પવિત્ર, શાંત તથા દાંત હોય, પણ એનું વાતાવરણ પણ અકલ્પ્ય શાંતિમય હોય છે આવો બાહ્ય અને આભ્યતર તપ જો ભાવનાપૂર્વક દૃઢતાથી આદરવામાં આવે તો બાહ્ય અને આભ્યંતર શત્રુ પર વિજય મેળવે. બાહ્ય શત્રુ તો દુનિયાદારીના હોય છે, આભ્યંતર શત્રુ મોહરાજાદિક છે. ૭.

## ગેયાષ્ટક :: નિર્જરા ભાવના

( સારંગરાગેણ ગીયતે )

( જિણંદરાય ! સરણ તિહારે આયો-એ દેશી )

**विभावय विनय ! तपोमहिमानं, (ध्रुवपदं),**
**बहुभवसञ्चितदुष्कृतममुना, लभते लघु लघिमानम् ॥ वि० ॥१॥**

અર્થ:—( विनय! ) હે ચેતન ! તું ( तपोमहिमानं ) તપના પ્રભાવને ( विभावय ) જાણ. ( अमुना ) આ તપવડે ( बहुभव-संचितदुष्कृतं) અનંતા ભવનુ ઉપાર્જન કરેલું પાપકર્મ (लघु) શીઘ્ર એટલે મુહૂર્તાદિ માત્રમાં (लघिमानं) ઓછાપણાને (लभते) પામે છે.૧.

આ તપ અનેક ભવોમા એકઠા કરેલા કર્મોને ઓળા પાણી રે છે મહાઆરંભ, મહાપરિગ્રહ વિગેરેથી અથવા મોહનીય કર્મના જોરથી અને કષાયોની પરિણતિથી આ પ્રાણીએ અનેક દુષ્કૃત્યો એકઠા કરેલા હોય છે, તેને આ તપ નિ સત્ત્વ કરી નાખે છે એ લાભ કાંઇ જેવો તેવો નથી કેમકે થતી કર્મની પરિશાટના તે તપથી થનારો મહા લાભ છે તત્ત્વજ્ઞાનીઓ કર્મને બાળનાર હોવાથી જ્ઞાનને પણ તપ કહે છે અને તે આભ્યતર તપ છે, બાહ્ય તપ તેને પુષ્ટિ આપનાર છે ૧

यांति घनाऽपि घनाघनपटली, खरपवनेन विरामम् ।
मजति तथा तपसा दुरिताली, क्षणमगुरपरिणामम् ॥वि० २॥

અર્થ —જેમ ( घनाऽपि ) નિબિડ એવી પણ ( घनाघनपटली ) ગાઢ મેઘની શ્રેણી ( खरपवनेन ) પ્રચંડ વાયુવડે ( विरामं ) વિનાશને ( याति ) પામે છે એટલે વીખરાઇ જાય છે, ( तथा ) તે પ્રકારે ( दुरिताली ) પાપની શ્રેણી ( तपसा ) તપવડે ( क्षण मगुरपरिणाम ) ક્ષણ માત્રમાં વિનાશના પરિણામને ( मजति ) ભજે છે-પામે છે ૨.

તપ જો યથાવિધિ કરવામા આવ્યો હોય એટલે કે જ્ઞાનયુક્ત ભાવ અને વીર્યોલ્લાસપૂર્વક કર્યો હોય તો તે કર્મોને ક્ષણભંગુર બનાવી દે છે, અનેક કર્મોને વિપાકોદયમા લાવ્યા વિના પ્રદેશો દયથી જ તેનો નાશ કરી દે છે તપનો આ બીજો મોટો લાભ સમજવો. કર્મને નિર્માલ્ય કરે એ પ્રથમ લાભ અને કર્મને ક્ષણ ભંગુર કરી નાખે એ બીજો લાભ. આ બન્ને લાભો આત્મિક દૃષ્ટિએ ચિંતવવા યોગ્ય છે ૨

वाञ्छितमाकर्षति दूरादपि, रिपुमपि भजति वयस्यम् ।
तप इदमाश्रय निर्मलभावा-दागमपरमरहस्यम् ॥ वि० ॥३॥

**અર્થ:**—જે તપ ( वाञ्छितं ) ઇચ્છિત પદાર્થને ( दूरादपि ) દૂરથકી પણ ( आकर्षति ) નજીક ખેંચી લાવે છે, તે ત્રીજો લાભ તથા ( रिपुमपि ) શત્રુને પણ ( वयस्यं ) મિત્રપણું ( व्रजति ) પમાડે છે એ ચોથો લાભ. ( आगमपरमरहस्यं ) આગમના ઉત્કૃષ્ટ સારભૂત એવા ( इदं ) આ ( तपः ) તપનો ( निर्मलभावात् ) શુદ્ધ ભાવથી ( आश्रय ) તું આશ્રય કર. ૩.

એક પ્રાણીમાં અહિંસા બરાબર સિદ્ધ થઇ હોય તો તેની આજુબાજુમા જાતિવૈરનો પણ ત્યાગ થાય છે. પોતાનો કોઇ વેરી હોતો નથી, કોઇ પણ પ્રાણી તેના પર વેર ધરાવતા હોય તે તેમની પાસે આવે ત્યારે પોતાનું વૈર ભૂલી જાય છે. જે મારવા આવ્યો હોય તે પ્રાર્થના કરવા બેસી જાય છે. આ સર્વ તપનો મહિમા છે. પ્રાણીઓ પરસ્પરના જાતિવૈર તેની પાસે તજી દે છે.

ઉપર બતાવેલા ચાર કારણોને લઇને હે આત્મા ! તું તપનો આશ્રય કર એ તપ આગમનું પરમ રહસ્ય છે. તીર્થંકર મહારાજે પોતે જ જાતે એનો ઉપયોગ કરી પોતાના દૃષ્ટાંતથી તેનું કર્તવ્યપણું બતાવી આપ્યું છે. આગમ ગ્રંથોના રહસ્યભૂત આ તપને નિર્મળ ભાવથી કરવાનો છે. એટલે કે તેને કરવામા કોઇ જાતની ઇચ્છા—આશા રાખવાની નથી. આ ભવમાં અને પરભવમાં કોઇપણ પ્રકારની ઇચ્છાથી તપ કર્યો હોય તો તેને નિર્મળ ભાવનાવાળો તપ કહેવાતો નથી. ૩.

अनशनमूनोदरतां, वृत्तिह्रासं रसपरीहारम् ।
भज सांलीन्यं काय—क्लेशं तप इति बाह्यमुदारं ॥ वि० ॥४॥

**અર્થ:**—( अनशनं ) એક ઉપવાસથી આરંભીને છ માસ પર્યંત ઉપવાસ કરવા તે અનશન તપ, તે સર્વથી અને દેશથી એમ બે પ્રકારે છે. તેમા નવકારશીથી માંડીને પોરસી આદિ

દેશથી કહેવાય છે અને એક ઉપવાસથી માંડી છ માસ સુધીના ઉપવાસ કરવા તે સર્વથી કહેવાય છે ( ऊनोदरता ) ઊનોદરી એટલે એક બે આદિ કવળ ઓછા જમવા તે,( वृत्तिह्रास ) વૃત્તિસંક્ષેપ એટલે ચૌદ નિયમ ધારવા તે અથવા ભોગોપભોગ વસ્તુને વિષે પરિમાણનો સંક્ષેપ કરવો તે, ( रसपरीहार ) રસત્યાગ એટલે છ વિગયમાંથી એક બે આદિ વિગયનો ત્યાગ કરવો તે, (संलीनता) સંલીનતા એટલે પ્રયોજનને અભાવે અંગોપાંગને સંકોચી રાખવા તે, તથા ( कायक्लेशः ) કાયકલેશ એટલે કાયોત્સર્ગ લોચ વિગેરેથી શરીરને કલેશ આપવો તે, ( इति ) આ પ્રમાણે છ પ્રકારના ( उदारं ) આશંસાદિક સર્વ દોષ રહિત ( बाह्यं ) બાહ્ય ( तप ) તપને ( मम ) તું સેવ. ૪

આ સર્વ બાહ્યતપ કહેવાય છે, એ પૈકી 'ઉદાર' બાહ્ય તપ હોય એટલે જેમાં કોઈ જાતની આશંસા ન હોય તે સમ્યક્ તપ કહેવાય છે અરિહંત ભગવંતો છદ્મસ્થ અવસ્થામાં ઘોર તપશ્ચર્યા આદરે છે ત્યારે જ સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે; માટે બાહ્ય તપ એ આત્માનો ખરો કસોટી ધર્મ છે અને આભ્યંતર તપનું ચિન્હ પણ છે ૪

प्रायश्चित्त वैयावृत्त्यं, स्वाध्याय विनय च।
कायोत्सर्गं शुभध्यानं, आभ्यन्तरमिदम् च ॥ वि० ॥ ५ ॥

અર્થઃ—( प्रायश्चित्त ) થયેલા અપરાધની શુદ્ધિ માટે ગુરુ પાસે આલોચનાદિક દશ પ્રકારે પ્રાયશ્ચિત્ત લેવું તે, ( वैयावृत्यं ) આચાર્યાદિક દશની સેવા ભક્તિ કરવી તે, ( स्वाध्याय ) વાચના, પૃચ્છનાદિ પાંચ પ્રકારે સ્વાધ્યાય કરવો તે, ( विनय च ) જ્ઞાન દર્શનાદિક સાતનો વિનય કરવો તે, ( कायोत्सर्ग ) શરીરની ચેષ્ટાનો ત્યાગ એટલે દશ વીશ લોગસ્સનો કાયોત્સર્ગ કરવો તે,

તથા ( शुभध्यानं ) આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાનનો ત્યાગ અને ધર્મ-ધ્યાન તથા શુક્લધ્યાનનો સ્વીકાર કરવો તે, ( इदमं ) આ છ પ્રકારે ( आभ्यंतरं ) આભ્યંતર તપ છે ૫.

આ તપ જ્ઞાનમય છે એને વધારનાર બાહ્ય તપ છે. કર્મની નિર્જરા કરવામાં આભ્યતર તપને પ્રધાન સ્થાન છે. આ તપ કરવામાં કંટાળો આવતો નથી, શરીરને કાંઇ પણ અગવડ પડતી હોય એમ લાગતું જ નથી. એ સેવાધર્મ સદ્જ્ઞાનપૂર્વકનો હોવાથી એનો તાપ થતો નથી એની વધારે સેવા કરવાની અને કષ્ટ સહન કરવાની ભાવના વૃદ્ધિ પામતી જ રહે છે; માટે આ તપ શ્રેષ્ઠ છે. ૫.

शमयति तापं गमयति पापं, रमयति मानसहंसम् ।
हरति विमोहं दूरारोहं, तप इति विगताशंसम् ॥ त्रि० ॥६॥

અર્થ:—( इति ) આ પ્રમાણે ( विगताशंसं ) કોઇ પણ પ્રકારના ફળની ઇચ્છા રાખ્યા વિના કરાતા ( तप. ) તે તપ (तापं) સર્વ સંક્લેશને (शमयति) શમાવે છે—શાંતિભાવને પમાડે છે, ( पापं ) પાપનો ( गमयति ) વિનાશ કરે છે, ( मानसहंसं ) મનરૂપી હંસને ( रमयति ) આનંદ પમાડે છે અને ( दुरारोहं ) દુઃખે કરીને છતી શકાય એવા ( विमोहं ) મોહને ( हरति ) હરે છે. એવો તપનો મહિમા છે. ૬.

સંસારના અનેક પ્રકારના તાપને તપ શમાવી દે છે. તપસ્વી તે જ કહેવાય કે જેનો તાપ શમેલો હોય. તપ કરવાની સાથે ક્રોધને વશ પડી જતા હોય તો તે તપસ્વી ન કહેવાય. તપનું અજીર્ણ ક્રોધ છે. ક્રોધ કરે તો તપનો એને જરા પણ ખરો લાભ થયો નથી એમ સમજવાનુ છે. તપનુ મુખ્ય ફળ શાંતિનું સામ્રાજ્ય છે બાહ્ય તપથી શરીર પર અને આભ્યતર તપથી શરીર, વાચા અને

મન પર એટલો સંયમ આવી જવો જોઇએ કે તુચ્છ બાધા પ્રયોજ કે માનસિક તુચ્છ વિચારણા તેનામાં સંભવે જ નહીં જ્ઞાની તપસ્વીની આ મહાન્ સામ્રાજ્યલક્ષ્મી છે ૬

संयमकमलाकार्मणमुज्ज्वल–शिवसुखसत्यकारम् ।
चिन्तितचिन्तामणिमाराधय, तप इह वारंवारम् ॥ वि० ७॥

અર્થ—( इह ) આ જિનશાસનને વિષે ( संयमकमलाकार्मणं ) ચારિત્રલક્ષ્મીનું વશીકરણ, (उज्ज्वलशिवसुखसत्यकारं) નિર્મળ મોક્ષસુખના કોલરૂપ અને ( चिन्तितचिन्तामणिं ) વાંછિત પદાર્થને આપવામાં ચિંતામણિ રત્ન સમાન એવા ( तपः ) તપનું ( वारंवारं ) વારંવાર ( आराधय ) તું આરાધન કર. ૭

તપ સંયમલક્ષ્મીનું વશીકરણ છે સ્ત્રીને વશ કરવા માટે મંત્રતંત્રાદિક કરવા પડે છે તે વશીકરણ કહેવાય છે તેમ આ પણ વશીકરણ છે, એટલે કે તપ કરવાથી સાચો સંયમ સિદ્ધ થાય છે ઇંદ્રિય અને મન પર કાબૂ આવે તેને સંયમ કહેવાય છે એ સાચી લક્ષ્મી છે તે જેના ઘરમાં હોય તેને મંગલિકમાળા નિરન્તર છે સંયમલક્ષ્મીને વશ કરવા માટે તપ વશીકરણ છે તેથી આવા તપની હે આત્મા ! તું વારંવાર આરાધના કર ૭.

कर्मगदौषधमिदमिदमस्य च, जिनपतिमतमनुपानम् ।
विनय समाचर सौख्यनिधानं, शान्तसुधारसपानम् ॥ वि०८॥

અર્થ:—( विनय ! ) હે આત્મા ! ( इदं ) આ પ્રત્યક્ષ ( कर्मगदौषधं ) કર્મરૂપી રોગને હણવામાં ઔષધ સમાન છે, ( च ) અને ( अस्य ) આનું ( अनुपानं ) અનુપાન ( जिनपतिमतं ) જિનેશ્વરનો મત છે, ( इदं ) આ ( सौख्यनिधानं ) સુખના ભંડારરૂપ ( शान्तसुधारसपानं ) શાન્તસુધારસના પાનને ( समाचर ) તું કર ૮

અહીં જે અનુપાન જિનેશ્વરનો મત કહ્યો છે તે પણ તપ જ છે. વ્યાધિનું ઔષધ પણ તપ અને અનુપાન પણ તપ કહ્યો છે. તે તપના પ્રકાર અનેક હોવાથી અનેક અનુપાન તરિકે સ્વીકારી લેવા. તપને અંગે જે અનુપાન છે તે જિનપતિને સંમત છે. મનુષ્યને પરમાત્મા થવાનો માર્ગ બતાવનાર અને તે માર્ગ પોતે સ્વીકારનાર શ્રીજિનપતિ જ છે, તેથી તપની પુષ્ટિમાં આ મહાન્ આધાર બતાવ્યો છે. સર્વ ગુણના ભંડાર તુલ્ય શાંતસુધારસનું પાન તું કર. હે વિનય ! શાંતસુધારસનુ પાન કરવા હારા મોટું નિધાન તને મળે છે; માટે આ તપને આચરવાનો ચાલુ અભ્યાસ કર. ૮.

ઇતિ નવમ નિર્જરાભાવના પ્રકાશ



## ॥ अथ दशमः प्रकाशः १० ॥

નવમા પ્રકાશમાં કર્મરોગના ઔષધના અનુપાનરૂપ જિનાગમજ્ઞાન કહ્યું. તે જિનાગમમાં ધર્મસ્વાખ્યાતતા છે, તે સંબંધે આવેલી ધર્મસ્વાખ્યાતતા ભાવનાને અહીં દશમા પ્રકાશમાં કહે છે.

## ॥ धर्मस्वाख्यातता भावना ॥

( उपजातिवृत्तम् )

**दानं च शीलं च तपश्च भावो, धर्मश्चतुर्धा जिनबान्धवेन ।**
**निरूपितो यो जगतां हिताय, स मानसे मे रमतामजस्रम् ॥१॥**

અર્થઃ—( जिनबान्धवेन ) જિનેશ્વરરૂપી જગતબંધુએ ( दानं च ) દાન ( शीलं च ) શીલ—બ્રહ્મચર્ય, ( तपश्च ) તપ અને ( भावः ) ભાવ—મનનો શુભ અધ્યવસાય, એમ (चतुर्धा) ચાર પ્રકારનો ( यः ) જે ( धर्मः ) ધર્મ ( जगतां ) જગતના પ્રાણીઓના ( हिताय ) કલ્યાણને માટે ( निरूपितः ) ઉપદિશ્યો

છે, ( मा ) તે ધર્મ ( मग्रम्न ) નિરંતર ( मे ) મારા ( मानस्मे ) મનને વિષે ( रमतां ) રમો. ૧

આવી રીતે ચાર પ્રકારનો ધર્મ શ્રીવીતરાગ દેવે જગતના જીવોના હિતને માટે બતાવ્યો છે એ ચાર પ્રકારમા વિશિષ્ટતા એ છે કે એ ધર્મ ધનવાન કે ગરીબ, બાળ કે વૃદ્ધ, સશક્ત કે અશક્ત, બળિષ્ઠ કે અબળ સર્વ કોઈ આચરી શકે છે અને પોતાની શક્તિ, ભાવ વિગેરેને અનુસારે ફળ મેળવી શકે છે નિરંતર કહેવાનો હેતુ એ છે કે ધર્મભાવનાનો અભ્યાસ સતત કરવાની આવશ્યકતા છે એમા આનાકાની પડવો ન જોઈએ. હવે આવી રીતે ભૂમિકાને દૃઢ કરીને તેમાં શ્રદ્ધા અને પ્રેમપૂર્વક ચારે પ્રકારના ધર્મને સ્થાપન કરી એ ભાવનામા આગળ વધીએ. ૧

( इन्द्रवसायुत्तम )

सत्यक्षमामार्दवशौचसंग–स्यागार्जवब्रह्मविमुक्तियुक्तः ।
यः संयमः किं च तपोऽवगूढ–श्चारित्रधर्मो दशधाऽयमुक्तः ॥२॥

અર્થ —( सत्य ) અસત્યનો ત્યાગ, ( क्षमा ) ક્રોધનો ત્યાગ, ( मार्दव ) માનનો ત્યાગ, ( शौच ) મનની શુદ્ધિ, ( संग त्याग ) અકિંચનતા-ઇચ્છાનો નિરોધ, ( आर्जव ) માયાનો અભાવ ( ब्रह्म ) બ્રહ્મચર્ય અને ( विमुक्ति ) નિર્લોભતા આ આઠવડે ( युक्तः ) સહિત ( किं च ) તથા વળી ( तपोऽवगूढः ) તપે કરીને સહિત અને ( यः ) જે ( संयमः ) સત્તર પ્રકારના સંયમ યુક્ત ( अयं ) આ ( दशधा ) દશ પ્રકારનો ( चारित्रधर्मः ) ચારિત્ર ધર્મ ( उक्तः ) કહ્યો છે ૨

આ દશે ધર્મોને ખૂબ વિસ્તારથી અનેક પ્રકારે સમજવા-વિચારવા યોગ્ય છે એના સામાન્ય વિશેષ રૂપમા ખૂબી એ છે કે

તેમાં પાંચે વ્રતોનો તથા ચારે કષાયોનો અને ત્રણ યોગના સંવરનો સમાવેશ થઇ જાય છે. એનો સર્વથા સ્વીકાર થાય તો ઇષ્ટ છે. દેશથી પણ સ્વીકાર થાય તે ઇષ્ટ છે. એ સાધુધર્મ છે એમ ધારીને જે સાધુ ન થયા હોય તેમણે તેને છોડી દેવાના નથી, કારણ કે વેશ કરતા પણ વધારે અગત્ય વર્તનરૂપ ચારિત્રને આપવાની હોઇને યથાશક્તિ સર્વ અવસ્થામાં કર્તવ્ય છે ૨.

**यस्य प्रभावादिह पुष्पदन्तौ, विश्वोपकाराय सदोदयेते ।**
**ग्रीष्मोष्मभीष्मामुदितस्तडित्वान् ,काले समाश्वासयति क्षितिं च ३**

અર્થઃ—( इह ) આ જગતને વિષે ( यस्य ) જે ધર્મના ( प्रभावात् ) પ્રભાવથી ( पुष्पदन्तौ ) ચંદ્ર અને સૂર્ય ( विश्वोपकाराय ) જગતના ઉપકારને માટે ( सदा ) નિરંતર ( उदयेते ) ઉદય પામે છે ( च ) અને ( ग्रीष्मोष्मभीष्मां ) ઉનાળાના તાપથી ત્રાસ પામેલી ( क्षितिं ) પૃથ્વીને ( काले ) વર્ષાકાળે ( उदितः ) ઉદય પામેલો ( तडित्वान् ) મેઘ (समाश्वासयति) શાંત પાડે છે ૩.

મુદ્દાની વાત એ છે કે દરેક ચેતન કે અચેતન પદાર્થ પોતાના સ્વભાવમાં રહે તે તેનો ધર્મ છે. સ્વભાવ એ જ ધર્મ છે અને સ્વભાવ વિરુદ્ધ વર્તન થાય તો ધર્મનો નાશ તેટલા પ્રમાણમા થાય છે. કોઇ પણ વસ્તુનો સ્વભાવ તે ધર્મ કહેવાય. પાણી તૃષાને છીપાવે તે પાણીનો ધર્મ છે, વસ્તુને ગતિ આપવાનું કામ ધર્માસ્તિકાય કરે છે તે તેનો ધર્મ છે. આવી રીતે પ્રત્યેક વસ્તુ પોતાના મૂળ સ્વભાવમાં વર્તે છે તે તેનો ધર્મ છે. ૩.

**उल्लोलकल्लोलकलाविलासै-र्नाप्लावयत्यंबुनिधिः क्षितिं यत् ।**
**न घ्नन्ति यद्व्याघ्रमरुद्दवाद्या, धर्मस्य सर्वोऽप्यनुभाव एषः ॥४॥**

અર્થઃ—( यत् ) જે ( उल्लोलकल्लोलकलाविलासैः ) ઉછ-

ળતા મોજાની સામર્થ્યભરેલી છોળોથી ( प्लावयति ) સમુદ્ર ( क्षितिं ) પૃથ્વીને ( माप्लावयति ) ડુબાવી દેતો નથી, તથા ( यत् ) જે ( व्याघ्रमरुद्दवाग्नयो ) વાઘ, વાયુ અને દાવાનળ ( न घ्नन्ति ) વિનાશ કરતા નથી, ( यत्तः ) આ ( सर्वोऽपि ) સર્વ પણ ( धर्मस्य ) ધર્મનો જ (अनुभावः) પ્રભાવ છે–મહિમા છે ૪

સર્વ વાતની મતલબ એ જણાય છે કે ધર્મના પ્રભાવથી પ્રત્યેક વ્યક્તિને આનંદ વર્તે છે જેણે પૂર્વભવમા ધર્મારાધન કર્યુ હોય તેને એ સર્વ પ્રકારની અનુકૂળતાઓ રહે છે અને કુદરત પણ તેને અનેક પ્રકારની અનુકૂળતાઓ કરી આપે છે એ રીત સર્વ ધર્મનો મહિમા છે આ પ્રાણીના આયુષ્ય-બળને પ્રાધાન્ય આપવામા આવ્યુ હોય તો ત્યાં ધર્મનો પ્રભાવ બરાબર સમજાય છે જ્યા સુધી આયુષ્ય બળવાન હોય છે ત્યા સુધી કુદરતના કોપો કાઇ કરી શકતા નથી ૪

( शार्दूलविक्रीडित वृत्तम् )

यस्मिन्नेव पिताऽहिताय यतते भ्राता च माता सुतः,
सैन्यं दैन्यमुपैति चापचपलं यत्राफलं दोर्बलम् ।
तस्मिन् कष्टदशाविपाकसमये धर्मस्तु सत्वर्मितः,
सज्जः सज्जन एष सर्वजगतस्त्राणाय बद्धोद्यमः ॥ ५ ॥

અર્થઃ—( यस्मिन्नेव ) જે કષ્ટકારી દશા ભોગવવાને સમયે ( पिता ) પિતા, ( भ्राता च ) ભાઇ, ( माता ) માતા, અને ( सुतः ) પુત્ર ( अहिताय ) અહિતને માટે ( यतते ) પ્રયત્ન કરે છે, ( सैन्य ) લશ્કર ( दैन्यं ) દીનપણાને ( उपैति ) પામે છે, વળી ( यत्र ) જે સમયે ( चापचपलं ) ધનુષની જેવુ ચપળ ( दोर्बलं ) ભુજબળ ( अफलं ) નિષ્ફળ થાય છે, ( तस्मिन् ) તે

( **कष्टदशाविपाकसमये** ) કષ્ટ દશા ભોગવવાને સમયે ( **एषः** ) આ ( **धर्मस्तु** ) ધર્મરૂપ ( **सज्जनः** ) સજ્જન ( **सर्वजगतः** ) સર્વ જગતના પ્રાણીઓના ( **त्राणाय** ) રક્ષણને માટે ( **संवर्मितः** ) બખ્તર ધારણ કરેલી રીતે, ( **सज्जः** ) સજ્જ અને ( **बद्धोद्यमः** ) ઉદ્યમ કરવામાં તૈયાર રહે છે. ૫.

આ શ્લોકમાં બન્ને પ્રકારનો ધર્મ કામ આપે છે તે બતાવ્યું છે પૂર્વ કાળમાં કરેલ શુભ કર્મો કષ્ટ સમયે પડખે આવીને ઊભાં રહે છે અને કષ્ટમાંથી પાર ઉતારે છે એ એક ભાવ અને બીજો ભાવ એવા આપત્તિના સમયમાં દિલાસો ધર્મથી જ મળે છે. તે વખતે ધર્મનો જ આધાર છે. અતિ આપત્તિના સમયમા ક્ષમા, સરળતા, નિર્દંભતા, સંતોષ, બ્રહ્મચર્ય આદિ ધર્મો ખરો ટેકો આપે છે. એનો જે આશ્રય લે છે તેને તે કષ્ટમાંથી પાર ઉતારે છે અને તે વખતે જે સચ્ચારિત્ર-વર્તન થાય તે પ્રાણીને ખરા ભાઈની ગરજ સારે છે આવે વખતે મદદ કરે તેવો ખરો સજ્જન ધર્મ જ છે. ૫.

**त्रैलोक्यं सचराचरं विजयते यस्य प्रसादादिदं,**
**योऽत्रामुत्र हितावहस्तनुभृतां सर्वार्थसिद्धिप्रदः ।**
**येनानर्थकदर्थना निजमहःसामर्थ्यतो व्यर्थिता,**
**तस्मै कारुणिकाय धर्मविभवे भक्तिप्रणामोऽस्तु मे ॥ ६ ॥**

અર્થ.—( **यस्य** ) જે ધર્મરાજાના ( **प्रसादात्** ) પ્રસાદથી-કૃપાથી ( **इदं** ) આ ( **सचराचरं** ) જંગમ અને સ્થાવર (**त्रैलोक्यं**) સ્વર્ગ, મર્ત્ય અને પાતાલ એ ત્રણ લોક ( **विजयते** ) સુખ પામે છે, ( **हितावहः** ) હિતને ધારણ કરનાર ( **यः** ) જે ધર્મ-રાજા ( **तनुभृतां** ) પ્રાણીઓને ( **अत्र अमुत्र** ) આ ભવ અને પરભવને વિષે ( **सर्वार्थसिद्धिप्रदः** ) સર્વ કાર્યની સિદ્ધિને

આપનાર છે, ( येन ) જે ધર્મરાજાએ ( निजमहःसामर्थ्येन ) પોતાના પ્રતાપરૂપ સામર્થ્યવડે ( अनर्थकदर्थना ) અનર્થોની પીડા-વિટંબના ( व्यर्थिता ) નિષ્ફળ કરી છે, ( तस्मै ) તે ( कारुणिकाय ) કરુણામય સ્વભાવવાળા ( धर्मविभवे ) ધર્મરાજાને ( मे ) મારો ( भक्तिप्रणामः ) ભક્તિપૂર્વક પ્રણામ (अस्तु) હો. ૬.

આ ભવમાં અને પરભવમાં ઇષ્ટ સ્વર્ગને આપનાર પણ ધર્મ જ છે તેમજ, વિલાસ અને આનંદને ઇચ્છનાર સ્વર્ગ ઇચ્છે છે, ત્યાગી મોક્ષ ઇચ્છે છે પણ પરાણે મોક્ષ આપનાર ધર્મ જ છે ત્યાં પુણ્ય પ્રકૃતિનો નાશ કરવો પડે છે, પરન્તુ તે રસ્તાની પ્રાપ્તિ માટે અનુકૂળતા કરી આપનાર તરીકે આપણે ધર્મને ગણી શકીએ છીએ. આવી રીતે સચરાચર જગતને ધર્મ ઉજ્જવલ બનાવે છે તે આ ભવ ને પરભવમાં હિત કરીને અર્થસિદ્ધિ કરી આપે છે અને અનર્થની કદર્થનાને તદ્દન નકામી બનાવી દે છે તેવા કારુણિક ધર્મને આપણા અનેક વાર પ્રણામ હો. ૬

( मन्दाक्रान्तावृत्तम् )

प्राज्यं राज्यं सुभगदयिता नन्दना नन्दनानां,
रम्यं रूपं सरसकविताचातुरी सुस्वरत्वम् ।
नीरोगत्वं गुणपरिचयः सज्जनत्वं सुबुद्धिः,
किं नु ब्रूमः फलपरिणतिं धर्मकल्पद्रुमस्य ॥ ७ ॥

અર્થ —( प्राज्यं राज्यं ) વિશાળ રાજ્ય, ( सुभगदयिता ) સૌભાગ્યવાળી વહાલી પત્ની, ( नन्दनानां ) પુત્રોના ( नन्दनाः ) પુત્રો, ( रम्यं ) રમણીય ( रूपं ) રૂપ, ( सरसकविताचातुरी ) મધુર કવિતા કરવાની ચતુરાઇ, ( सुस्वरत्वं ) મધુર ધ્વનિ-સારો

સ્વર, ( नीरोगत्वं ) રોગ રહિતપણું, ( गुणपरिचयः ) ગાંભીર્યાદિક ગુણનો અભ્યાસ, ( सज्जनत्वं ) સજ્જનતા અને ( सुबुद्धिः ) સારી મતિ–આ સર્વે ધર્મથી પ્રાપ્ત થાય છે, તેથી (धर्मकल्पद्रुमस्य) ધર્મરૂપ કલ્પવૃક્ષના ( फलपरिणतिं ) ફળના પરિપાકને–ફળપ્રાપ્તિને ( किं न ब्रूमः ) શું ન કહીએ અર્થાત્ તેના શું શું વખાણ ન કરીએ ? ૭

એક વાત યાદ રાખવી જરૂરની છે તે એ છે કે ધર્મ સ્વર્ગ પણ આપે છે અને પરંપરાએ મોક્ષ પણ આપે છે. સ્વર્ગનાં સુખ અનુપમ છે અને દીર્ઘકાળના છે, પણ અંતે પુણ્યરાશિ પૂરી થતાં ત્યાંથી પતન થાય છે. મોક્ષના સુખ અનંત છે અને નિરવધિ છે. ધર્મકલ્પદ્રુમનાં આવા આવા ઉત્તમ ફળો છે શરીરે નીરોગી થવું એ ધર્મનું ફળ છે. સાતાવેદનીય કર્મનો ઉદય હોય તો જ એની પ્રાપ્તિ થાય છે, શરીરનાં સરખા અંગોપાંગો અને ઘાટવાળુ શરીર થવું એમા નિર્માણ નામકર્મનો મહિમા પણ છે. તજ્જન્ય પુણ્ય કર્મબંધન પૂર્વે કર્યું હતું એનો એ વિપાક છે ૭.

## ગેયાષ્ટક : ધર્મભાવના

वसंतरागेण गीयते

( ભવિ તુમે વંદો રે, એ આગમ સુખકારી–એ દેશી )

( અથવા–મોહન મુજરો લેજો રાજ, તુમ સેવામા રહીશું–એ દેશી )

पालय[११] पालय[१२] रे[८] ! पालय[१३] मां[१०] जिनधर्म[९] ।

मंगलकमलाकेलिनिकेतन[१] !, करुणाकेतन[२] ! धीर[३] ! ।

शिवसुखसाधन[४]! भवभयबाधन[५]! जगदाधार[६]! गंभीर[७] ! ।।पालय०

અર્થઃ—( मंगलकमलाकेलिनिकेतन ! ) મંગળરૂપ લક્ષ્મીને

ક્લેશ કરવાના ધર, ( करुणाकेतन ! ) દયાના સ્થાન, ( धीर ! ) મહા ધીરજવાન, ( शिवसुखसाधन ! ) મોક્ષસુખના સાધન, ( भव भयापह ! ) જન્મ, જરા, મરણરૂપ સંસારના ભયનું નિવારણ કરનાર, ( जगदाधार ! ) ત્રણ જગતના પ્રાણીઓના આધાર અને (गम्भीर !) સમુદ્ર જેવા ગમ્ભીર એવા (રે) હે ( जिनधर्म ! ) જિન ધર્મ ! ( मां ) પોતાના સેવકરૂપ મારું ( पालय ) રક્ષણ કર, ( पालय ) રક્ષણ કર, ( पालय ) રક્ષણ કર ૧

આવો મહાન વિશાળ ધર્મ છે એ પ્રાણીને સર્વથા જાગૃત રહી સહાય કરે છે અને એનાથી સદા મંગળિકમાળા વિસ્તરે છે જે ધર્મ આવો હોય, જેના પ્રણેતા રાગદ્વેષરહિત હોય, જેને ક્લેશકમશમાં દુઃખ ન હોય, જેમાં પરસ્પર વિરોધ ન હોય, એ ધર્મનો જ આશ્રય કરવો. હે ધર્મ ! તું મારો ઉદ્ધાર કર અને આ ભવજંજાળમાંથી મને છોડાવ. મને તારું શરણ છે વળી એ ધર્મને વજનદાર સમજવો અને એને જીવન અર્પણ તથા અમુક વર્ગનો કે ક્રિયાનો આગ્રહ ન હોય, પણ કેવળ તત્ત્વનું ઉપાદાન રાખવાનો જ આગ્રહ હોય અને વિવેક ચાતુર્ય દર્શાવવા વિજ્ઞપ્તિ હોય. ૧

सिंचति पयसा जलधरपटली, भूतलममृतमयेन ।
सूर्याचन्द्रमसावुदयेते, तव महिमातिशयेन ॥ पालय० ॥ २ ॥

અર્થ:—હે શ્રી જિનધર્મ ! ( तव ) તારા (महिमातिशयेन) પ્રભાવના અતિશયવડે (जलधरपटली) મેઘનો સમૂહ (अमृतमयेन) અમૃતમય ( पयसा ) જળવડે ( भूतलं ) પૃથ્વીમંડળને ( सिंचति ) સીંચે છે, તથા ( सूर्याचन्द्रमसौ ) સૂર્ય અને ચંદ્ર જગતના ઉપકારને માટે ( उदयेते ) નિરંતર ઉગે છે ૨

આ ધર્મનો પ્રભાવ છે વસ્તુસ્વભાવ એ ધર્મ છે પરમા

દનો ધર્મ વરસવાનો છે. સુર્યચંદ્રનો ધર્મ ઊગવાનો અને ગરમી તથા શાંતિ આપવાનો છે ૨.

निरालंबमियमसदाधारा, तिष्ठति वसुधा येन ।
तं विश्वस्थितिमूलस्तंभं, तं सेवे विनयेन ॥पालय०॥३॥

અર્થ:—( येन ) જે ધર્મવડે ( इयं ) આ ( असदाधारा ) આધાર વિનાની ( वसुधा ) પૃથ્વી ( निरालंबं ) ટેકા વગર-અધર ( तिष्ठति ) રહી છે, ( तं ) તે ( विश्वस्थितिमूलस्तंभं ) જગત મર્યાદાના મૂળસ્તંભરૂપ ( तं ) તે ધર્મને ( विनयेन ) વિનયવડે ( सेवे ) હું સેવું છું. ૩.

આવા ધર્મને વિનયપૂર્વક સેવવો એટલે સમજવો. વસ્તુ-સ્વરૂપ સમજવાની આવશ્યકતા અત્ર ખાસ બતાવી છે. એનાં સાધનો ઉપસ્થિત કરી અભ્યાસ કરવો અને વસ્તુસ્વભાવને ઓળખવો એ અતિ આહ્લાદનો વિષય છે. આ રીતે વસ્તુસ્વરૂપ સમજવાની ભલામણ કરી એક પ્રકારના અર્થનો ઉપયોગ બતાવ્યો. હવે ધર્મને બીજા આકારમાં આગળ બતાવે છે. આ પૃથ્વી કોઈના પણ ટેકા વગર અધર રહેલી છે. એવી વિશ્વસ્થિતિ છે તે તેનો સ્વભાવ છે. આ વસ્તુસ્વભાવમાં અનેક કારણો છે. તેની જે સ્થિતિ છે તે સમજવી અને તેનો સ્વભાવ સ્વીકારવો એમા આનંદ છે. ૩.

दानशीलशुभभावतपोमुखचरितार्थीकृतलोकः ।
शरणस्मरणकृतामिह भविनां, दूरीकृतभयशोकः ॥पालय०॥ ॥४॥

અર્થ:—( दानशीलशुभभावतपोमुखचरितार्थीकृतलोकः ) દાન, શીલ, શુભ ભાવ અને તપ પ્રમુખથી જેણે લોકને કૃતાર્થ કર્યો છે, તથા ( शरणस्मरणकृतां ) શરણ અને સ્મરણને કરનારા

( भविनां ) ભવ્ય જીવોનો ( हृत ) આ ભવને વિષે ( दुरीकृत भयशोक ) દૂર કર્યો છે ભય અને શોક જેણે એવો ધર્મ છે ૪

ભવ્ય એટલે યોગ્ય સામગ્રી મળી જાય તો મોક્ષમાં જવાની યોગ્યતાવાળો જીવ. જે ભવ્ય પ્રાણીઓ ઉપર પ્રમાણે વર્તન કરે છે તેના શોક, ભય આ ભવમા નાસ્યા જાય છે તેને દૂર કરનાર ધર્મ છે સર્વ ભવ્યો મોક્ષે જવાના જ છે એવુ નથી, પણ સામગ્રી મળે તો તેનામા યોગ્યતા છે એટલી જ વાત છે. એટલે ભવ્યત્વનો નિર્ણય હોય તો પણ કોઈપણ પ્રકારનો ધર્મ આદરી પ્રગતિ સાધવાની તો જરૂર રહે જ છે ધર્મનું શરણ-સ્મરણ કરવાથી કૃતાર્થતા થાય છે, માટે કહે છે કે હે ધર્મ ! મારો ઉદ્ધાર કર. ૪

क्षमासत्यसतोषदयादिकसुमगसकळपरिवार ! ।

देवासुरनरपूजितशासन ! कृतबहुभवपरिहार ! ॥ धा० ५ ॥

અર્થ —( क्षमासत्यसतोषदयादिकसुमगसकलपरिवार ! ) ક્ષમા, સત્ય, સંતોષ, દયા વિગેરે સારો છે સમગ્ર પરિવાર જેનો એવા ( देवासुरनरपूजितशासन ! ) વૈમાનિકાદિક દેવો, ભવનપત્યાદિક અસુરો અને વિદ્યાધર ચક્રવર્ત્યાદિક મનુષ્યોએ પૂજ્યું છે શાસન જેનું એવા ( कृतबहुभवपरिहार ! ) કર્યો છે ઘણા ભવનો વિનાશ જેણે એવા હે ધર્મ ! તારો પ્રભાવ અચિન્ત્ય છે ૫.

ચારિત્રધર્મરાજ વિવેક પર્વતના અપ્રમત્ત શિખર પર જીવવીર્ય સિંહાસન પર બેસે છે ત્યારે એનો પરિવાર જોઇ હર્ષાશ્રુ આવે છે આવો શાંત, દાંત, સ્થિર અને પ્રશંસા કરવા યોગ્ય પરિવાર જોઈને મનમા એમ જરૂર થઇ આવે છે કે આવો પરિવાર આપણને પ્રાપ્ત થઇ જાય તો કામ થઇ જાય. આવા સુંદર પરિવારવાળો ધર્મ અનેક ભવોનો નાશ કરે છે, માટે આવા ધર્મનું પાલન-

રક્ષણ કરવા વિજ્ઞપ્તિ છે. વળી ચારિત્રરાજનો પરિવાર જોતાં ચિત્ત ઠરી જાય છે અને આવો પરિવાર મેળવવાનો ઉદ્યમ કરવાની વૃત્તિ જાગૃત થાય છે. ૫.

**बन्धुरबन्धुजनस्य दिवानिशमसहायस्य सहायः ।**
**भ्राम्यति भीमे भवगहनेऽङ्गी त्वां बान्धवमपहाय ॥ पा० ६॥**

**અર્થઃ**—હે ધર્મ ! તું ( दिवानिशं ) રાત્રિદિવસ—સર્વદા ( अबन्धुजनस्य ) બંધુ રહિત એવા જનોનો ( बन्धुः ) બંધુરૂપ છે અને ( असहायस्य ) સહાય વિનાના પ્રાણીને ( सहायः ) સહાયરૂપ છે, ( बान्धवं ) બાંધવરૂપ એવા ( त्वां ) તમને ( अपहाय ) છોડીને ( अङ्गी ) પ્રાણી ( भीमे ) ભયંકર ( भवगहने ) સંસારરૂપી વનને વિષે ( भ्राम्यति ) ભટકે છે. ૬.

જેને કોઇનો આશરો ન હોય તેને આ ધર્મ આશરો આપે છે. ધર્મના પ્રતાપથી અણધારી જગ્યાએથી અને ખરે અણીને વખતે સહાય મળી આવે છે. જે એનો ત્યાગ કરે છે તે આ ભવાટવીમાં રખડી પડે છે અને માર્ગ ન મળવાથી ભૂલો પડી ચારે તરફ ગાંડાની માફક આંટા માર્યા કરે છે એટલે કે એકેંદ્રિય વિગેરે તિર્યંચ ગતિમાં ભટકે છે. અત્યારના ધર્મને તજનાર જીવોના અવ્યવસ્થિત અને સાધ્યવિહીન જીવનનો વિચાર કરવામાં આવે તો એનો પત્તો ક્યાં લાગશે એ જાણતાં કમકમાટી આવે તેમ છે. ૬.

**द्रंगति गहनं जलति कृशानुः स्थलति जलधिरचिरेण ।**
**तव कृपयाऽखिलकामितसिद्धिर्बहुना किं नु परेण ॥ पा० ७॥**

**અર્થઃ**—( तव ) તારી ( कृपया ) કૃપાવડે ( गहनं ) વન ( द्रंगति ) નગરરૂપ થાય છે, ( कृशानुः ) અગ્નિ ( जलति )

જળરૂપ થાય છે, ( जलधि ) સમુદ્ર ( अचिरेण ) શીઘ્રપણે ( स्थलति ) સ્થળરૂપ થાય છે, ( अखिलकामितसिद्धिः ) સમગ્ર ઇચ્છિત વસ્તુની સિદ્ધિ થાય છે, ( परेण ) બીજા ( बहुना ) ઘણાવડે પણ ( किं नु ) શું થવાનું છે ? ૭

ધર્મના પ્રભાવથી આનંદ થઈ રહે છે, દુઃખ દૂર જાય છે અને ઉપાધિઓ ટળે છે ધર્મને ઓળખવો જરૂરી છે, સમજીને કરવો આવશ્યક છે અને એની સેવા ઇષ્ટ ફળદાયક છે ધર્મમાં વિવેક, સમજણ, દેશ-કાળના વિગેરે અંતરના ભાવો છે એમાં બાહ્ય ઉપાધિને સ્થાન નથી. ત્યાં એકલી સમાધિને જ સ્થાન છે, એવો ધર્મ જ જગમાં મંગળ વર્તાવે તેમાં શી નવાઇ ? ૭

इह यच्छसि सुखमुदितदशांगं प्रेत्येन्द्रादिपदानि ।
क्रमतो ज्ञानादीनि च वितरसि निःश्रेयससुखदानि ॥ पा० ८॥

અર્થ —હે ધર્મ ! તું ( इह ) આ ભવમાં ( उदितदशांग ) ધન, આરોગ્ય, ઇંદ્રિયોની અવિકળતા વિગેરે દશ પ્રકારના વૃદ્ધિ પામતા ( सुखं ) સુખને અને ( प्रेत्य ) પરભવમાં (इन्द्रादिपदानि) ઇંદ્રાદિક પદવીને ( यच्छसि ) આપે છે, ( च ) તથા ( क्रमतः ) અનુક્રમે ( निःश्रेयससुखदानि ) મોક્ષના સુખને આપનારા ( ज्ञानादीनि ) જ્ઞાનાદિકને એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્રને પણ ( वितरसि ) આપે છે ૮

ધર્મના પ્રભાવથી જ્ઞાનાવરણીયાદિ કર્મનો નાશ થાય છે અને એ રીતે ઉત્તરોત્તર ઘાતીકર્મોનો ક્ષય કરતાં આખરે કેવળ-જ્ઞાન પામી, અઘાતી કર્મોને પણ ખપાવી અનંત કાળને માટે મોક્ષસુખને પ્રાપ્ત કરે છે વળી હે ધર્મ ! તું આ પ્રકારે સ્થૂળ અને આત્મિક સુખ આપનાર છે તો તું મને બન્ને પ્રકારના માર્ગ સન્મુખ રાખ અને આ ભવભ્રમણનો ફેરો હમેશાંને માટે

મટી જાય તેવું કર. શરીરનું આરોગ્ય જળવાવું અને ઇંદ્રિયો સરખી મળવી તે પણ ધર્મ પર આધાર રાખે છે. ૮

**सर्वतंत्रनवनीत ! सनातन ! सिद्धिसदनसोपान ! ।**
**जय जय विनयवतां प्रतिलंभितशान्तसुधारसपान ! ॥ पा० ९॥**

**અર્થઃ**—( **सर्वतंत्रनवनीत !** ) સર્વ શાસ્ત્રોના માખણરૂપ, ( **सनातन !** ) ત્રણે કાળ સ્થાયી, ( **सिद्धिसदनसोपान !** ) મોક્ષમંદિરના પગથિયારૂપ તથા ( **विनयवतां** ) વિનયવાન જનોને ( **प्रतिलंभितशान्तसुधारसपान !** ) પ્રાપ્ત કરાવ્યું છે શાંતસુધારસનું પાન જેણે એવા હે ધર્મ ! ( **जय जय** ) તું જય પામ, જય પામ. ૯

કોઇ પ્રાણીને તપમાં મજા આવે તો તે કરે, કોઇ સામાયિક કરે, કોઇ ઇંદ્રિયોના વિષય પર કાબૂ રાખે. જે રીતે પોતાની પ્રગતિ થાય તે કરે અને જ્યાં ગુણ દેખે ત્યાં રાજી થાય અને ક્રિયામાં જ્ઞાનપૂર્વક-સમજણપૂર્વક આનંદ મેળવે સાધન ધર્મોનો ઉપયોગ કરતા શુભ કર્મનો બંધ થાય છે અને તેથી આ ભવમાં અને પરભવમાં અનેક પ્રકારના લાભો મળે છે. ૯.

**इति दशम धर्मभावना प्रकाश.**



## ॥ एकादश प्रकाशः ११ ॥

દશમા પ્રકાશને છેડે ધર્મને સિદ્ધિપ્રાસાદના પગથિયારૂપ કહ્યો અને તે સિદ્ધિ લોકાગ્રમા રહેલી છે તેથી આ પ્રકાશમા લોકસ્વરૂપ ભાવના કહે છે તેનો આ પ્રથમ શ્લોક છે—

## ॥ लोकस्वरूप भावना ॥

( शालिनीवृत्तम् )

सप्ताधोऽधो विस्तृता याः पृथिव्यश्छत्राकाराः सन्ति रत्नप्रभाद्याः
ताभिः पूर्णो योऽस्त्यधोलोक एतौ, पादौ यस्य व्यायतौ सप्तरज्जू ॥

અર્થ —( अधोऽधः ) નીચે નીચે ( विस्तृता ) વિસ્તાર-વાળી ( छत्राकाराः ) છત્રના આકારવાળી એટલે નીચેનુ છત્ર મોટુ અને તેની ઉપરના અનુક્રમે નાના નાના છત્ર હોય તેવા આકારવાળી ( याः ) જે ( रत्नप्रभाद्याः ) રત્નપ્રભા વિગેરે ( सप्त ) સાત ( पृथिव्यः ) નરકપૃથ્વીઓ ( सन्ति ) છે, ( ताभिः ) તે પૃથ્વીઓવડે ( पूर्णः ) પરિપૂર્ણ–વ્યાપ્ત ( यः ) જે ( अधोलोकः ) અધોલોક ( अस्ति ) છે, ( एतौ ) એ ( यस्य ) જે પુરુષના આકારને ધારણ કરનાર લોકના ( सप्तरज्जू ) સાત રજ્જૂ પ્રમાણ ( व्यायतौ ) પહોળા કરેલા ( पादौ ) બે ચરણરૂપ છે ૧

એક એક રજ્જૂ અધિક અધિક વિસ્તારવાળી રત્નપ્રભા ૧ શર્કરાપ્રભા ૨, વાલુકાપ્રભા ૩, પંકપ્રભા ૪, ધૂમપ્રભા ૫, તમઃપ્રભા ૬ અને તમસ્તમઃપ્રભા ૭, એ સાત પૃથ્વીઓ ઊંચાઈમા એક એક રાજ પ્રમાણવાળી છે પ્રથમ નારકીનો પિંડ એક લાખ ને એંશી

હજાર યોજનનો છે. તેમાં નીચે અને ઉપર એક એક હજાર મૂકતાં એક લાખ ને અઠ્ઠોતેર હજાર યોજનમાં તેર પ્રતર અને બાર આંતરા છે. પહેલા અને છેલ્લા આંતરાને મૂકીને વચ્ચેના દશ આંતરામાં દશ પ્રકારના ભુવનપતિ દેવોના સ્થાનો છે. ઉપરના એક હજાર યોજનમાંથી નીચે ઉપર સો સો યોજન મૂકતા વચ્ચેના આઠ સો યોજનમા વ્યંતર દેવોના નિવાસસ્થાનો છે. ઉપરના સો યોજનમાંથી નીચે ઉપર દશ દશ યોજન મૂકતાં વચ્ચેના એંશી યોજનમાં વાણુવ્યંતરના નિવાસસ્થાનો છે. આ પૃથ્વીપિંડમા સોળ હજાર યોજનનો પહેલો ખરકાંડ છે, બીજો ચોરાશી હજાર યોજનનો પંકબહુલ કાંડ છે, ત્રીજો એંશી હજાર યોજનનો જળબહુલ કાંડ છે. બાકીની છ પૃથ્વીમા આવા કાંડો–વિભાગો નથી. સાતમી નરકની નીચે ઘનોદધિ, ઘનવાત અને તનુવાત આવે છે. છેવટે આકાશ આવે છે, ત્યારપછી લોકનો અંત આવે છે. ૧.

**तिर्यग्लोको विस्तृतो रज्जुमेकां, पूर्णो द्वीपैरर्णवान्तैरसंख्यैः ।**
**यस्य ज्योतिश्चक्रकाञ्चीकलापं, मध्ये कार्श्यं श्रीविचित्रं कटित्रम् ॥**

અર્થઃ—( अर्णवान्तैः ) સમુદ્ર છે અંતે જેને એવા (असंख्यैः) અસંખ્ય ( द्वीपैः ) દ્વીપોવડે ( पूर्णः ) ભરેલો ( एकां ) એક ( रज्जु ) રાજ ( विस्तृतः ) લાંબો પહોળો ( ज्योतिश्चक्रकाञ्चीकलापं ) સૂર્ય ચંદ્રાદિક જ્યોતિશ્ચક્રરૂપ કેડના આભરણના સમૂહરૂપ ( कार्श्यं ) પાતળા ( श्रीविचित्रं ) શોભાએ કરીને વિરાજિત ( कटित्रं ) કંદોરારૂપ ( यस्य ) જે પુરુષાકાર લોકની ( मध्ये ) ઉદર સ્થાને ( तिर्यग्लोकः ) તિર્છો લોક છે ૨

આ તિર્છો લોકમાં મનુષ્ય, તિર્યંચ, વ્યંતર, જ્યોતિષી, અસંખ્યાતા દ્વીપ સમુદ્ર, બાદર અગ્નિ વિગેરે હોય છે. તે તિર્છો લોક આઠ રુચકપ્રદેશથી નવ સો યોજન ઊંચો અને નવ સો યોજન

નીચે એમ અઢાર સો યોજન ઊંચાઈમા છે આ તિર્છા લોકમા ઉપરના નવ સો યોજનમા સાત સો નેવુ યોજન મૂક્યા પછી એક સો દશ યોજનમા જ્યોતિષચક્ર આવે છે અઢી દ્વીપની બહાર જ્યોતિષચક્ર ચર છે અને તેની બહાર જ્યોતિષચક્ર સ્થિર છે વળી મનુષ્યનુ ઉત્પત્તિસ્થાન અઢી દ્વીપ છે આ તિર્છા લોકમા (૧૫) કર્મભૂમિ છે અને (૩૦) અકર્મભૂમિ-યુગલિક ક્ષેત્રો છે લવણસમુદ્રમા (૫૬) અતર્દ્વીપો છે તે પણ અકર્મભૂમિ છે ૨.

लोको(के)ऽथोर्ध्वे ब्रह्मलोके(को)द्युलोके(को),
यस्य व्याप्तौ कूर्परौ पञ्चरज्जू ।
लोकस्यान्तो विस्तृतो रज्जुमेकां,
सिद्धज्योतिश्चित्रको यस्य मौलिः ॥ ३ ॥

અર્થ —( अथ ) હવે તિર્છા લોકની ઉપર ( ऊर्ध्वे ) ઊર્ધ્વ ( लोके ) લોકમા (ब्रह्मलोके) બ્રહ્મલોક નામનુ પાચમુ (द्युलोकः) સ્વર્લોક છે, કે ( यस्य ) જે બ્રહ્મલોકના ( कूर्परौ ) બે કૂર્પર-કોણીને સ્થાને આ લોક (पञ्चरज्जू) પાચ રજ્જુ (व्याप्तौ) વ્યાપ્ત છે-પહોળો છે તથા ( लोकस्य ) લોકનો ( अन्तः ) અત-છેડો ( एक ) એક ( रज्जु ) રજ્જુ ( विस्तृतः ) વિસ્તારવાળો ૩ કે ( यस्य ) જે લોકાતનો ( मौलिः ) મુગટ (सिद्धज्योतिश्चित्रकः) સિદ્ધરૂપ જ્યોતિવડે શોભિત છે ૩

તિર્યગ્ લોક પૂરો થયા પછી અસખ્ય યોજન ઊચે જતા પહેલુ અને બીજુ દેવલોક આવે છે, ત્યા આઠમુ રાજ પૂરુ થાય છે, ત્યાથી ઊચે અસખ્ય યોજન જતા ત્રીજુ ને ચોથુ સ્વર્ગ આવે છે, ત્યા નવમુ રાજ પૂરુ થાય છે ત્યાથી અસખ્ય યોજન ઊચે

જતાં પાંચમું સ્વર્ગ આવે છે, ત્યાંથી તેજ પ્રમાણે ઊંચે જતાં છઠ્ઠું સ્વર્ગ આવે છે, ત્યાં દશમું રાજ પૂરું થાય છે. ત્યાંથી તેજ પ્રમાણે સાતમું અને તેની ઉપર તેજ પ્રમાણે આઠમું સ્વર્ગ આવે છે, ત્યાં અગ્યારમું રાજ પૂરું થાય છે. ત્યારપછી એજ પ્રમાણે અસંખ્ય યોજન ઊંચે જતાં નવમું ને દશમું અને ત્યારપછી એ જ પ્રમાણે અસંખ્ય યોજન ઊંચે જતાં અગ્યારમુ ને બારમું સ્વર્ગ આવે છે, ત્યાં બારમું રાજ પૂરું થાય છે, ત્યાંથી નવ ગ્રૈવેયક પૂર્ણ થાય ત્યાં તેરમું રાજ પૂરું થાય છે અને ત્યાંથી પાંચ અનુત્તર વિમાન અને સિદ્ધસ્થાન પૂર્ણ થાય ત્યા ચૌદમું રાજ પૂર્ણ થાય છે.

આગમમાં તો કહ્યું છે કે-લોકના મધ્યથી સુધર્મા અને ઈશાન દેવલોક દોઢ રાજ ઊંચુ છે, ત્રીજા અને ચોથા દેવલોકે અઢી રાજ, પાંચમે, છઠ્ઠે, સાતમે ને આઠમે દેવલોકે ચાર રાજ થાય છે, નવમે, દશમે અગ્યારમે અને બારમે દેવલોકે પાંચ રાજ થાય છે, નવ ગ્રૈવેયકે છઠ્ઠું રાજ અને પાંચ અનુત્તર વિમાન ને સિદ્ધસ્થાનના અંતે સાતમું રાજ પૂર્ણ થાય છે. ૩

(આ હકીકત લોકનાલિકા પ્રકરણની પંદરમી ગાથા જોઇને લખી છે.)

**यो वैशाखस्थानकस्थायिपादः, श्रोणीदेशे न्यस्तहस्तद्वयश्च ।**
**कालेऽनादौ शश्वदूर्ध्वंदमत्वा-द्बिभ्राणोऽपि श्रान्तमुद्रामखिन्नः ४**

**અર્થ:**—( यः ) જે ( वैशाखस्थानकस्थायिपादः ) સરખાપણાએ કરીને પહોળા સ્થાપન કર્યા છે પગ જેણે એવો ( च ) અને ( श्रोणीदेशे ) કેડ ઉપર ( न्यस्तहस्तद्वयः ) સ્થાપન કર્યા છે બે હાથ જેણે એવો ( अनादौ काले ) અનાદિ કાળથી ( शश्वदूर्ध्वंदमत्वात् ) નિરંતર ઊભો-સ્થિર રહેલો હોવાથી ( श्रान्तमुद्रां ) પરિશ્રમવાળી મુદ્રાને ( बिभ्राणोऽपि ) ધારણ કરતો સતો પણ ( अखिन्नः ) ખેદ રહિત છે. ૪.

આ લોક અનાદિ અનત છે, તેનો કોઇ કર્તા નથી. તે ત્રણે ભળે ઉભો જ છે પણ બેસવાનો કે થાકી જવાનો નથી કેડના ભાગમા પહોળાઇ ઓછી છે ત્યા એક રજ્જુ પ્રમાણ તિરછો લોક છે કોણી આગળ પાચમુ દેવલોક છે, ગળા આગળ નવ ગ્રૈવેયક છે, મુખ ઉપર પાચ અનુત્તર વિમાન છે, અને કપાળના સ્થાને સ્ફટિક રત્ન જેવી નિર્મળ અર્જુન સુવર્ણમય સિદ્ધશિલા છે તેની ઉપર એક યોજનના છેલ્લા ચોવીશમા ભાગે એટલે ૩૩૩⅓ ધનુષ જેટલી ઊંચાઇવાળા ક્ષેત્રમા સિદ્ધના જીવો છે ( ૨૩ ભાગ ખાલી છે ) પછી અલોક આવે છે ૪

सोऽय ज्ञेय पुरुषो लोकनामा, पड्द्रव्यात्माकृत्रिमोऽनाद्यनन्तः।
धर्माधर्माकाशकालात्मसंज्ञै-र्द्रव्यैः पूर्णः सर्वतः पुद्गलैश्च ॥५॥

અર્થ —( સોઽય ) તે આ ઉપર કહ્યો તે ( લોકનામા ) લોક નામનો ( પુરુષ ) પુરુષ ( જ્ઞેયઃ ) જાણવો. તે ( પડ્દ્રવ્યાત્મા ) છ દ્રવ્ય છે સ્વરૂપ જેનુ એવો, ( અકૃત્રિમઃ ) કોઇનો કરેલો નહીં-સ્વભાવે જ સિદ્ધ છે એવો, ( અનાદ્યનન્તઃ ) આદિ અંત રહિત એવો, ( धर्माधर्माकाशकालात्मसंज्ञै ) ધર્મ એટલે જીવપુદ્ગળને ગતિ કરવામાં સહાય આપનાર ધર્માસ્તિકાય, અધર્મ એટલે જીવપુદ્ગળને સ્થિતિ કરવામા સહાય આપનાર અધર્માસ્તિકાય, આકાશ એટલે જીવપુદ્ગળને અવકાશ આપનાર આકાશાસ્તિકાય કાળ એટલે સમયાદિક અથવા વર્તમાનાદિ કાળ, આત્મા એટલે કર્તા, ભોક્તા, જ્ઞાતા, ચેતનરૂપ જીવાસ્તિકાય એ નામવાળા ( द्रव्यैः ) પાચ દ્રવ્યોવડે ( च ) અને છઠ્ઠા ( पुद्गलैः ) તડકા છાયાદિક અને શબ્દાદિક પુદ્ગલ દ્રવ્યોવડે ( सर्वतः ) ચોતરફ એટલે ઊર્ધ્વ, અધઃ અને તિર્છી દિશામા ( पूर्णः ) ભરેલો છે ૫

આ છ દ્રવ્યથી ભરેલો લોક પૂરો થાય ત્યારે અલોક આવે છે, તે અનંત છે, તેમાં માત્ર આકાશ જ છે. ત્યા બાકીના દ્રવ્યોને સ્થાન નથી. એ જ લોક અને અલોકનો તફાવત છે. ૫.

**रंगस्थानं पुद्गलानां नटानां, नानारूपैर्नृत्यतामात्मनां च ।**
**कालोद्योगस्वस्वभावादिभावैः, कर्मातोद्यैर्नर्तितानां नियत्या ।६।**

અર્થ:—(नियत्या कालोद्योगस्वस्वभावादिभावैः) નિયતિએ કાળ, ઉદ્યોગ, સ્વસ્વભાવ આદિ હાવભાવવડે અને ( कर्मातोद्यैः ) કર્મરૂપ વાજિંત્રોવડે ( नर्तितानां ) નચાવેલા તથા પોતે (नानारूपैः) વિવિધ પ્રકારના રૂપોવડે-રૂપો ધારણ કરીને ( नृत्यतां ) નાચ કરતા એવા ( पुद्गलानां ) પુદ્ગળોનું ( आत्मनां च ) અને જીવોરૂપી ( नटानां ) નટોનું ( रंगस्थानं ) આ લોક રંગસ્થાન છે-નાટકશાળા છે ૬

આ સંસારમાં કર્માવૃત્ત પ્રાણી જે નાટકો ભજવે છે તેનું વર્ણન શું કરીએ ? કોઇપણ ચરિત્ર વાંચીએ તેમાં નાટક સિવાય કાંઈ દેખાશે નહીં. આ આખી દુનિયા રંગભૂમિ છે અને પ્રાણીઓ તેના પાત્રો છે. કર્મ એટલે પૂર્વે બાંધેલા કર્માનુસાર જ ફળપ્રાપ્તિ થાય છે અને નિયતિ એ અનાદિ લોકસ્થિતિ છે, અર્થાત્ સર્વજ્ઞોએ જે પ્રમાણે જ્ઞાનમાં દીઠું હોય તેમજ બને છે-તેમાં ફેરફાર થતો નથી. કાળ, સ્વભાવ ને ઉદ્યમ સહિત આ પાંચે સમવાયી-કારણો એકઠાં થાય ત્યારે કાર્ય બને છે. લોકમા પ્રત્યેક કાર્ય આ પાંચ કારણોને આધીન રહે છે. સંસારનું નાટક એને ભજવનારા જીવો અને પુદ્-ગળોવડે શોભે છે. પુદ્ગળ પરમાણુમાં ચેતનાશક્તિ ન હોવા છતાં અચિંત્ય શક્તિ હોય છે અને તેમાં તરતમતા પણ હોય છે. ૬.

एवं लोको भाव्यमानो विविक्त्या, विज्ञानां स्यान्मानसस्थैर्यहेतुः ।
स्थैर्ये प्राप्ते मानसे चात्मनीना, सुप्राप्यैवाध्यात्मसौख्यप्रसूतिः ॥ ७

અર્થ:—( एव ) ઉપર કહ્યા પ્રમાણે ( विविक्त्या ) વિવેકવડે ( भाव्यमानः ) ભાવના કરાતો—ચિંતવન કરાતો ( लोकः ) આ લોક ( विज्ञानां ) જ્ઞાનવાળા પ્રાણીઓને ( मानसस्थैर्यहेतुः ) મનની સ્થિરતાના કારણરૂપ ( स्यात् ) થાય છે ( च ) અને ( मानसे ) મન ( स्थैर्ये ) સ્થિરતાને ( प्राप्ते ) પામે સતે ( आत्मनीना ) આત્માને હિત કરનારી ( अध्यात्मसौख्यप्रसूतिः ) આત્મિક સુખની ઉત્પત્તિ ( सुप्राप्यैव ) સુખે પામી શકાય જ છે ૭

આ લોકસ્વરૂપ વિચારતા આત્મા અનાત્મા વસ્તુનો ખ્યાલ થાય છે, ત્રણ લોકનો ખ્યાલ થાય છે, આ અનંત વિશ્વમા આપણુ સ્થાન શુ છે? આ જીવ ક્યા ક્યા જઇ આવ્યો છે? કોના કોના અને કેવા કેવા સબધમા આવ્યો છે? એ સર્વ જણાય છે આવી ભાવના ભાવતા મનની સ્થિરતા થઇ જશે. જો ભાવનાર જ્ઞાની હશે, વિદ્વાન હશે તો એને આ આખી ઘટના તરફ નિર્વેદ થઇ આવશે અને પોતાના મનના ઘોડાની લગામ એ ખેચશે. ૭

## ગેયાષ્ટક : લોકસ્વરૂપ ભાવના

( કાફી રાગેણ ગીયતે )

( આજ સખી મન મોહનો, (અથવા) કરવા ફૂલ ફે હોયના—એ દેશી. )

विनय ! विभावय शाश्वतं, हृदि लोकाकाशम् ।
सकलचराचरधारणे, परिणमदवकाशम् ॥ विनय० ! ॥ १ ॥

અર્થ:—( विनय ! ) હે વિનીત આત્મા ! ( सकलचराचरधारणे ) સમગ્ર ચર એટલે જગમ–એક સ્થાનથી બીજે સ્થાને

જઇ શકે તે અને અચર એટલે એક સ્થાનથી બીજે સ્થાને ન જઇ શકે તે ધર્માસ્તિકાય વિગેરેને ધારણ કરવામાં ( **परिणमद्द्रव्यचकाशं** ) તે તે દ્રવ્યના આકારને પામનાર અવકાશ છે જેનો એવા ( **शाश्वतं** ) અવિનશ્વર ( **लोकाकाशं** ) લોકાકાશને (**हृदि**) હૃદયને વિષે ( **विभावय** ) તું ધ્યાન કર. ૧.

ચર અને અચર સર્વને ઓળખવા અને પ્રત્યેકના ગુણો અને પર્યાયોને વિચારવા એ અહીં રહસ્ય છે આ સર્વ તત્વોમાં આકાશને બરાબર સમજ્યા પછી ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયને ખાસ સમજવા જરૂરી છે; કારણ કે એનું દ્રવ્ય તરીકે જૈન સિવાય બીજા કોઇ દર્શનમાં નિરૂપણ નથી આકાશ તો જીવ અને પુદ્દગળને અવકાશ આપે છે પ્રત્યેક દ્રવ્યો પોતપોતાના ધર્મો બજાવે છે અને અન્યથી જુદા રહી એક સાથે કામ કરે છે ૧.

**लसदलोकपरिवेष्टितं, गणनातिगमानम् ।**
**पञ्चभिरपि धर्मादिभिः, सुघटितसीमानम् ॥वि० ॥२॥**

અર્થ:—( **लसत्** ) દેદીપ્યમાન ( **अलोकपरिवेष्टितं** ) અલોકવડે ચોતરફથી વીંટાયેલ, ( **गणनातिगमानं** ) સંખ્યાને ઓળંગ્યું છે માન જેનું એટલે અસંખ્યાતા યોજન પ્રમાણ તથા ( **पञ्चभिरपि** ) પાંચે ( **धर्मादिभिः**) ધર્માસ્તિકાયાદિક વડે ( **सुघटितसीमानं** ) સારી રીતે રચી છે સીમા જેની એવો લોકાકાશ છે અર્થાત્ ધર્માસ્તિકાય વિગેરે કાંઇ પણ અલોકમાં નથી. ૨.

અલોકમાં કોઈ જીવ જઇ શકતો નથી, કારણ કે ગતિસહાયક ધર્માસ્તિકાય ત્યાં છે જ નહીં, માત્ર આકાશ જ છે અને તે અનંત છે. ત્યાં પુદ્દગળ પરમાણુ પણ નથી. આ લોક ચારે તરફ અલોકથી વીંટાએલો છે. ચૌદ રાજ ઊંચો અને સાત ઘન

રજ્જુ પ્રમાણ પિંડવાળો લોક પૂરો થાય ત્યારે તેની પછી ફરતો અલોક આવે છે ૨. )

समवघाससमये जिनैः, परिपूरितदेहम् ।
असुमदणुकविविधक्रियागुणगौरवगेहम् ॥ वि० ॥ ३ ॥

અર્થ —( समवघातसमये ) સમુદ્ઘાતને અવસરે એટલે ક્ષાયિક સમ્યક્ત્વ અને ક્ષાયિક ચારિત્ર સહિત કેવળી ઉત્કૃષ્ટથી સર્વ લોક નિરવશેષપણે કેવળીસમુદ્ઘાત કરે ત્યારે ફરસે છે (जिनैः) તીર્થંકર અને સામાન્ય કેવળીએ ( परिपूरितदेह ) પોતાના સમગ્ર આત્મપ્રદેશથી ભર્યો છે દેહ જેનો એવો અને ( असुमदणुकविविधक्रियागुणगौरवगेह ) જીવ અને પરમાણુ પુદ્ગળની વિવિધ પ્રકારની ગમનાગમનાદિક ક્રિયા અને જ્ઞાનાદિક તથા વર્ણાદિક ગુણોના ગૌરવના એટલે હાનિ વૃદ્ધાદિકના મંદિરરૂપ છે ૩.

જે કેવળીને આયુષ્યની સાથે વેદની, નામ અને ગોત્રકર્મ સરખી સ્થિતિવાળા ન હોય તે જ કેવળીસમુદ્ઘાત કરે છે. સમુદ્ઘાત કરતા આઠ સમય લાગે છે આત્માના અને લોકાકાશના પ્રદેશ અસંખ્ય છે અને તે બન્ને સરખા છે, તેથી સમુદ્ઘાત સમયે એક એક લોકાકાશના પ્રદેશ ઉપર એક એક આત્મપ્રદેશ આવે છે તેમાં પહેલે સમયે દંડ કરે છે, બીજે સમયે કપાટ કરે છે, ત્રીજે સમયે મંથાન કરે છે અને ચોથે સમયે આંતરા પૂરે છે તે જ પ્રમાણે પાંચમે સમયે આંતરાને સંહરે છે, છઠ્ઠે સમયે મંથાનને સંહરે છે, સાતમે સમયે કપાટને સંહરે છે અને આઠમે સમયે દંડને સંહરે છે એટલે આત્મપ્રદેશો શરીરમાં જ સમાઈ જાય છે ૩.

एकरूपमपि पुद्गलैः, कृतविविधविवर्तम् ।
काञ्चनशैलशिखरोन्नत, कचिदवनतगर्तम् ॥ वि० ॥ ४ ॥

અર્થ:—( एकरूपमपि ) આ લોકાકાશ એકરૂપ છતાં પણ ( पुद्गलैः ) પુદ્‌ગળોવડે ( कृतविविधवर्तम् ) કર્યા છે વિવિધ-અનેક આકાર જેના એવું છે જેમકે ( काञ्चनशैलशिखरोन्नतं ) કોઇ ઠેકાણે મેરુ પર્વતના શિખર જેવું ઉન્નત છે અને ( क्वचित् ) કોઈ ઠેકાણે ( अवनतगर्त ) કુળડીવિજયની જેમ અત્યંત નીચા ખાડાવાળું છે. ૪.

જૈન તત્ત્વજ્ઞાન જીવ અને જડનો ભેદ સ્વીકારે છે. વૈરાગ્ય માટે એ પૌદ્‌ગલિક પદાર્થોની અસ્થિરતા કહે, એના વિવર્તો પર એ નિર્વેદની પરિપાટીઓ રચે, છતા મૂળ દ્રવ્ય તરીકે આત્મા અને પુદ્‌ગળને પૃથક્ સમજે છે. પુદ્‌ગળ સંયોગે આત્મામાં કેવા કેવા વિવર્તો—ફેરફારો દેખાય છે તે સમજી તેનો લાભ સંસાર પરની વાસના ઓછી કરવામાં લેવો. પુદ્‌ગળ અને જીવો બન્નેએ મળીને એના અનેક ફેરફારો બનાવ્યા છે. પુદ્‌ગળ પરમાણુના સ્કંધો એને અનેક રૂપો આપે છે. ૪

क्वचन तविषमणिमन्दिरैरुदितोदितरूपम् ।
घोरतिमिरनरकादिभिः, क्वचनातिविरूपम् ॥ वि० ॥ ५ ॥

અર્થ:—( क्वचन ) કોઇ ઠેકાણે ( तविषमणिमन्दिरैः ) દેવોના મણિમય મંદિરોવડે ( उदितोदितरूपं ) વૃદ્ધિ પામતા સુંદર રૂપવાળું છે અને ( क्वचन ) કોઈ ઠેકાણે ( घोरतिमिरनरकादिभिः ) ગહન અંધકારવાળા નરક વિગેરેવડે ( अतिविरूपं ) અતિ ભયાનક આકૃતિવાળું દેખાય છે ૫.

એમાં કોઇ સ્થાનકે અતિ સુંદર એવા દેવોના મણિમંદિરો છે અને કોઇ સ્થાનકે એ ભયંકર નરકસ્થાનરૂપ છે. નરકના વજ્રમય કાંટા, એની લોહીની નદીઓ, એની ભયંકર ભૂમિઓ, એની શીત જગ્યાઓ, એની ઉષ્ણ જગ્યાઓ વિગેરે વર્ણન વાંચતા કમકમાટી છૂટે એવાં

અનેક સ્થાનો અધોલોકમા ઠેકાણે ઠેકાણે છે આ પૃથ્વી પર પણ ભયકર સ્થાનો ઘણા છે તે જોતા ગ્લાનિ ઉપજે તેમ છે આ લોકના સ્થાનો અનેક પ્રકારના છે અને અનેક પ્રકારની શુભ અશુભ લાગણી ઉભી કરનારા છે, એ સમજાય તેવી હકીકત છે ૫

क्वचिदुत्सवमयमुज्ज्वलं, जयमंगलनादम् ।
क्वचिदमन्दहाहारवं, पृथुशोकविषादम् ॥ वि० ॥ ६ ॥

અર્થ —( क्वचित् ) કોઇ પ્રદેશમા ( उज्ज्वल ) દેદીપ્યમાન અને ( जयमंगलनाद ) જય અને મ ગળના નાદવાળુ ( उत्सवमयं ) વિવાહાદિક ઉત્સવમય છે અને ( क्वचित् ) કોઇ પ્રદેશમા ( अमन्दहाहारव ) ઘણા હાહાકારવાળુ અને ( पृथुशोकविषादम् ) મહાવિસ્તારવાળા શોક અને ખેદવાળુ દેખાય છે ૬

કોઇ સ્થાનકે રોગની પીડાથી કકળાટ કરતા જીવો હોય છે, કોઇ સ્થાનકે વિયોગની જ્વાળામાં અતર શોકથી બળી જતા જીવો હોય છે આવું આવું જોતાં સમજ પડતી નથી કે આ સ સાર તે વિષમય છે કે અમૃતમય છે? આ સર્વ ભાવો લોકમા દેખાય છે તે સર્વથી ભરપૂર આ લોક છે ૬

बहुपरिचितमनन्तशो, निखिलैरपि सत्त्वैः ।
जन्ममरणपरिवर्तिभिः, कृतमुक्तममत्वैः ॥ वि० ॥ ७ ॥

અર્થઃ—( जन्ममरणपरिवर्तिभिः ) જન્મ અને મરણના પરિવર્તનવાળા અને ( कृतमुक्तममत्वैः ) દેહાદિકને વિષે આ મારુ છે એવી મમતા પ્રથમ કરી છે અને પછી મૂકી દીધી છે જેણે એવા ( सकलैरपि ) સર્વે ( सत्त्वैः ) જીવોએ( अनन्तशः ) અનતીવાર ( बहुपरिचित ) લાબા કાળ સુધી સ બ ધ કર્યો છે જેનો એવુ દેખાય છે ૭

એવી કોઇ જાતિ નથી, એવી કોઈ યોનિ નથી, એવું કોઇ સ્થાન નથી કે એવું કોઇ કુળ નથી કે જ્યા આ જીવ અનેક વાર જન્મ્યો ન હોય કે મરણુ પામ્યો ન હોય. આવી રીતે જન્મ-મરણુના ચક્કરે ચઢેલા સંસારમા ફરતા સર્વ જીવોને આ લોકમાં હર્ષ વિષાદનો ચિરકાળ સુધી પરિચય થયેલો છે. ૭

इह[1] पर्यटनपराङ्मुखाः[2], प्रणमत[7] भगवन्तम्[6] ।
शान्तसुधारसपानतो[3], धृतविनयम[4]वन्तम्[5] ॥ त्रि० ॥ ८ ॥

**અર્થ.**—હે ભવ્ય જીવો ! જો તમો ( इह ) આ સંસારમાં ( पर्यटनपराङ्मुखा· ) ભવભ્રમણુથી થાકી ગયા હો તો ( शान्त-सुधारसपानत· ) સુધારસના પાનથી ( धृतविनयं ) ધારણુ કર્યો છે વિનય જેણે એવા પ્રાણીને ( अवन्तं ) રક્ષણુ કરનારા ( भगवन्तं ) ભગવાનને ( प्रणमत ) પ્રણામ કરો. એટલે પ્રણામ કરવામા બે વાત છે એક આદર્શ તરીકે તેમનો સ્વીકાર અને બીજુ તેમના બતાવેલા માર્ગે ગ..

તમે અત્યાર સુધી ભટક્યા. પરને પોતાના માન્યા, થોડા વખતના વાસને ઘરના ઘર માન્યા, પખીના મેળાને કુટુબ માન્યું, આમાં કાઇ સાચો માર્ગ પ્રાપ્ત ન થાય. જો તમારે એ પરિભ્રમણુનો છેડો લાવવો હોય તો તમારા આદર્શ તરીકે જિનેશ્વર દેવનુ સ્થાપન કરો. ૮.

इति एकादश लोकस्वरूप भावना प्रकाशः ।



## ॥ द्वादश प्रकाशः ॥

અગ્યારમો પ્રકાશ કહ્યો. તેને છેડે શાંતસુધારસથી વિનયવાળા જીવોને સંસારભયથી રક્ષણ કરનાર જિનપ્રણામ કહ્યો. અને શાંતરસ, વિનય તથા પ્રણામ એ ધર્મસામગ્રીની પ્રાપ્તિવડે જ પામી શકાય છે, પરંતુ તે ધર્મસામગ્રી તો અતિ દુર્લભ છે તેથી આ બારમા પ્રકાશમાં બોધિદુર્લભ ભાવના કહે છે

### । बोधिदुर्लभ भावना ।

( मन्दाक्रान्ता वृत्तम् )

यस्माद्विस्मापयितसुमनःस्वर्गसंपद्विलास-
प्राप्तोल्लासाः पुनरपि जनिः सत्कुले भूरिभोगे ।
ब्रह्माद्वैतप्रगुणपदवीप्रापकं निःसपत्नं,
तद्दुष्प्रापं भृशमुरुधियः ! सेव्यतां बोधिरत्नम् ॥१॥

અર્થ—( उरुधियः ) હે મહા વિશાળ બુદ્ધિવાળા પ્રાણીઓ ! ( यस्मात् ) જે બોધિરત્નના પ્રભાવથી જીવો ( विस्मापयितसुमनःस्वर्गसंपद्विलासप्राप्तोल्लासाः ) વિસ્મય પમાડે તેવી દેવોની સ્વર્ગ સંપદાના ભોગવિલાસવડે પ્રાપ્ત થયેલા આનંદવાળા, તથા ( पुनरपि ) ફરીથી પણ ત્યાંથી ચવીને ( भूरिभोगे ) ઘણા ભોગવાળા ( सत्कुले ) ઉત્તમ કુળમાં ( जनिः ) જન્મ પામે છે, ( तत् ) તે ( निःसपत्नं ) જેના જેવું બીજું ન હોય એવા ( ब्रह्माद्वैतप्रगुणपदवीप्रापकं ) શુદ્ધ નિરંજન ચૈતન્યસ્વરૂપ એવી ઉત્કૃષ્ટ પદવીને પ્રાપ્ત કરાવનાર અને ( भृशं ) અત્યંત ( दुष्प्रापं ) દુર્લભ એવા ( बोधिरत्नं ) સમ્યક્ત્વરૂપી રત્નને ( सेव्यतां ) તમે સેવો. ૧

અહીં મુદ્દો એ છે કે મનુષ્યપણું, ધર્મશ્રવણ, ધર્મશ્રદ્ધા અને સંયમમાં પ્રવર્તન અનુક્રમે વધારે ને વધારે દુર્લભ છે. બોધિરત્નનો ખરો લાભ તો હવે આવે છે. એ 'બ્રહ્મઅદ્વૈત–પ્રગુણપદવી-પ્રાપક' છે. બ્રહ્મ એટલે શુદ્ધ નિરંજન ચૈતન્યસ્વરૂપ અને અદ્વૈત અતિ વિશિષ્ટ એવી ઉત્કૃષ્ટ ગુણોની પદવીને અપાવનાર આ બોધિરત્ન છે મતલબ કે જો તમારે બ્રહ્માદ્વૈત સાધવું હોય તો બોધિરત્નને સેવો. બોધિરત્નનો પ્રકાશ સાથે હોય એટલે માર્ગ તો જરૂર સૂઝી આવશે. માત્ર તેનો લાભ લેવા પૂરતો દૃઢ નિશ્ચય અને વીર્ય–શક્તિસ્ફુરણની અતિ આવશ્યકતા છે. એટલે મહાસુશીળતે મળે તેવી ધર્મસામગ્રીઓ અને જ્ઞાનરત્નને પ્રાપ્ત કરીને આગળ પ્રગતિ કરો. ૧.

( भुजंगप्रयातवृत्तम् )

[1]अनादौ [2]निगोदान्धकूपे [3]स्थिताना—
[4]मजस्रं [5]जनुर्मृत्युदुःखार्दितानाम् ।
[7]परीणामशुद्धिः [8]कुतस्तादृशी [9]स्या—
[10]द्यया [11]हन्त [12]तस्माद्विनिर्या[14]न्ति [15]जीवाः ॥ २ ॥

અર્થ:—( अनादौ ) આદિ રહિત એવા ( निगोदान्धकूपे ) નિગોદરૂપી અંધકૂપમાં ( स्थितानां ) રહેલા અને ( अजस्रं ) નિરંતર ( जनुर्मृत्युदुःखार्दितानां ) જન્મમરણના દુઃખથી પીડા પામતા એવા જીવોના ( तादृशी ) તેવા પ્રકારની ( परीणामशुद्धिः ) પરિણામની શુદ્ધિ ( कुतः ) શાથી ( स्यात् ) થાય ? કે (यया) જે પરિણામશુદ્ધિવડે ( हन्त ) ઇતિ ખેદે ( तस्मात् ) તે અંધકૂપમાંથી ( जीवाः ) જીવો ( विनिर्यान्ति ) બહાર નીકળે ? ૨

અવ્યવહારરાશિ એટલે સૂક્ષ્મ નિગોદ, નિગોદ એટલે અનંત

જીવમય સૂક્ષ્મ એકેદ્રિયનું શરીર કહેવાય છે આકાશના અસખ્ય પ્રદેશ પર એક અને ત્યાં જ બીજા અસખ્ય ગોળા છે, દરેક ગોળામા અસખ્યાતી નિગોદ છે, એને આશ્રીને પ્રત્યેક નિગોદમા અનત જીવો રહેલા છે તેમની સ્થિતિ ઉત્કૃષ્ટથી અને જઘન્યથી અતર્મુહૂર્તની જ છે એક લોકના અગ્ર ભાગ પર અસખ્ય લોકાકાશના પ્રદેશ હોય છે એવી એની સૂક્ષ્મતા છે એ નિગોદના જીવો આપણા એક શ્વાસોચ્છ્વાસ પ્રમાણ કાળમા સાડાસત્તર ભવ કરે છે, એટલે કે અઢાર વાર જન્મે છે અને સત્તર વાર મરે છે એનુ અગુલના અસખ્યાતમા ભાગ જેટલુ શરીર હોય છે અને તે શરીર ચર્મચક્ષુથી અદ્દશ્ય હોય છે આવી અસખ્યાતી નિગોદ અનાદિ કાળથી સર્વત્ર ચૌદ રાજલોકમા રહેલી છે એમાં જ્યાં સુધી જીવ રહે છે ત્યાંસુધી ત અવ્યવહારરાશિયો કહેવાય છે આ જીવો અતિ સૂક્ષ્મ હોવાથી છેદન, ભેદન વિગેરેવડે નાશ પામતા નથી. તે કોઇના કાર્યમા ઉપયોગી પણ નથી. એક સૂક્ષ્મ વનસ્પતિકાય જ નિગોદ કહેવાય છ બાકીના ચાર સૂક્ષ્મ છતા એક શરીરમા એક જ જીવવાળા હોય છે ૨

ततो निर्गतानामपि स्थावरत्वं, त्रसत्वं पुनर्दुर्लभं देहभाजाम् ।
त्रसत्वेऽपि पञ्चाक्षपर्याप्तसंज्ञि-स्थिरायुष्यवद्दुर्लभं मानुषत्वम् ॥३॥

અર્થ —( ततः ) તે સૂક્ષ્મનિગોદરૂપ અવ્યવહારરાશિમાથી અકામનિર્જરાના વશથકી ( निर्गतानामपि ) નીકળેલા એવા પણ ( देहभाजां ) પ્રાણીઓને ( स्थावरत्वं ) બાદર સ્થાવરપણુ એટલે પૃથિવ્યાદિક એકેદ્રિયપણુ પ્રાપ્ત થાય છે ( पुनः ) પરતુ (त्रसत्वं) દ્વીદ્રિય, ત્રીદ્રિય અને ચતુરિદ્રિયપણુ (दुर्लभं) દુર્લભ છે ( त्रसत्वेऽपि ) ત્રસપણુ પ્રાપ્ત થયા છતા પણ ( पञ्चाक्षपर्याप्तसंज्ञिस्थिरायुष्यवत् ) પચેદ્રિયપણુ, પર્યાપ્તપણુ અને સજ્ઞિપણુ

ઉત્તરોત્તર પામવું દુર્લભ છે, તે સર્વ પામ્યા છતાં પણ દીર્ઘકાળના આયુષ્યવાળું ( मानुषत्वं ) મનુષ્યપણું પામવું ( दुर्लभं ) દુર્લભ છે. આ મનુષ્યપણામાં જ સમગ્ર ધર્મસામગ્રીનો સંભવ છે, તેથી પ્રમાદનો ત્યાગ કરી ધર્મમાં ઉદ્યમવંત થા. ૩.

એ સર્વ મળે તો પણ જળચર, સ્થળચર, ખેચરમાં જાય અથવા નારક થાય કે દેવ થાય તો ત્રાસ ને પરાધીનતા જળચરાદિને, વેદના નારકોને અને અતિ સુખવિલાસ દેવોને માર્ગ પર આવવામાં વિઘ્નરૂપ છે; પંચેંદ્રિયપણામાં પણ મનુષ્યભવ મળવો અતિ દુષ્કર છે. આવી રીતે નિગોદથી માંડીને અનેક ચક્રોમાંથી પસાર થઈ સંજ્ઞી પંચેંદ્રિય અને સ્થિર આયુષ્ય સાથેનું મનુષ્યત્વ મળવું મુશ્કેલ છે ૩.

तदेतन्मनुष्यत्वमाप्यापि मूढो,
महामोहमिथ्यात्वमायोपगूढः ।
भ्रमन् दूरमग्नो भवागाधगर्ते,
पुनः क्व प्रपद्येत तद्बोधिरत्नम् ॥ ४ ॥

અર્થઃ—( तत् एतत् ) તે આ ( मनुष्यत्वं ) મનુષ્યપણું ( आप्यापि ) પામીને પણ ( महामोहमिथ्यात्वमायोपगूढः ) સમગ્ર મોહોદય, મિથ્યાત્વ એટલે દેવ, ગુરુ, ધર્મને વિષે વિપરીત શ્રદ્ધા અને માયા એટલે પરવંચન ક્રિયાવડે વ્યાપ્ત એવો ( मूढः ) અજ્ઞાની ( भ्रमन् ) સંસારમાં ભમતો ( भवागाधगर्ते ) સંસારરૂપ મોટા ખાડામાં ( दूरमग्नः ) અત્યંત ડૂબ્યો સતો ( पुनः ) ફરીને ( तत् ) તે ( बोधिरत्नं ) ધર્મસામગ્રીરૂપ ચિંતામણિ રત્નને ( क्व ) ક્યાંથી ( प्रपद्येत ) પ્રાપ્ત કરે ? ૪.

બોધિરત્ન વગરનું મનુષ્યત્વ તદ્દન નિરર્થક છે, કારણ કે આ

મનુષ્ય ભવ ઉદ્દેશ વગરનો થઇ જાય છે, માત્ર ખાલી ફેરા મારવા જેવો થઇ જાય છે અને પ્રગતિ વગર ભવ પૂરો થઇ જાય છે હવે ચારે બાજુની વાત મૂકી દઇ અંદર જોઇએ ત્યારે મોહ રાજાના નાટકના એક નટ જેવા કરતા કંઇ વિશેષ સ્થિતિ પ્રાપ્ત કરી હોય એમ લાગે તો સાફલ્ય ગણવું, નહીં તો એ માર્ગે હજુ પણ વિચાર કરવાનો અવકાશ છે એમ ધારી દિશા ફેરવવી. અને વિચારવું કે બોધિરત્ન પામવું એ મહા દુર્લભ છે એ અંતરમાંથી પ્રગટે છે ત્યારે એની સુગંધ ચારે તરફ વિસ્તરે છે આ આત્મજ્ઞાન અને અંતરનો નાદ ક્યાં છે? કેમ મળતો નથી? ૪

( शिखरिणी वृत्तम् )

विभिन्ना पन्थानः प्रतिपदमनल्पाश्च मतिनः,
कुयुक्तिव्यासङ्गैर्निजनिजमतोल्लासरसिकाः ।
न देवाः सांनिध्यं विदधति न वा कोऽप्यतिशय-
स्तदेवं कालेऽस्मिन् य इह दृढधर्मा स सुकृती ॥ ५ ॥

અર્થ —આ પાંચમા આરાને વિષે ( पन्थानः ) ધર્મના કે મોક્ષના માર્ગો ( विभिन्नाः ) વિવિધ પ્રકારના છે, તે જોવાથી સાધક મનવાળા જીવોની શ્રદ્ધા શિથિલ થાય છે ( च ) અને ( कुयुक्तिव्यासङ्गैः ) કુયુક્તિના પ્રસંગવડે કરીને ( निजनिजमतोल्लासरसिकाः ) પોતપોતાના મતની પુષ્ટિ કરવાને વિષે રસિક થયેલા ( मतिनः ) મતવાળા ( प्रतिपदं ) પગલે પગલે ( अनल्पाः ) ઘણા છે, તથા ( देवाः ) દેવો ( सांनिध्यं ) સાંનિધ્યને–સહાય તેને ( न विदधति ) કરતા નથી, અથવા ( कोऽपि ) કોઇ પણ ( अतिशयः ) જ્ઞાનાદિ અતિશય પણ ( न ) નથી. ( तत् ) તેથી કરીને ( एवं ) આ પ્રમાણે ( अस्मिन् काले ) આ કાળને વિષે

( यः ) જે કોઇ ( इह ) આ જગતમાં ( दृढधर्मा ) ધર્મમાં નિશ્ચળ હોય ( सः ) તે જ ( सुकृती ) પુણ્યશાળી છે. ૫.

આ કાળમાં પ્રત્યક્ષજ્ઞાન-વિશિષ્ટ જ્ઞાનનું અતિશાયીપણું નથી કે જે જ્ઞાનવાળાની પાસે-તેની નજીક જઇને શંકા સમાધાન પણ કરી શકાય. અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન કે કેવળજ્ઞાન નથી, અને જાતિસ્મરણ જ્ઞાન પણ પ્રાયે થતું નથી તથા વિશિષ્ટ સિદ્ધિ નથી એટલે એ પણ મોટી ગુચવણ છે. વળી દેવતાના સાન્નિધ્યનો પણ અભાવ છે. આવા સંયોગમાં જે ધર્મ ઉપર દૃઢ રહે તેને જ ખરો નસીબદાર સમજવો. ૫.

( शार्दूलविक्रीडितं वृत्तम )

यावद्देहमिदं गदैर्न मृदितं नो वा जराजर्जरम्,
यावत्त्वक्षकदंबकं स्वविषयज्ञानावगाहक्षमम् ।
यावच्चायुरभंगुरं निजहिते तावद्बुधैर्यत्यतां,
कासारे स्फुटिते जले प्रचलिते पालिः कथं बध्यते ॥ ६ ॥

અર્થઃ—( यावत् ) જ્યાં સુધી ( इदं ) આ ( देहं ) શરીર ( गदैः ) રોગોવડે ( न मृदितं ) ચૂર્ણ કરાયું નથી ( वा ) અથવા ( जराजर्जरं ) વૃદ્ધાવસ્થાવડે જીર્ણ ( नो ) થયું નથી ( तु ) વળી ( यावत् ) જ્યાં સુધી ( अक्षकदंबकं ) ઇંદ્રિયોનો સમૂહ ( स्वविषयज्ञानावगाहक्षमं ) પોતપોતાના વિષય સંબંધી જ્ઞાનને ગ્રહણ કરવામાં સમર્થ છે, ( च ) અને ( यावत् ) જ્યાં સુધી ( आयुः ) આયુષ્ય ( अभंगुरं ) પૂર્ણ થયું નથી ( तावत् ) ત્યાંસુધી ( बुधैः ) પંડિતોએ ( निजहिते ) આત્મહિત કરવામાં ( यत्यतां ) યત્ન કરવો જોઇએ; કેમકે ( कासारे ) તળાવ

( स्फुटिते ) फुटी जये सते अने ( जले ) जळ ( प्रगलिते ) वही जये सते ( पालिः ) पाळ ( कथं ) शा माटे ( बध्यते ) बांधीओ ? बांधवानु प्रयोजन शु ? ६

ज्या सुधीमां तारु शरीर सारु छे, जरा आवी नथी अने पांचे इंद्रियो पोताना विषयमा सबळ छे, तेटला वखतनो लाभ ले. आंखो जाय, कान बहेरा थाय के स्पर्शेंद्रिय काम न आपे त्यारे शु करी शकीश ? आंख काननो उपयोग न थाय तेनी पराधीनता केटली होय छे ते अनुभव वगर तने समजातु न होय तो जरा अवलोकन करी जो. वळी आयुष्यनो पण भरोसो शो ? कोई पण उम्मरे माणो जतो देखाय छे रात सुधी जेनी साथे वातो करी होय तेने बीजे सवारे चिता पर पोढेला जोइओ छीओ माटे चेती जा. ६

( अनुष्टुब्वृत्तम् )

विविधोपद्रवं देह-मायुश्च क्षणभंगुरम् ।
कामालम्ब्य धृतिं मूढैः, स्वश्रेयसि विलम्ब्यते ॥ ७ ॥

अर्थ —( देहं ) आ शरीर ( विविधोपद्रवं ) रोगादिक विविध प्रकारना उपद्रववाळु छे ( च ) तथा ( आयुः ) आयुष्य-जीवित ( क्षणभंगुरं ) क्षणविनाशी छे, तो ( मूढैः ) मूढ जनो ( का ) कई ध्धवनी ( धृतिं ) धीरजने ( आलम्ब्य ) अवलंबीने ( स्वश्रेयसि ) पोतानु कल्याण करवाने विषे ( विलम्ब्यते ) आलस्यादिकवडे विलंब करे छे-काळ निर्गमन करे छे ? तेनी खबर पडती नथी ७

हे भव्य ! पोतानु आत्महित करवामा प्रमाद केम करे छे ? तु क्या जोर उपर मदार बांधीने खरा हितनी साधनाना

અતિ મહત્ત્વના કાર્યમાં ઢીલ કરી રહ્યો છે ? તું આળસથી કે બેદરકારીથી કે ઉપેક્ષાથી પડી રહ્યો હોય તો ચેતી જજે. પાણીનો પરપોટો ફુટતાં વાર લાગતી નથી અને ફુટે છે ત્યારે ઘણી વાર તો ખબર પણ પડતી નથી. તું તે વખતે સાવધાન હોઇશ કે બેશુદ્ધ હોઇશ. બેશુદ્ધપણામાં મરણ પામીશ પછી મનની મનમાં રહી જશે; માટે ઊઠ, જાગૃત થા અને સ્વહિત પ્રાપ્તિ માટે પ્રયત્ન કર. ૭.

## બોધિદુર્લભ :: ગેયાષ્ટક

(તાર હો તાર પ્રભુ મુજ સેવક ભણી, જગતમાં એટલું સુજશ લીજે—એ દેશી )

बुध्यतां बुध्यतां बोधिरतिदुर्लभा
जलधिजलपतितसुररत्नयुक्त्या ।
सम्यगाराध्यतां स्वहितमिह साध्यतां,
बाध्यतामधरगतिरात्मशक्त्या ॥ बु० ॥ १ ॥

અર્થ:—( जलधिजलपतितसुररत्नयुक्त्या ) હે આત્મા ! સમુદ્રના જળમાં પડેલા ચિંતામણિની યુક્તિવડે ( बोधिः ) સમ્યક્ત્વરત્ન અને વીતરાગ દર્શનની પ્રાપ્તિ–ધર્મસાધનની સામગ્રી ( अतिदुर्लभा ) અતિ દુર્લભ છે એમ ( बुध्यतां बुध्यतां ) સમ્યક્ પ્રકારે જાણ, જાણ. અને ( सम्यग् आराध्यतां ) સમ્યક્ પ્રકારે આરાધન કર. ( इह ) આ ભવમાં ( स्वहितं ) આત્મકાર્ય ( साध्यतां ) નિષ્પાદન કર. ( आत्मशक्त्या ) પોતાની શક્તિવડે ( अधरगतिः ) દુર્ગતિને ( बाध्यतां ) અટકાવી દે. ૧.

આ બોધિરત્નની આરાધના કરી તારા ખરા હિતને આ સંસારમાં સાધ. એની આરાધના એ જ હિત છે. એ સમજાય

તેવી વાત છે અને તેમ કરીને તારી પોતાની આત્મશક્તિથી અધમ ગતિને અટકાવી દે. જ્ઞાનમય જીવનનુ આ પરિણામ છે મુદ્દાની વાત જ્ઞાનમય જીવન કરી દેવાની છે અને તે તારુ ખાસ કર્તવ્ય છે શ્રદ્ધા ઉત્પન્ન કરવા માટે અને હોય તો તેને ટકાવી રાખવા માટે જ્ઞાનપ્રકાશની જરૂર છે ૧

चक्रिभोज्यादिरिव नरभवो दुर्लभो भ्राम्यतां घोरसंसारकक्षे ।
बहुनिगोदादिकायस्थितिव्यायते, मोहमिथ्यात्वमुखचोरलक्षे ॥

અર્થ:—( बहुनिगोदादिकायस्थितिव्यायते ) ઘણા નિગોદાદિક કાયસ્થિતિવડે વિશાળ, ( मोहमिथ्यात्वमुखचोरलक्षे ) મોહ અને મિથ્યાત્વ પ્રમુખ લાખો ચોરલાકો-ચોરના નિવાસસ્થાન એવા (घोरसंसारकक्षे) ભયકર સસારરૂપી અરણ્યમા ( भ्राम्यतां ) ભમતા એવા જીવોને ( नरभवः ) મનુષ્યભવ ( चक्रिभोज्यादिरिव ) ચક્રવર્તીના ભોજનાદિકની જેમ ( दुर्लभः ) અતિ દુર્લભ છે જેમ બ્રહ્મદત્ત ચક્રવર્તીના સમયે એક દરિદ્ર બ્રાહ્મણને ચક્રવર્તીનુ ભોજન ફરીથી દુર્લભ થયુ તેમ. ૨

અવ્યવહારરાશિમા નિગોદના જીવોની અનત કાળની કાયસ્થિતિ સમજવી. ત્યારપછી વ્યવહારરાશિમા આવ્યા બાદરનિગોદમા પણ અનતકાળ કાયસ્થિતિ છે ત્યારપછી પ્રત્યેક વનસ્પતિકાય આદિ પાચ સ્થાવરની અસખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણીની કાયસ્થિતિ છે, વિકલેંદ્રિયની સખ્યાતા હજાર વર્ષની કાયસ્થિતિ છે સજ્ઞીપર્યાપ્ત પચેંદ્રિય તિર્યચ અને મનુષ્યની સાત આઠ ભવની કાયસ્થિતિ છે આવા મહાન્ સસાર અટવીમા રખડતા નરભવની પ્રાપ્તિ થવી ઘણી મુશ્કેલ છે એ તો કોઈ વાર અનતકાળના પર્યટન પછી મળી જાય તો નસીબની વાત છે, માટે પામેલા મનુષ્યભવને સફળ કરવાનો વિચાર કરવો ઘટે છે ૨

लब्ध इह नरभवोऽनार्यदेशेषु यः, स भवति प्रत्युतानर्थकारी ।
जीवहिंसादिपापाश्रवव्यसनिनां, माघवत्यादिमार्गानुसारी ॥ बु० ॥

અર્થ—( इह ) આ સંસારમાં ( अनार्यदेशेषु ) અનાર્ય દેશને વિષે ( यः ) જે ( नरभवः ) મનુષ્યભવ ( लब्धः ) પ્રાપ્ત થાય, ( सः ) તે ( प्रत्युत ) ઊલટો ( अनर्थकारी ) અનર્થ કરનાર એટલે સદ્ગતિનો નાશ કરનાર ( भवति ) થાય છે, કેમકે તેવું મનુષ્યપણું ( जीवहिंसादिपापाश्रवव्यसनिनां ) જીવહિંસાદિક પાપ આશ્રવને વિષે આસક્તિવાળાને–સેવનારને ( माघवत्यादिमार्गानुसारी ) માઘવતી આદિ નરકના માર્ગને અનુસરનાર ( આપનારા ) થાય છે. ૩.

જ્યાં દેવ, ગુરુ અને ધર્મની સામગ્રી હોય તે આર્ય દેશ કહેવાય છે અને તે સામગ્રી જ્યાં ન હોય તે અનાર્ય દેશ કહેવાય છે, તેથી અનાર્ય દેશમાં મનુષ્ય જન્મનો લાભ નિરર્થક છે. આર્ય દેશમાં ધર્મસંસ્કાર જન્મથી પ્રાપ્ત થવાના પ્રસંગો આવે છે અને બાળપણામાં જ સદ્વિચાર તથા સદ્વર્તન હૃદય પર છાપ પાડે છે, તેનુ મૂલ્ય ઘણું વિશેષ છે. તેથી આર્ય દેશ શ્રેષ્ઠ માનવામાં આવે છે. ધર્મોપદેશકો અને પુણ્યભૂમિઓ જે સ્થાનમાં હોય તે અને અહિંસા આદિક મૂળ ધર્મની જ્યા પ્રતિષ્ઠા થાય તેને આર્યભૂમિ કહેવામાં આવે છે. એકંદરે પુણ્યભૂમિ–આર્યભૂમિમાં જન્મ થવો એ કાંઈ સામાન્ય લાભનું કારણ નથી. આત્મવિકાસના પ્રસંગોને ત્યાં અનેકગણો વધારે અવકાશ છે. ૩.

आर्यदेशस्पृशामपि सुकुलजन्मनां, दुर्लभा विविदिषा धर्मतत्त्वे ।
रतपरिग्रहभयाहारसंज्ञार्तिभिर्हन्त मग्नं जगद्दुःस्थितत्वे ॥ बु० ॥

અર્થ—( आर्यदेशस्पृशामपि ) આર્યદેશમા અવતર્યા છતાં

પણ (सुकृतक्रमणा) ઊંચ કુળમા જન્મેલા મનુષ્યોને જ (धर्मतत्त्वे) ધર્મતત્ત્વને વિષે ( विविदिषा ) જાણવાની ઇચ્છા ( दुर्लभा ) દુર્લભ છે, કારણ કે ( हन्त ) ખેદની વાત છે કે ( रतपरिग्रहभया-हारसंज्ञार्तिभिः ) મૈથુનસંજ્ઞા, પરિગ્રહસંજ્ઞા, એટલે ધનાદિકની મમતા, ભયસંજ્ઞા એટલે આ લોક સબંધી ભય વિગેરે સાત પ્રકારના ભયની સંજ્ઞા અને આહારસંજ્ઞા એટલે ખાવાની લોલુપતા—આ ચાર સંજ્ઞારૂપી પીડાએ કરીને ( जगत् ) સર્વ પ્રાણીઓ ( दुःस्थितत्वे ) દુર્દશામા ( मग्नं ) ડૂબી ગયા છે ૪

આ સંસારમા મનુષ્ય ધર્મને તુ ધર્મતત્ત્વને વિષે પ્રવૃત્તિ કરે જે ભોગોપભોગમા પડી ગયો તો ધર્મતત્ત્વ જાણવાની ઇચ્છા પણ થશે નહીં અને સાધ્ય કે હેતુ નજર આખા જીવન સુધી મોટા આરંભ કરી ધન એકઠું કરવામા કે ખાવાપીવાની ધમાલમા કે સ્ત્રીઓના ગાનતાનવિલાસમા ગુલતાન રહેવાનુ પ્રાપ્ત થશે અને અંત આવ્યા તવા પાછા જવાનુ થશે. એ રીતે દુર્લભ મનુષ્ય દેહ હારી જવાશે આ જગતમા જ્યા ધર્મ-શાસ્ત્ર હોય છે ત્યા ધર્મ શુ ? તે શા માટે આચરવો ઘટે ? આચરવાનુ પરિણામ શુ ? એ સર્વ વિચાર પરિગ્રહ અને મૈથુનાદિમા પડેલાને સૂઝવો મુશ્કેલ છે ૪

विविदिषायामपि श्रवणमतिदुर्लभं, धर्मशास्त्रस्य गुरुसन्निधाने ।
वितथविकथादितत्कथारसेनो, विविधविक्षेपमलिनेऽवधानाद्गु०

અર્થ:—( विविदिषायामपि ) ધર્મતત્ત્વ જાણવાની ઇચ્છા થવા છતા પણ ( वितथविकथादितत्कथारसेनः ) ખોટા વિકથાદિક ત તે રસના આવેશથી એટલે કુતૂહલથી ( अवधाने ) ચિત્તની એકાગ્રતા ( विविधविक्षेपमलिने ) અનેક વિક્ષેપવડે

મલિન થયે સતે ( गुरुसन्निधाने ) ગુરુની સમીપે ( धर्मशास्त्रस्य ) ધર્મશાસ્ત્રનું ( श्रवणं ) વિનય બહુમાનાદિપૂર્વક સાંભળવું ( अतिदुर्लभं ) અતિ દુર્લભ છે. ૫.

અહીં સ્ત્રીકથા, દેશકથા, રાજકથા અને ભક્તકથા એમ ચાર પ્રકારે વિકથા કહેવાય છે. કદાચ ઉપરની સર્વ વસ્તુની પ્રાપ્તિ થાય પણ સદ્‌ગુરુ પાસે ધર્મશ્રવણ કરવાની સગવડ ન બને તો ખાસ લાભ થતો નથી. શાસ્ત્રગ્રંથોમાં સર્વ વાત લખી શકાતી નથી. પરંપરા જ્ઞાન માટે ગુરુગમની ખાસ જરૂર છે, પણ ધર્મશ્રવણ કે અભ્યાસ વખતે સમય મળે નહીં અને કદાચ લોકવ્યવહારે જવાનું બને તો મનમાં અન્ય વિક્ષેપો એટલા હોય છે કે અભ્યાસ કે શ્રવણમાં એકાગ્રતા થાય નહીં અને એકાગ્રતા થયા વગર કોઈ નાની કે મોટી વાત જામતી નથી ઉપર ઉપરથી ચાલી જાય છે. યોગના આસનો, મુદ્રાઓ વિગેરે અનેક ગુરુમુખે સમજવાની જરૂર છે અને તત્ત્વજ્ઞાનમાં પણ પરંપરા જ્ઞાનની ખૂબ આવશ્યકતા રહે છે.

**धर्ममाकर्ण्य संबुध्य तत्रोद्यमं कुर्वतो, वैरिवर्गोऽन्तरङ्गः ।**
**रागद्वेषश्रमालस्यनिद्रादिको वाधते निहतसुकृतप्रसंगः ॥ वु० ६॥**

અર્થઃ—( धर्मं ) ધર્મને ( आकर्ण्य ) સાંભળીને ( संबुध्य ) ભવની નિર્ગુણતા જાણીને ( तत्र ) તે ધર્મકાર્યમાં ( उद्यमं ) ઉદ્યમને ( कुर्वतः ) કરનારાને ( रागद्वेषश्रमालस्यनिद्रादिकः ) રાગ એટલે શરીર, ઉપધિ, શિષ્ય, આહાર વિગેરે ઉપર મૂર્ચ્છાપરિણામ, દ્વેષ એટલે પરિષહાદિકને સહન કરવામાં અરુચિ, શ્રમ એટલે સંયમવ્યાપારમાં થાક, આલસ્ય એટલે વિનય વૈયાવચ્ચ વિગેરેમા ઉત્સાહ રહિતપણું અને નિદ્રા એટલે સ્વાધ્યાયાદિકને અવ-

સારે નિદ્રાધીન થવાપણું એ છે આદિ જેને એવો તથા (निद्रतसुकृतप्रसंगा) હણ્યો છે શુભ કર્મનો પ્રસંગ જેણે એવો (आन्तरङ्गाः) આભ્યંતર (वैरिवर्गाः) શત્રુનો સમૂહ (बाधते) બાધા કરે છે એટલે સંયમને વિષે વીર્યોલ્લાસનો ભંગ કરે છે ૬

આળસનો તો હિસાબ નથી. ધર્મ આચરણ કે યોગવિધાન વખતે એને બગાસાં આવવા માંડશે, ધર્મશ્રવણ કે ક્રિયા વખતે નિદ્રા જલ્દી આવે છે, કારણ કે એમાં એને અંતરંગનો રસ નથી રસ જામે એટલી એની તૈયારી કે એનો અભ્યાસ નથી. આવા તો અનેક અંતરંગ કારણો છે એ સુકૃત્યનો પ્રસંગ આવવા દેતા નથી. આવી જાય તો બીજી વાતનું સ્વરૂપ ઊભું કરી દે છે આ સર્વ વાતોનો વિષય શરમાવે તેવો છે ૬

चतुरशीतावहो योनिलक्षेष्विय, क्व त्वयाऽऽकर्णिता धर्मवार्ता ।
प्रायशो जगति जनता मिथो विवदते, ऋद्धिरससातगुरुगौरवार्ता ॥

અર્થ:—(अहो) અહો! (चतुरशीतौ योनिलक्षेषु) ચોરાશી લાખ યોનિને વિષે પરિભ્રમણ કરતા એવા (त्वया) તેં (इयं) આ (धर्मवार्ता) ધર્મવાર્તા (क्व) ક્યાં (आकर्णिता) સાંભળી છે? (जगति) જગતને વિષે (जनता) લોકોનો સમૂહ (प्रायशः) ઘણું કરીને (ऋद्धिरससातगुरुगौरवार्ता) ઋદ્ધિ ગારવ એટલે ધન-પુત્રાદિક સંપદાનું ગૌરવ, રસગૌરવ એટલે મધુરાદિ સ્વાદિષ્ટતાનું ગૌરવ અને શાતગૌરવ એટલે વિષયાદિકથી ઉત્પન્ન થયેલા સુખનું ગૌરવ-આ ત્રણ મોટા ગૌરવવડે પીડા પામ્યા સતા (मिथः) પરસ્પર (विवदते) વિવાદ કર્યા કરે છે ૭

હે આત્મા! સંસારમાં ભ્રમણ કરતા તેં અનેક વાર ઋદ્ધિ,

રસ અને શાતાની વાતો સાંભળી છે, પણ કોઈ જગ્યાએ તે ધર્મની વાતો સાંભળી છે ? ન સાંભળી હોય તો તેનું કારણ શું ? અને સાંભળી હોય તો તારી આ દશા હોય ખરી ? હવે તારો શો વિચાર છે ? અંતે ધર્મ વગર આરો આવે તેમ નથી, માટે જે કરવુ હોય તે કરી લે. અવસર ગયા પછી તો માત્ર પસ્તાવો જ રહેશે અને આવેલ અવસર ફરીફરીને વારંવાર મળશે નહીં. આને માટે એક વાતનો વિચાર કરીએ. ચોરાશી લાખ જીવ ઉત્પત્તિસ્થાનો છે. ઉપજવાના સ્થાનોની અનેરી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શની વિવિધતાને યોનિ કહે છે. ૭.

एवमतिदुर्लभात् प्राप्य दुर्लभतमं, बोधिरत्नं सकलगुणनिधानम् ।
कुरु गुरुप्राज्यविनयप्रसादोदितं, शान्तरससरसपीयूषपानम् ॥बु०

અર્થ—( एवं ) પૂર્વે કહ્યા પ્રમાણે ( अतिदुर्लभतमं ) અત્યંત દુર્લભ એટલે દેવોએ પણ પામી ન શકાય એવું અને ( सकलगुणनिधानं ) સમગ્ર-મોક્ષ પમાડનાર ગુણોના ભંડારરૂપ એવું ( बोधिरत्नं ) સમકિતરૂપ રત્નને ( प्राप्य ) પામીને ( गुरुप्राज्यविनयप्रसादोदितं ) ધર્મોપદેશક ગુરુ વિગેરેના ઘણા વિનયના પ્રાસાદથી પ્રાપ્ત થયેલા ( शान्तरससरसपीयूषपानं ) શાંતરસરૂપી રસ સહિત અમૃતનું પાન ( कुरु ) તું કર. ૮.

ઉપર બતાવેલી મનુષ્યભવાદિ સામગ્રી પામીને પ્રાંતે બોધિરત્ન પામવામાં આવે તો તે બધી પ્રાપ્તિ સફળ થાય છે, માટે ગુરુમહારાજના વિનયાદિવડે તેની પ્રાપ્તિ થાય તેમ કરવું.

આ રીતે બાર અનુપ્રેક્ષા ભાવના અત્ર પૂરી થાય છે. અનુપ્રેક્ષા એટલે જોવું તે-વિચારવું તે. અનુપ્રેક્ષા ભાવના અંદરથી-આત્મદૃષ્ટિએ જોવાની છે. એમાં આંતરચક્ષુ ખુલી જાય છે, અને એક વાર આંતરદર્શન કોઇ પણ યોગે થવા માંડે તો પછી માર્ગ

સાપટે છે બારે ભાવના અનુપ્રેક્ષા માટે છે એક પણ ભાવના અંતઃકરણના ઊંડાણથી વિચારવામા આવે તો પ્રાણીના જ્વરને ઉતારી નાખે તેમ છે એક અથવા વધારે ભાવનાને અંતરદૃષ્ટિએ ભાવવી. એમા પુનરાવર્તન થયા કરે તેનો વાંધો નથી. આવો અવસર મળે છતા તેનો લાભ લેતા પ્રાણી પાછો પડી જાય છે પ્રમાદથી ગભરાવુ નહીં. આ પ્રાણી વિકથા કે ખોટી ચર્ચામા મળેલ તકને ગુમાવી દે છે, મહા મુસીબતે મળેલ બોધિરત્નને ઘેલા વિપ્રની જેમ ફેંકી દે છે–દરિદ્રીનો દારિદ્રી જ રહે છે અને નરભવ વિગેરે અનેક સગવડો–અનુકૂળતાઓ મળી એનો એ જરા પણ લાભ લઈ શકતો નથી. ૮

इति द्वादश बोधिदुर्लभ भावना प्रकाशः

---

હવે બીજી ચાર ધર્મ ભાવના ધર્મધ્યાન લાવનાર અને તેમા સ્થિર કરનાર છે મૈત્રી ભાવના પ્રાણીઓ તરફ પ્રેમ લાવનાર છે, પ્રમોદ ભાવના ગુણમા રમણ કરાવનાર છે, કરુણા ભાવના હૃદયથી હિત કરનાર છે અને માધ્યસ્થ્ય ભાવના હૃદયની વિશાળતા બતાવનાર છે આ ચારે ભાવનાના વિમળ પ્રવાહમાં આપણે હવે પ્રવેશ કરીએ.

મોક્ષ-મહેલ પર ચઢવાને માટે આ ચાર ભાવના અત્યંત ઉપયોગી છે તેથી તેના પર વિશેષ ધ્યાન આપવાની જરૂર છે

## ॥ त्रयोदश प्रकाश. ॥

બાર ભાવનાના પ્રકાશ કહ્યા. તેમા આત્માના વર્તનને દેખાડનારી બાર અનુપ્રેક્ષા એટલે અંતર પ્રેક્ષણરૂપ ભાવના કહી. હવે તેરમા પ્રકાશથી ધ્યાનરૂપ મહેલ ઉપર ચઢવામા કારણભૂત મૈત્રી વિગેરે ચાર ભાવના કહેવાય છે તેનું સ્વરૂપ આ પ્રમાણે—

## ॥ मैत्री भावना ॥

( अनुष्टुब्वृत्तम् )

सद्धर्मध्यानसंधान–हेतवः श्रीजिनेश्वरैः ।
मैत्रीप्रभृतयः प्रोक्ता–श्चतस्रो भावनाः पराः ॥ १ ॥

અર્થઃ—( श्रीजिनेश्वरैः ) શ્રીતીર્થંકરોએ (सद्धर्मध्यानसंधानहेतवः) શુભ ધર્મધ્યાન સાથે જોડવાના હેતુરૂપ ( पराः ) શ્રેષ્ઠ ( मैत्री प्रभृतयः ) મૈત્રી વિગેરે ( चतस्रः ) ચાર ( भावनाः ) ભાવનાઓ ( प्रोक्ताः ) કહી છે. ૧.

આ ભાવનાઓ શુભ પરિણામ લાવનાર છે. પ્રથમ ધ્યાન કરનાર ધ્યાતા જ્ઞાન, વૈરાગ્યસંપન્ન હોય યમ, નિયમવાળો અને ઇંદ્રિય તથા મનને વશ કરનાર હોય, સ્થિર આશયવાળો હોય, મુમુક્ષુ હોય, ઉદ્યમી હોય, શાંત હોય, ધીર હોય–આ સાત વિશેષણવાળો ધ્યાતા હોય. આ ચાર ભાવના ધર્મધ્યાનની સિદ્ધિ માટે પ્રાથમિક છે. ચારે ભાવનાઓને ઉપાધ્યાયજી પરાભાવના કહે છે. પરા એટલે ઉત્કૃષ્ટ ( શુભ ) પરિણામ લાવનાર. આટલા ઉપરથી આ ચારે ભાવનાઓને પણ ધ્યાનમાર્ગમાં–યોગપ્રગતિમાં કેટલું અગત્યનુ સ્થાન પ્રાપ્ત થાય છે તેનો ખ્યાલ આવશે. ૧.

मैत्रीप्रमोदकारुण्य–माध्यस्थानि नियोजयेत् ।
धर्मध्यानमुपस्कर्तुं, तद्धि तस्य रसायनम् ॥ २ ॥

અર્થ.—( धर्मध्यानं उपस्कर्तुं ) ધર્મધ્યાનનો ઉપકાર કરવા માટે–પુષ્ટ કરવા માટે ( मैत्रीप्रमोदकारुण्यमाध्यस्थ्यानि ) મૈત્રી એટલે પર જીવોનું હિત ચિંતવવું, પ્રમોદ એટલે ગુણીના ગુણ

જોઇને આનંદ પામવો, કારુણ્ય એટલે દુઃખી પ્રાણીઓને વિષે ઉપકારબુદ્ધિ તથા માધ્યસ્થ્ય એટલે દુષ્ટ બુદ્ધિવાળા જીવો ઉપર પણ રાગ-દ્વેષ રહિતપણે વર્તવુ એટલે ઉપેક્ષા. આ ચાર ભાવનાને ( नियोजयेत् ) જોડવી; ( हि ) કારણ કે ( तत् ) તે ધ્યાન ( तस्य ) ધર્મધ્યાનનુ ( रसायन ) પરમ ઔષધ છે ૨.

જેમ રસાયણિક ઔષધ આપવામા આવે છે તેનો આશય તંદુરસ્તી અને શરીરને જોડવાનો હોય છે તેમ જેનો આશય ધર્મ-ધ્યાનમા ચેતનને જોડવાનો હોય તેણે આ ચાર ભાવનાઓ ભાવવી. રસાયનનુ સ્થાન ભાવનાઓનુ છે, તંદુરસ્તી સાધ્ય છે તેમ મોક્ષ એ પરમ સાધ્ય છે રસાયણ શરીરશુદ્ધિ કરી, બળ આપી તંદુરસ્તી વધારે છે તે સર્વ કાર્ય આ ચારે પરાભાવનાઓ ધર્મ ધ્યાનને અંગે કરે છે તે પરમ ઔષધ છે, અમોઘ છે, તેમજ ધર્મધ્યાનને અંગે એ યોગભાવનાનુ સતત ચિંતન સિદ્ધ ઉપાય છે ૨.

( उपजातिवृत्तम् )

मैत्री परेषां हितचिन्तनं यद्भवेत् प्रमोदो गुणपक्षपातः ।
कारुण्यमार्ताङ्गिरुजां जिहीर्षे-त्युपेक्षणं दुष्टधियामुपेक्षा ॥ २ ॥

અર્થ —( यत् ) જે ( परेषां ) બીજા જીવોનુ ( हितचिन्तनं ) હિત એટલે દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિનુ ચિંતવન કરવુ તે ( मैत्री ) મૈત્રી ભાવના ( भवेत् ) હોય છે, ( गुणपक्षपातः ) સરળતા, સ્વચ્છતા, દયાળુતા, નમ્રતા, વિનીતતા આદિ ગુણો જોઇ-જાણી તેનો પક્ષપાત કરવો એટલે ગુણોનુ બહુમાન કરવુ તે ( प्रमोदः ) પ્રમોદ ભાવના હોય છે, ( आर्त्ताङ्गिरुजां ) પીડા પામતા પ્રાણીઓની પીડાને ( जिहीर्षा ) દૂર

કરવાની ઇચ્છા તે ( कारुण्यं ) કારુણ્ય ભાવના હોય છે, તથા ( दुष्टधियां ) દુષ્ટ બુદ્ધિવાળા ઉપર ( उपेक्षणं ) શિખામણ આપવાને અયોગ્ય માનીને તેનો ત્યાગ કરવો—ત્યાગવૃત્તિએ જોવું તે ( उपेक्षा ) ઉપેક્ષા એટલે માધ્યસ્થ્ય ભાવના હોય છે. ૩.

દુષ્ટ જીવો પોતાના કર્મને વશ છે અને કરશે તેવું ભોગવશે એમ માની, એમના સંબંધી ખટપટ મૂકી દઇ, તેમની ઉપેક્ષા કરવી અને તેમના માટે કાંઇ બોલવું કે વિચારવું નહીં તે ઉપેક્ષા એટલે માધ્યસ્થ્ય ભાવના છે. શારીરિક, માનસિક અને આર્થિક દુઃખોનો પાર નથી. એ દુઃખોની પીડાનું વર્ણન કરવું પણ મુશ્કેલ છે. જીવોના આ દુઃખોને દૂર કરવાની ઇચ્છા એ કરુણાભાવના. ભાવના એટલે અંતરંગ સદ્વિચાર. ૩.

**सर्वत्र मैत्रीमुपकल्पयात्मन् !, चिन्त्यो जगत्यत्र न कोऽपि शत्रुः।**
**कियद्दिनस्थायिनि जीवितेऽस्मिन्, किं खिद्यते वैरिधिया परस्मिन्?**

અર્થઃ—( आत्मन् ! ) હે આત્મા ! ( सर्वत्र ) સર્વ જીવરાશિ ઉપર ( मैत्रीम् ) મિત્રભાવને-સ્નેહભાવને ( उपकल्पय ) તું કર. ( अत्र ) આ ( जगति ) ત્રણ ભુવનને વિષે ( कोऽपि ) કોઇ પણ ( शत्रुः ) શત્રુ ( न चिन्त्यः ) ન ચિંતવવો. ( कियद्दिनस्थायिनि ) થોડા દિવસ રહેનારું-પરિમિત આયુષ્યવાળું ( अस्मिन् ) આ વર્તમાન જન્મ સંબંધી ( जीविते ) જીવિત છતાં ( परस्मिन् ) બીજા જીવને વિષે ( वैरिधिया ) શત્રુબુદ્ધિવડે ( किं ) કેમ ( खिद्यते ) ખેદ કરે છે ? ૪.

થોડા દિવસનો અહીં વાસ છે એમાં વળી દુશ્મન કોણ અને વૈરી કોણ ? તું પોતે કોણ છે ? તુ ગમે તેટલી તારી જાતને ઊંચી માન, પણ અનંત જીવોમાંનો તું એક છે એમાં તે તારે

વેર-વિરોધ શા? એ તને શોભતું નથી. તું કોની સાથે વેર કરે છે? તે જ પ્રથમ વિચાર. તું તો સર્વત્ર મિત્રભાવ, સ્નેહભાવ રાખી દે. તારો આ દુનિયામાં કોઈ શત્રુ નથી એમ ધારી લે. તને પછી માલુમ પડશે કે તારો કોઈ દુશ્મન છે જ નહીં. 'જેવા આપ તેવા જગ' એ ન્યાય છે. કોઈપણ પ્રાણી, નાનો કે મોટો જીવ, સ્થાવર કે ત્રસ પ્રાણી તારો શત્રુ નથી એમ ચિંતવન કર. જેનામાં જીવ આપવાની તાકાદ નથી તેને જીવ લેવાનો અધિકાર નથી, એમ તારું વિચારવું. ૪

सर्वेऽप्यमी बन्धुतयाऽनुभूताः, सहस्रशोऽस्मिन् भवता भवाब्धौ।
जीवास्ततो बन्धव एव सर्वे, न कोऽपि ते शत्रुरिति प्रतीहि॥५॥

અર્થ—હે આત્મા! (अस्मिन्) આ (भवाब्धौ) સંસાર સમુદ્રને વિષે (अमी) આ (सर्वेऽपि) સૂક્ષ્મ બાદર એકેંદ્રિયથી આરંભીને પંચેંદ્રિય પર્યંત સર્વે (जीवाः) જીવો (भवता) તેં (सहस्रशः) હજારો વાર એટલે અનંતી વાર (बन्धुतया) સગપણપણે (अनुभूताः) અનુભવ્યા છે-પાળ્યા છે (ततः) તેથી કરીને (सर्वे) તે સર્વ જીવો તારા (बन्धव एव) બંધુ જ છે, પરંતુ (कोऽपि) કોઈ પણ (ते) તારો (शत्रुः) શત્રુ (न) નથી, (इति) એમ (प्रतीहि) તું જાણ. ૫.

આ અનંત કોટિ ભવપરંપરામાં જે પ્રાણી સાથે તારે વેર કરવાનો પ્રસંગ આવે તે પોતે જ તારો અનેક વાર બંધુ થયેલો હોય છે, તે તેની સાથે અનેક પ્રકારના આનંદો ઉપભોગ્યા હશે, અને કંઈક કંઈક જાતના સંબંધમાં તેઓ સાથે આવ્યો હઈશ. શત્રુ એટલે શું? જરા ચાલુ સાધારણ ભૂમિકાથી ઊંચા આવીને વિચાર તો કર કે તારે શત્રુ હોવા ઘટે? નાગથી કોઈને શત્રુ તરીકે સ્થાપ ખરો? આ વસ્તુસ્થિતિ છે. અત્યારે તારે બધા

વિચાર કરવાનો છે. આ પ્રાણીઓમાં એકલા પંચેંદ્રિય મનુષ્યો કે તિર્યંચોનો સમાવેશ થાય છે એમ તું ધારતો નહીં. એમાં સૂક્ષ્મ નિગોદ એકેંદ્રિયથી માંડીને સર્વ જીવોનો સમાવેશ થાય છે, તે સર્વ જીવો તારા બંધુઓ જ છે. પશ્ચાત્ અવલોકન કરીને તારું સ્થાન સમજી લે અને કોઇ પણ પ્રાણી તરફ જરા પણ અમિત્રભાવ ગમે તેટલા સ્વાર્થને કારણે પણ ન જ થાય એવો નિર્ણય કર-વિચાર કર. ૫.

**सर्वे पितृभ्रातृपितृव्यमातृ-पुत्राङ्गजास्त्रीभगिनीस्नुषात्वम् ।**
**जीवाः प्रपन्ना बहुशस्तदेतत्, कुटुम्बमेवेति परो न कश्चित् ॥६॥**

અર્થ:—( सर्वे ) સર્વ ( जीवाः ) પ્રાણીઓ ( पितृभ्रातृपितृव्यमातृपुत्राङ्गजास्त्रीभगिनीस्नुषात्वं ) પિતા, ભાઇ, કાકા, માતા, પુત્ર, પુત્રી, પત્ની, બહેન અને પુત્રની વહુપણાને ( बहुशः ) ઘણી વાર ( प्रपन्नाः ) પામ્યા છે, ( तत् ) તેથી કરીને ( एतत् ) આ સર્વ જગત્-જીવો ( कुटुम्बमेव ) તારું કુટુંબ જ છે, ( इति ) એ હેતુ માટે (कश्चित्) કોઇ પણ જીવ (परः) પરાયો (न) નથી ૬.

આ વાત તું સમજી શકે તો તારે વિચારવું ઘટે કે આખો પ્રાણીવર્ગ તે તારો કુટુંબવર્ગ છે અને એમા કોઇ પારકો નથી, બહારનો નથી, દૂરનો નથી એમ હોઇને તુ તારા પોતાના કુટુંબી સાથે શત્રુતા કેમ કરી શકે ? જે તારા માતપિતાદિ થયા તેની સાથે તારાથી દુશ્મનાવટ થઇ ન જ શકે. એણે તારી અનેક પ્રકારની ચીવટ કરી હશે, તને ઉછેર્યો હશે, સંસ્કૃતિ આપી હશે, જીવનમાં સ્થિત કર્યો હશે, તેની સાથે અત્યારે તું મોરચા માંડીને ઊભો રહે તે કોઇ રીતે લાજીમ ન ગણાય. આખો પ્રાણીવર્ગ તારો કુટુંબવર્ગ છે એવો વિચાર કરીશ ત્યારે તારા મનમાં વિશાળતા અને શાતિ આવશે. સામાન્ય રીતે પોતાના

સાધર્મીને ભાઇ ગણવાનો ઉપદેશ અનેક સ્થળે મળી આવશે, પરંતુ જૈનધર્મ તો સમસ્ત પ્રાણીવર્ગને કુટુંબી ગણવાની જે ભાવના બતાવે છે તે અનુપમ છે ૬

( इन्द्रवंशावृत्तद्वयम् )

एकेन्द्रियाद्या अपि हन्त जीवाः, पञ्चेन्द्रियत्वाद्यधिगत्य सम्यक्।
बोधिं समाराध्य कदा लभन्ते, भूयो भवभ्रान्तिभियां विरामम् ॥

અર્થ —( हन्त ) હે ચેતન ! ( एकेन्द्रियाद्या अपि ) એકેંદ્રિયાદિક પણ ( जीवा ) જીવો ( पञ्चेन्द्रियत्वादि ) પંચેંદ્રિય પણું વિગેરે વિશિષ્ટ સામગ્રીને ( अधिगत्य ) પામીને ( सम्यक् ) સુંદર ( बोधिं ) સમકિતનું ( समाराध्य ) સારી રીતે આરાધન કરીને (भूयो) ફરી ફરીથી (भवभ्रान्तिभियां ) ભવભ્રમણના ભયની ( विराम )નિવૃત્તિને–છેડાને (कदा) ક્યારે ( लभन्ते ) પામશે ? ૭

આ જીવ ક્યારે મનુષ્ય થાય ? બોધિદુર્લભ ભાવનામાં બતાવેલી સર્વ સામગ્રી ક્યારે મેળવે ? બોધિરત્ન કેમ જલદી પ્રાપ્ત કરે ? તેઓ જ્ઞાનપ્રકાશનો પૂરતો લાભ લઈ પોતાનો આત્મવિકાસ કેમ જલદી સાધે ? અને એ રીતે આ સંસારભ્રમણના ભયથી સર્વથા વિરામ ક્યારે પામે ? તેમજ તેઓ કૃતકલ્યાણ ક્યારે થાય ? આવી મૈત્રી ભાવના જેના હૃદયમાં જાગે અને સર્વ પ્રાણીઓને કુટુંબી જાણે ત્યારે એની લાગણી બુઠી થઈ ન જાય. એ સર્વ જીવો તરફ બેદરકાર થઈ ન જાય. એને તો સર્વ જીવોનો મોક્ષ કેમ થાય એ જ ધૂન છે આ સંસારચક્રમાંથી પ્રાણીઓ કેમ મુક્ત થાય ? તેની ચિંતા કરે અને તેને અંગે જ ભાવના ભાવે. શાસ્ત્રકાર આને ખરી ભાવદયા કહે છે ૭

या रागरोपादिरुजो जनानां, शाम्यन्तु वाक्कायमनोद्रुहस्ताः ।
सर्वेऽप्युदासीनरसं रसन्तु, सर्वत्र सर्वे सुखिनो भवन्तु ॥ ८ ॥

અર્થ:—( जनानां ) પ્રાણીઓના ( वाक्कायमनोद्रुहः ) વાણી, કાયા અને મનને દ્રોહ કરનારા ( याः ) જે ( रागरोपादिरुजः ) રાગદ્વેષ વિગેરે રોગો છે, ( ताः ) તે સર્વે ( शाम्यन्तु ) શમી જાઓ, ( सर्वेऽपि ) સર્વે જીવો ( उदासीनरसं ) રાગદ્વેષ રહિત એવા સમતારસને ( रसन्तु ) આસ્વાદન કરો, અને ( सर्वे ) જીવો ( सर्वत्र ) આ લોક અને પરલોકમાં સર્વ ઠેકાણે ( सुखिनः ) સુખી ( भवन्तु ) થાઓ. ૮.

આ શ્લોકમાં ત્રણ બાબત રજૂ થઇ–૧ પ્રાણીના રાગદ્વેષ શમી જાઓ, ૨ પ્રાણીઓ સમતારસને આસ્વાદો, અને ૩ સર્વ પ્રાણીઓ સર્વત્ર સુખી થાઓ હૃદયપૂર્વક મૈત્રી થાય તો તે રાગદ્વેષ રહિત થાય છે વળી તે ઇચ્છે છે કે સર્વ પ્રાણીઓ સમતાભાવના રસને ચાખો ત્યા રાગદ્વેષના અભાવનું એ સક્રિય-રૂપ છે. દુનિયાના સર્વ પ્રાણીઓ સમતારસ ધરાઇ ધરાઇને પીઓ એમ તે અંતરથી ઇચ્છે છે. તે જાણે છે કે સમતા વગર ગમે તેટલી બાહ્યક્રિયા કરવામાં આવે તે છાર ઉપર લીંપણ સમાન છે અને દીર્ઘદૃષ્ટિથી જોઇએ તો વસ્તુતઃ તેનો કાઇ અર્થ જ નથી. જો સમતા આવી જાય તો અંતરાત્મા શાતિને અનુભવે છે. ૮.



## મૈત્રી ભાવના :: ગેયાષ્ટક

( દેશાખ રાગેણ ગીયતે. રે જીવ! જિનધર્મ કીજિયે—એ દેશી. )

विनय ! विचिन्तय मित्रतां, त्रिजगति जनतासु ।
कर्मविचित्रतया गतिं, विविधां गमितासु ॥ विनय० ॥१॥

અર્થ —( विनय ! ) હે આત્મા ! ( त्रिजगति ) ઊર્ધ્વ, અધ અને મર્ત્ય ત્રણે જગતને વિષે ( कर्मविचित्रतया ) શુભાશુભ કર્મની વિચિત્રતાએ કરીને ( विविधां ) નાના પ્રકારની ( गतिं ) નારકાદિક ગતિને ( गमितासु ) પામેલા ( जनतासु ) પ્રાણીઓ તરફ ( मित्रतां ) મૈત્રીભાવને ( विचिन्तय ) તું ચિંતવન કર. ૧

કોઇ કર્મને યોગે તિર્યંચાદિક ગતિ પ્રાપ્ત કરે છે, તો તેને તુચ્છ ગણીને કાઢી નાખવાનો તને અધિકાર નથી; તે તારો મિત્ર છે, એનો આત્મા સત્તાગત મોક્ષાધિકારી છે અને તેને કાળાંતરે મોક્ષે જવાનો સંભવ પણ છે. કર્મના પરતંત્રપણાથી એમાંના કોઇ જીવ તુચ્છ ગતિમાં ગયેલ હોય તેથી તારા મિત્રપણાનો હક દૂર થઇ જતો નથી, માટે સર્વ ગતિના સર્વ પ્રાણીઓ તરફ તારે મિત્રભાવ રાખવો યોગ્ય છે. જૈન દર્શનમાં મૈત્રીના આ વિશિષ્ટ તત્ત્વ પર વિશેષ ધ્યાન ખેંચ્યું છે. વિશાળ મિત્રભાવ સમસ્ત પ્રાણીવર્ગ સુધી લંબાય છે. એમાં પોતાના ધર્મબંધુ કે મનુષ્યસમાજની મર્યાદા નથી, પણ સર્વ ગતિના સર્વ પ્રાણીઓ સુધી તેની વિશાળતા લંબાય છે. ૧.

सर्वे ते प्रियबान्धवा, न हि रिपुरिह कोऽपि ।
मा कुरु कलिकलुषं मनो, निजसुकृतविलोपि ॥ वि० ॥२॥

અર્થ:—( ते ) તે પૂર્વે કહેલા ( सर्वे ) સર્વ જીવો ( प्रियबान्धवाः ) તારા પ્રિય બંધુઓ જ છે. ( इह ) આ જગતમાં ( कोऽपि ) કોઇ પણ જીવ ( रिपुः ) તારો શત્રુ ( न हि ) નથી તેથી ( निजसुकृतविलोपि ) પોતાના પુણ્યનો નાશ કરનાર ( कलिकलुषं ) ક્લેશવડે એટલે રાગદ્વેષવડે મલિન એવું ( मनः ) મન ( मा कुरु ) તું ન કર. ૨.

મનને રૂપી દ્રવ્ય સમજીએ તો તેમાં શુક્લવર્ગણા અને શ્યામવર્ગણા સંભવે છે અને તે તેમજ છે પ્રત્યેક વિચારને આકાર હોય છે. જ્યારે મનમા દ્વેપ થાય ત્યારે આખું ચિત્ર કાળું થઇ જાય છે. તુ તારા મનનું આવું કાળું ચિત્ર દોરવા ઇચ્છતો હો તો જ અંદર શત્રુતાને સ્થાન આપી શકે. તારે ધ્યાનમાં રાખવું કે ઉક્ત પ્રકારનું મન તારા પુણ્યનો નાશ કરનાર છે, તેથી તારા વિકાસની પ્રગતિ અટકી જશે એટલું જ નહીં પણ તારી અધોગતિ થઇ જશે. ૨.

यदि कोपं कुरुते परो, निजकर्मवशेन ।
अपि भवता किं भूयते, हृदि रोषवशेन ॥ वि० ॥ ३ ॥

અર્થ:—( यदि ) જો ( परः ) બીજો કોઇ પ્રાણી ( निजकर्मवशेन ) પૂર્વ કાળે પોતે કરેલા વૈરબુદ્ધિજનક કર્મના વશે કરીને ( कोपं ) તારા ઉપર કોપને ( कुरुते ) કરે, તો ( भवता अपि ) તારે પણ ( किं ) શું ( हृदि ) હૃદયમાં ( रोषवशेन ) ક્રોધને પરાધીન ( भूयते ) થવું ઘટે ? ૩.

આ સંબંધમાં તને એક વાત કહેવાની છે. એક પ્રાણી પોતાના કર્મના ઉદયને લઇને તારી ઉપર કોપ કરે, કદાચ તને એકાદ ગાળ દે કે તારું અપમાન કરે તો શું તારે પણ તેના તરફ તેવા જ થવું ? તારે પણ તેના ઉપર ક્રોધ કરવો ? તો

પછી તારામા ને તેનામા ફેર શો રહ્યો? જેને ધીમો થવુ પાલવે તે કોપ કરનાર ઉપર કોપ કરે. બાકી જે મિત્રભાવ સમજે એ તો સામાના આત્માને હાનિ થતી જોઈને ખેદ પામે પણ પોતાની સમતા જરા પણ ન ગુમાવે. વિશિષ્ટતાની પરીક્ષા આવા પ્રસગે જ થાય છે મિત્રભાવની વાતો કરવી સહેલ છે, પણ પ્રસગ આવે ત્યારે તેની કસોટી થાય છે પોતે પણ ધીમો ન થવુ એ ખરી કસોટી છે ૩.

अनुचितमिह कलहं सतां, त्यज समरसमीन ! ।

भज विवेककलहंसतां, गुणपरिचयपीन ! । वि० ॥ ४ ॥

અર્થઃ—( समरसमीन ! ) સમતા રસના માછલા જેવા હે ચેતન ! ( इह ) આ જગતમા ( सतां ) સત્પુરુષોને ( अनुचित ) અનુચિત–અયોગ્ય એવા ( कलहं ) કજીઆને–કલેશને ( त्यज ) તુ તજી દે અને ( गुणपरिचयपीन ! ) ક્ષમા, દયા દિક ગુણોના પરિચયવડે પુષ્ટ એવા હે ચેતન ! ( विवेककलहंसतां ) હિતાહિતાદિકના વિચારમા ચતુર એવા કલ–ઉત્તમ હસપણાને ( भज ) તુ પામ ૪

હે આત્મા ! તુ તો સમરસના જળપ્રવાહમા વિહરનાર છે ને ગગાજળમા ન્હાતા હોય તે ખાબોચીયા સામુ જુએ પણ ખરા ? સમરસ એ ગગાજળ જેવો છે અને ક્રોધ એ ગધાતા ખાબોચીયા જેવો છે, માટે હે આર્ય ! તુ કલહ–કકાસને તજી દે તે અનેક ગુણોનો પરિચય કર્યો છે ગુણોના સબધમાં તુ આવ્યો છે તુ એનાથી પુષ્ટ થયો છે આ સ્થિતિમા તુ કેવો હોવો જોઈએ ? તે વિચાર. ૪

शत्रुजनाः सुखिनः समे, मत्सरमपहाय ।

सन्तु गन्तुमनसोऽप्यमी, शिवसौख्यगृहाय ॥ वि० ॥५॥

અર્થઃ—( समे ) સર્વે ( शत्रुजनाः ) શત્રુ લોકો ( मत्सरं ) મત્સરભાવને ( अपहाय ) તજીને ( सुखिनः ) સુખી થાઓ, તથા ( अमी ) એ શત્રુઓ ( शिवसौख्यगृहाय ) મોક્ષસુખરૂપી ઘર પ્રત્યે (गन्तुमनसोऽपि) જવાની ઇચ્છાવાળા પણ (सन्तु) થાઓ. ૫.

જ્યારે હૃદયમાં આવો વિશાળ ભાવ આવે, જ્યારે શત્રુ ઉપર સાચો સમભાવ આવે, જ્યારે શત્રુનું પણ સારું થાઓ એવો અંતરનો આશય વ્યક્ત થાય ત્યારે સાચો મૈત્રીભાવ પ્રગટ થાય છે. મૈત્રી ભાવનાવાળો કોઇને શત્રુ માનતો જ નથી. અંતરંગ શત્રુ પર વિજય મેળવી શિવપુરીપ્રાપ્તિ માટે પ્રેરિત મનવાળા થાઓ. અંતરથી દુશ્મનને પણ સુખ અને મુક્તિ ઇચ્છવી એ અસાધારણ ઉચ્ચ ભાવના છે આ વિશિષ્ટ ભાવના લખી જવી કે વાંચી જવી જેવી સહેલી છે તેટલી ક્રિયામાં મૂકવી સહેલી નથી. પણ કરવા યોગ્ય છે, તેથી અંતરથી દુશ્મનને પણ સુખ ઇચ્છવું. ૫.

सकृदपि यदि समतालवं, हृदयेन लिहन्ति ।
विदितरसास्तत इह रतिं, स्वत एव वहन्ति ॥ वि० ॥ ६ ॥

અર્થઃ—( यदि ) જો સંસારી જીવો ( सकृदपि ) એક વાર પણ ( समतालवं ) સમતા રસના લેશને ( हृदयेन ) હૃદયવડે-ભાવવડે ( लिहन्ति ) આસ્વાદન કરે, ( ततः ) તો ( विदितरसाः ) જાણ્યો છે સમતારસ જેણે એવા સતા (इह) આ સમતારસને વિષે (स्वतः एव) પોતાની મેળે જ તે (रतिं) પ્રીતિને (वहन्ति) પામે. ૬.

અફીણના વ્યસનની જેમ જો સમતારસનું વ્યસન પડી જાય તો પછી જીવન સમતામય થઇ જાય, પણ એ સ્થિતિ પ્રાપ્ત કરવા માટેની સમતા અંતઃકરણપૂર્વકની જોઇએ. પછી એની મેળે

તે રૂઢ થઇ જશે. તમે એક વાર સમતારસ ચાખો, કાંઇ નહીં તો ઉપાધ્યાયજીના આગ્રહથી ચાખો, એની શાંતિ જુઓ, પછી તો તમને એનું વ્યસન પડી જશે એટલે એના વિના ચાલશે જ નહીં. ૬

किमुत कुमतमदमूर्छिता, दुरितेषु पतन्ति ? ।
जिनवचनानि कथं हहा, न रसादुपयन्ति ? ॥ वि० ॥७॥

અર્થઃ—( कुमतमदमूर्छिताः ) કુમતના અભિમાનવડે મોહ પામેલા પ્રાણીઓ ( किमुत ) કેમ ( दुरितेषु ) પાપને વિષે તથા તેના ફળભૂત નરકાદિકને વિષે ( पतन्ति ) પડે છે ? ( हहा ) ખેદની વાત છે કે ( जिनवचनानि ) તીર્થંકરના વચનોને–ઉપદેશને ( रसात् ) પ્રેમરસથી ( कथं ) કેમ ( न उपयन्ति ) અંગીકાર કરતા નહીં હોય ૭

કોઇ પણ પ્રાણી પોતાના ગમે તેવા મતના આધારે કરેલા નિર્ણયોના અભિમાનને વશ થઇ કાર્યો કરવા લાગે તો એ ખરેખર દુઃખનો વિષય બને છે મૈત્રીવાસિત પ્રાણીને ખેદ થાય છે કે એવા પ્રાણીઓ શા માટે પાપમાં પડતા હશે ? તે વધારે એમ પણ વિચારે છે કે એવા પ્રાણીઓ જિનવચનને રસપૂર્વક શા માટે સ્વીકારતા નહીં હોય ? આ મૈત્રીવાસિત મનનો ઉદ્ગાર છે તેને પ્રાણીને પાપકર્મમાં પડતા જોઇ દુઃખ આવે છે તે તો મૈત્રી ભાવનાના પરિપૂર્ણ સાક્ષાત્કારને ઝંખે છે ૭.

परमात्मनि विमलात्मनां, परिणम्य वमन्तु ।
विनय ! समामृतपानतो, जनता विलसन्तु ॥ वि० ॥ ८ ॥

અર્થઃ—( विनय ! ) હે ચેતન ! ( विमलात्मनां ) નિર્મળ આત્માવાળાના ચિત્ત ( परमात्मनि ) પરમાત્માને વિષે (परिणम्य) પરિણામ પામીને ( वसन्तु ) રહો, અને ( जनताः ) સર્વ જીવો ( समामृतपानतः ) સમતારૂપ અમૃતના પાનથકી ( विलसन्तु ) વિલાસ કરો–રમણ કરો. ૮.

પરમાત્મા શુદ્ધ નિરંજન બ્રહ્મસ્વરૂપ છે, નિરંજન–નિરાકાર છે, અનંત અવ્યાબાધ સુખના ભોક્તા છે, આત્માની મૂળ સ્થિતિને પ્રાપ્ત થયેલા છે અને અજર અમર થઇ અનંત જ્ઞાન-દર્શનમાં રમણ કરી સ્થિરતારૂપ ચારિત્ર પામેલા છે. એ પરમાત્મ સ્વરૂપ સાથે એકભાવ–એકતાન લાગે એનું નામ ધર્મધ્યાન છે ૮.

इति त्रयोदश मैत्री भावना प्रकाशः



## ॥ चतुर्दश प्रकाश ॥

તેરમો પ્રકાશ કહ્યો હવે ચૌદમો પ્રકાશ કહે છે. તેનો આ પ્રમાણે સંબંધ છે–તેરમા પ્રકાશમા મૈત્રી ભાવના કહી. મૈત્રી ભાવના-વાળો પ્રાણી ગુણવાન થાય છે અને ગુણવાન પ્રાણી પરના ગુણની સ્તુતિ કરવાથી પ્રમોદવાળો થાય છે. આ સંબંધથી આવેલી પ્રમોદ ભાવનાને ભાવતા સતા કહે છે કે—

## ॥ प्रमोद भावना ॥

( स्रग्धरावृत्तम् )

धन्यास्ते वीतरागाः क्षपकपथगतिक्षीणकर्मोपरागा-
त्रैलोक्ये गन्धनागाः सहजसमुदितज्ञानजाग्रद्विरागाः ।

अभ्यास्यात्मशुद्ध्या सकलशशिकलानिर्मलध्यानधारा-
मारान्मुक्तेः प्रपन्ना कृतसुकृतशतोपार्जिताईन्त्यलक्ष्मीम् ॥१

અર્થ —હે ચેતન! ( क्षपकपथगतिक्षीणकर्मोपरागा ) ક્ષપક-શ્રેણિના માર્ગે ગતિ કરવાવડે ક્ષીણ કરી છે કર્મની મલિનતા જેણે એવા તે ( वीतरागा ) વીતરાગો ( धन्या ) ધન્ય છે ( त्रैलोक्ये ) ત્રણ લોકમા ( गन्धनागाः ) ગ ધહસ્તી સમાન એટલે જેને જોઇને બીજા હસ્તી નાશી જાય ( મદ ઝરી જાય ) એવા ગ ધ-હસ્તી સમાન (सहजसमुदितज्ञानजाग्रद्विरागा) સહજથી-જન્મથી ઉદયમા આવેલા મતિ, શ્રુત ને અવધિજ્ઞાનથી જાગૃત છે વિરક્ત ભાવ જેનો એવા, ( आत्मशुद्ध्या ) ઉજ્જ્વળ ક્ષમા, આર્જવાદિ નિર્મળ પરિણતિવડે ( सकलशशिकलानिर्मलध्यानधारां ) પરિપૂર્ણ ચ દ્રની કળા જેવા નિર્મળ ધર્મધ્યાન અને શુક્લધ્યાનની અખ ડ ધારા ઉપર ( अध्यारुह्य ) આરોહણ કરીને (कृतसुकृतशतो पार्जिताईन्त्यलक्ष्मीं ) પૂર્વકૃત સે કડો સુકૃતવડે ઉપાર્જન કરેલી આર્હ ત લક્ષ્મીને પામીને ( मुक्तेः आरात् ) મુક્તિના નજીકના પ્રદેશને ( प्रपन्ना ) પામ્યા છે ૧

પૂર્વે અનેક સુકૃત્યો કરીને આવ્યા હોય છે વળી તીર્થ કરના ભવમા પણ અનેક સુકૃત્યોની વૃદ્ધિ કરે છે અને અર્હન્ત-લક્ષ્મીને પ્રાપ્ત કરી મુક્તિને કિનારે પહોચી જાય છે કેવળજ્ઞાન પામે છે તે વખતે દેવતાઓ સમવસરણ રચે અને ચક્રવર્તીઓ નમે, તેમા તેને કાઇ પણ માન નથી, અને કોઇ તેજોલેશ્યા મૂકે તો તેના તરફ દ્વેષ થતો નથી. વીતરાગદેવની સાત બાબતો પર ખાસ ધ્યાન એચવા યોગ્ય છે ૧ વીતરાગદશા, ૨ કર્મક્ષય, ૩ સહજવૈરાગ્ય, ૪ નિર્મળ ધ્યાનધારા, ૫ આત્મ-શુદ્ધિ, ૬ આર્હ ત લક્ષ્મી, ૭ મુક્તદશાની પ્રાપ્તિ. આમા અહિં

હંતપદની લક્ષ્મી કાંઇક બહિરંગ અને બહુધા અંતરંગ છે, બાકીની છએ બાબતો અંતરંગ છે. આ વીતરાગભાવને અનેક દૃષ્ટિબિંદુથી સમજી તેને ઓળખવો એ ખરો જીવનનો લ્હાવો છે વીતરાગની ધન્યતા ગણવામાં એમના અતિશયો, વાણીના ગુણો, અષ્ટ મહાપ્રાતિહાર્યો અને ખાસ કરીને ધર્મસામ્રાજ્યનું વાતાવરણ અવકાશ પામે છે ૧.

तेषां कर्मक्षयोत्थैरतनुगणगुणैर्निर्मलात्मस्वभावै-
र्गायं गायं पुनीमः स्तवनपरिणतैरष्टवर्णास्पदानि ।
धन्यां मन्ये रसज्ञां जगति भगवतस्तोत्रवाणीरसज्ञा-
मज्ञां मन्ये तदन्यां वितथजनकथां कार्यमौखर्यमग्नाम् ॥ २ ॥*

અર્થ.—( तेषां ) તે ભગવાનના ( कर्मक्षयोत्थैः ) કર્મના

---

* આ શ્લોકમા कर्मक्षयोत्थै વિગેરે ચાર ઠેકાણે તૃતીયા વિભક્તિ છે તે સમજાતી નથી, વળી ગાય ગાય નું કર્મ પણ દેખાતું નથી, તેથી ચારે ઠેકાણે દ્વિતીયા હોય તો કર્મ થઇ શકે અને અર્થ ઠીક લાગે છે; છતા સ્તુતિ કરવામાં પરિણામ પામેલા એવા ( અમારા ) નિર્મળ આત્મસ્વભાવવડે તે ભગવાનના કર્મક્ષયોત્થ ગુણગણને ગાઈ ગાઇને એમ બે ઠેકાણે તૃતીયા અને બે ઠેકાણે દ્વિતીયા કરીએ તોપણ ઠીક લાગે છે; પરંતુ ચારે તૃતીયા અમારી બુદ્ધિમાં ઠીક લાગતી નથી તેથી આ બાબતનો ખુલાસો કોઇ વિદ્વાનના ધ્યાનમા આવે તો અમને લખી આભારી કરશે એવી વિજ્ઞપ્તિ છે.

ચોથા પદનો અન્વયાર્થ બીજી રીતે પણ થઇ શકે છે, તે આ પ્રમાણે—સ્તોત્રરસની અજાણ જિહ્વાને વિતથજનકથાવાળી અને કાર્યમૌખર્યમગ્ન હોવાથી તદન્ય એટલે અધન્ય માનું છું. આ રીતે હેતુવિશેષણ થઇ શકે છે.

મુખથી ઉત્પન્ન થયેલા, ( निर्मलात्मस्वभावैः ) નિર્મળ આત્મ સ્વભાવવાળા અને ( स्तवनपरिणतैः ) સ્તુતિ કરવામાં પરિણામ પામેલા એવા ( मत्तनुगुणगणैः ) ઘણા ગુણના સમૂહને ( गायं गायं ) ગાઇ ગાઈને અમે અમારા ( अष्टवर्णास्पदानि ) વર્ણના આઠ સ્થાનકોને ( पुनीमः ) પવિત્ર કરીએ છીએ, કેમકે ( जगति ) જગતને વિષે ( भगवत ) ભગવાનના ( स्तोत्रवाणीरसज्ञां ) સ્તોત્રની વાણીના રસને જાણનારી ( रसज्ञां ) જિહ્વાને ( धन्यां ) ધન્ય—કૃતાર્થ ( मन्ये ) માનુ છુ, અને ( तदन्यां ) તેનાથી જુદી ( कार्यमौखर्यमग्नां ) કાર્યની વાચાળતામા મગ્ન થયેલી ( वितथजनकथां ) ખોટી લોકવાર્તાવાળી જિહ્વાને ( अज्ञां ) અજ્ઞાની-અધન્ય ( मन्ये ) હુ માનુ છુ ૨

અહીં વર્ણના આઠ સ્થાનક કહ્યા, તે આ પ્રમાણે છે—દંત ૧, ઓષ્ઠ ૨, તાલુ ૩, કંઠ ૪, જિહ્વા ૫, ઉરસ્ ૬, મૂર્ધા ૭ અને નાસિકા ૮ વીતરાગના પ્રત્યેક ગુણસ્તવનમા ગુણ તરફ રાગ પ્રગટ થાય છે અને ગુણરાગ એ ગુણપ્રાપ્તિનુ અચૂક આહ્વાન છે જેમ ગુણગાન વધારે થાય તેમ ગુણ તરફ પ્રેમ થાય છે અને પ્રેમપાત્ર વસ્તુ પ્રાપ્ત કરવા પ્રયત્ન થાય છે ભક્તિરસનો આ પ્રકાર છે ગુણગાનથી અનંત ફળ પ્રાપ્ત થાય છે, ખરી ભક્તિમા એકતાનતા થાય છે અને યોગોની પ્રશસ્ત પ્રવૃત્તિ થાય છે. જે જિહ્વા પ્રભુસ્તોત્રનો રસ જાણનારી છે તે પણ ખરેખર ધન્ય છે. ૨

निर्ग्रन्थास्तेऽपि धन्या गिरिगहनगुहागह्वरान्तर्निविष्टा,
धर्मध्यानावधानाः समरससुहिताः पक्षमासोपवासाः ।
येऽन्येऽपि ज्ञानवन्तः श्रुतविततधियो दत्तधर्मोपदेशाः,
शान्ता दान्ता जिताक्षा जगति जिनपतेः शासनं भासयन्ति ॥३॥

**અર્થ**:—( तेऽपि ) તે પણ ( निर्ग्रन्थाः ) મુનિઓ ( धन्याः ) ધન્ય છે કે જેઓ ( गिरिगहनगुहागह्वरान्तर्निविष्टाः ) ગિરિના શિખર ઉપર, ગહનમાં એટલે ઊંડા વનના પ્રદેશમાં, ગુફામાં એટલે પર્વતના ખાડામાં રહ્યા સતા ( धर्मध्यानावधानाः ) ધર્મ-ધ્યાનને વિષે ઉપયોગવાળા ( समरससुहिताः ) સમતારૂપી રસથી તૃપ્ત થયેલા ( पक्षमासोपवासाः ) પંદર ઉપવાસવાળા અને માસ ઉપવાસવાળા, તથા ( अन्येऽपि ) બીજા પણ ( ये ) જેઓ ( ज्ञानवन्तः ) અવધિજ્ઞાનાદિકવાળા ( श्रुतविततधियः ) દશ પૂર્વાદિક શ્રુતવડે વિશાળ બુદ્ધિવાળા ( दत्तधर्मोपदेशाः ) દીધો છે ધર્મને ઉપદેશ જેણે એવા ( शान्ताः ) શાંત એટલે જીત્યા છે કષાય જેણે એવા ( दान्ताः ) દમ્યું છે મન જેણે એવા (जिताक्षाः) જીતી છે ઇંદ્રિયો જેણે એવા મુનિઓ ( जगति ) જગતને વિષે ( जिनपतेः ) જિનેશ્વરના ( शासनं ) તીર્થને ( भासयन्ति ) દીપાવે છે તે પણ ધન્ય છે. ૩.

જ્ઞાનથી પવિત્ર થયેલી બુદ્ધિવાળા મહાત્માઓ વિજ્ઞાનમાં પણ પારંગત હોય છે, દર્શનના અભ્યાસી હોય છે, તત્ત્વજ્ઞાનના રસીયા હોય છે અને ઉપદેશને પ્રસંગ પૂરો થતાં ગિરિ-ગહનમા ચાલી જઇ ત્યા ચેતનરામને ધ્યાવનારા હોય. છે. આવા મહાત્મા પુરુષો જગતમાં જિનપતિના શાસનને ખૂબ દીપાવે છે. એવા મહાત્યાગી, તપસ્વી, શાંત યોગીઓની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. એવી વિશાળ હૃદયવાળી જગ-દુદ્ધારરસિક મહાવ્યકિતઓને અંતરના અનેક અભિનંદન હો.! નિર્ગ્રંથ એટલે ગ્રંથ વગરના, ગ્રંથ એટલે સંસાર બંધન જેનું છૂટી ગયું હોય તે નિર્ગ્રંથ કહેવાય એ સમરસમા તૃપ્ત હોય: એના મુખ ઉપર શાતિના શેરડા પડતા હોય. તેવા શાંતસ્થા-નમાં રહીને ચેતનરામને ધ્યાવતા નિર્ગ્રંથને ધન્ય છે! ૩.

दानं शीलं तपो ये विदधति गृहिणो भावनां भावयन्ति,
धर्मं धन्याश्चतुर्धा श्रुतसमुपचितश्रद्धयाराधयन्ति ।
साध्व्यः श्राद्धश्च धन्याः श्रुतविशदधिया शीलमुद्भावयन्त्य-
स्तान् सर्वान्मुक्तगर्वाः प्रतिदिनमसकृद्भाग्यभाजः स्तुवन्ति ॥४॥

અર્થઃ—( ये ) જે ( गृहिणः ) ગૃહસ્થો-શ્રાવકો ( दान ) અભયદાન સુપાત્રદાન વિગેરેને, ( शीलं ) સર્વથી કે દેશથી બ્રહ્મચર્યને તથા (तपः) અનશનાદિક બાર પ્રકારના તપને (विदधति) કરે છે અને ( भावनां ) અનિત્યાદિક તથા તીર્થોદ્ધાર, જિર્ણોદ્ધાર વિગેરે સંબંધી શુભ ભાવનાને ( भावयन्ति ) ભાવે છે તથા ( श्रुतसमुपचितश्रद्धया ) આગમને અનુસારે પુષ્ટ અને નિર્મળ શ્રદ્ધાએ કરીને ( चतुर्धा ) ઉપર કહેલા ચાર પ્રકારના ( धर्मं ) ધર્મને ( आराधयन्ति ) શુદ્ધ વિધિએ કરીને પાળે છે તે શ્રાવકો ( धन्याः ) ધન્ય છે ( साध्व्यः ) સાધ્વીઓ ( श्राद्धश्च ) અને દેશવિરતિવાળી શ્રાવિકાઓ ( श्रुतविशदधिया ) આગમના ઉપદેશવડે નિર્મળ બુદ્ધિએ કરીને ( शील ) શીળને ( उद्भावयन्त्य ) નિર્દોષ પાળવાવડે શોભતી સતી ( धन्याः ) ધન્ય છે ( तान् ) તે પૂર્વે કહેલા ( सर्वान् ) સર્વેને ( मुक्तगर्वाः ) ત્યાગ કર્યો છે ગર્વ જેણે એવા ( भाग्यभाजः ) પુણ્યશાળી લોકો ( प्रतिदिनं ) નિરંતર ( असकृत् ) અનેક વાર ( स्तुवन्ति ) સ્તુતિ કરે છે તે જનોને ધન્ય છે ૪

આ ચારે પ્રકારના ધર્મો કરવામા તેઓને ખરી શ્રદ્ધા હોય છે અને તે શ્રદ્ધા જ્ઞાનથી સમુપચિત—દૃઢ થયેલી હોય છે એનામા વિચાર-

શક્તિ તેમજ પૃથક્કરણશક્તિ ખીલેલી હોય છે. એનામાં વિવેક જાગેલો હોય છે. પ્રમોદ ભાવના શ્રાવકના ગુણોની પ્રશંસા સર્વ-ગુણગ્રાહી પાસે કરાવે છે એ એની વિશિષ્ટતા છે. આવી શ્રદ્ધાપૂર્વક વિવેકથી એ ચારે પ્રકારના ધર્મને આચરે છે. એનામાં શ્રુત-સમુપચિત શ્રદ્ધા હોવાથી એ સર્વ પ્રકારે પ્રશંસાપાત્ર છે, એનું સાધ્ય ગુણપ્રાપ્તિનું હોવાથી એ જરૂર આગળ વધે છે અને જ્યાં અંધ-શ્રદ્ધા જણાય ત્યાં એ સ્પષ્ટ રીતે વિચાર પોતાના જણાવે છે. ૪.

( उपजातिवृत्तम् )

**मिथ्यादृशामप्युपकारसारं, संतोपसत्यादिगुणप्रसारम् ।**
**वदान्यतावैनयिकप्रकारं, मार्गानुसारीत्यनुमोदयामः ॥ ५ ॥**

અર્થઃ—( मिथ्यादृशामपि ) મિથ્યાદૃષ્ટિઓના પણ (उपकार-सारं) હિત, સુખ વિગેરે પ્રધાન એવા ઉપકારને, ( संतोपसत्यादि-गुणप्रसारं ) સંતોષ અને સત્ય વિગેરે ગુણના વિસ્તારને તથા ( वदान्यतावैनयिकप्रकारं ) દાતારપણું અને વિનયવૃત્તિ વિગેરેને ( मार्गानुसारी इति ) આ મોક્ષમાર્ગને અનુસરનાર—અનુકૂળ છે એમ ધારીને ( अनुमोदयामः ) અમે હૃદયવડે આનંદવાળા થઇએ છીએ. ૫.

પ્રમોદ ભાવના પ્રાણીમાં કેટલી વિશાળતા ઉત્પન્ન કરે છે અને ગુણાનુરાગ કેટલો ગુણીયલ અને ગુણાકર્ષક બનાવે છે તેની પરાકાષ્ઠાનું આ દૃષ્ટાંત છે. આમાં વગરસંકોચની વિશાળતા છે અને એ ખરું જૈનત્વ છે. અત્યાર સુધીમાં જ્યાં જ્યા ગુણદર્શન થયા ત્યાં ત્યાં પ્રશંસા કરી, એવા સ્થાનકે વ્યક્તિની વિચારણા કરતા ગુણપક્ષપાતની ભવ્યતા સ્પષ્ટ થાય છે. એ અન્યમાં સંતોષવૃત્તિ જુએ એટલે તેને પ્રશંસે છે, અન્યમાં સત્યપ્રિયતા

મુએ ત્યા એ રાજી થાય છે, ધનવાનની ઉદારતા જોઈ એ હર્ષ-ઘેલો થઈ જાય છે, વિનયનો કોઈ પણ પ્રકાર જોઈ તે રાજી રાજી થઈ જાય છે આ વાત ખૂબ વિચારવા યોગ્ય છે અને એના રહસ્ય દર્શનમાં જૈનત્વની ખરી ચાવી સાંપડે છે ૫

( स्रग्धरावृत्तम् )

जिह्वे प्रह्वीभव त्वं सुकृतिसुचरितोच्चारणे सुप्रसन्ना,
भूयास्तामन्यकीर्तिश्रुतिरसिकतया मेऽद्य कर्णौ सुकर्णौ ।
वीक्ष्यान्यप्रौढलक्ष्मीं द्रुतमुपचिनुतं लोचने रोचनत्वं,
संसारेऽस्मिन्नसारे फलमिति भवतां जन्मनो मुख्यमेव ॥६॥

અર્થ —( जिह्वे ) હે જિહ્વા ! ( त्वं ) તુ ( सुप्रसन्ना ) સારી રીતે પ્રસન્ન થઈ સતી ( सुकृतिसुचरितोच्चारणे ) પુણ્ય શાળીના સારા ચરિત્રો ઉચ્ચાર કરવામા ( प्रह्वीभव ) આસક્ત એટલે સદા ઉદ્યમવાળી થા. ( अद्य ) આજે ( मे ) મારા ( कर्णौ ) બે કાન ( अन्यकीर्तिश्रुतिरसिकतया ) બીજાની કીર્તિ સાંભળ વામા રસિકપણાએ કરીને ( सुकर्णौ ) સારા કાન એટલે ચતુર તાવાળા ( भूयास्तां ) થાઓ. ( लोचने ) હે બે નેત્રો ! તમે ( अन्य-प्रौढलक्ष्मीं ) બીજાની મહાવિશાળ લક્ષ્મીને ( वीक्ष्य ) જોઈને ( द्रुतं ) શીઘ્રપણે ( रोचनत्वं ) રુચિપણાને ( उपचिनुतं ) પ્રાપ્ત કરો. ( इति ) આ પ્રમાણે ( अस्मिन् ) આ ( असारे ) અસાર ( संसारे ) સ સારમા ( भवतां ) તમારા-જીભ, કાન અને નેત્રોના ( जन्मनः ) જન્મનુ ( मुख्यमेव ) મુખ્ય જ ( फलं ) ફળ છે ૬

આ અસાર સ સારમા આપણે કયા ધસડાઈ જવાતા છીએ

તે જાણતા નથી. અતિ અલ્પ જીવનમાં પણ જો આટલી વિશાળતા કેળવીએ તો વિકાસક્રમમાં કાંઇક ઉંચા આવીએ. પરના નાના સરખા ગુણને પણ બહુલાવતાં શીખીએ તો આપણો માર્ગ જરૂર સરળ બને. આ જીવનનું મુખ્ય ફળ જીભ, કાન અને આંખોનો સદુપયોગ છે. હે જીભ ! ભાગ્યવંત પ્રાણીઓના સુચરિત્રોના ગુણગાન કરવામાં તું સજ્જ થા. હે કાન ! સદ્‌ગુણશાળી મહા-પુરુષોની કીર્તિ સાંભળવામાં રસિક બનો. હે નેત્રો ! અન્ય પ્રાણીને યોગ્ય રીતે મોટી સંપત્તિ પ્રાપ્ત થયેલી જોઇને તમે આનંદ પામો. સંસારને અત્ર અસાર કહેવાનું કારણ એ છે કે–એમાં વિષયરસની કદી તૃપ્તિ થતી નથી. આપણે ગમે તેટલા સ્વાદો લઇએ, ગાયનો સાંભળીએ, દૃશ્યો જોઇએ પણ તેનાથી કદી ધરાતા નથી. ૬.

( उपजातिवृत्तम् )

**[५]प्रमोद[६]मासाद्य [३]गुणैः [४]परेषां, [१]येषां [२]मतिः स(म)[८]ज्जति [७]साम्यसिन्धौ ।**
**[११]देदीप्यते [९]तेषु [१०]मनःप्रसादे (दो), [१४]गुणास्त[१२]थैते[१३] [१५]विशदीवभन्ति ।७**

અર્થઃ—( येषां ) જેમની ( मतिः ) બુદ્ધિ ( परेषां ) બીજા ગુણીજનોના ( गुणैः ) ગુણોવડે ( प्रमोदं ) હર્ષને ( आसाद्य ) પામીને ( साम्यसिन्धौ ) સમતારૂપ સમુદ્રમાં ( मज्जति ) મગ્ન થાય છે ( तेषु ) તેમને વિષે ( मनःप्रसादः ) મનની પ્રસન્નતા (देदीप्यते) ઉજ્વલતાને પામે છે–શોભે છે (तथा) તથા ( एते ) આ (गुणाः) ગુણો (विशदीभवन्ति) અનુમોદ્યા સતા નિર્મળ થાય છે. ૭

ગુણપ્રાપ્તિનો સાચો ઉપાય અન્ય ગુણપ્રશંસા જ છે. ગુણશુદ્ધિનો ઉપાય પ્રમોદ છે, ગુણવૃદ્ધિનો માર્ગ અનુમોદન છે, ગુણપ્રવેશનું દ્વાર ગુણાનુવાદ છે અને ગુણસ્થિરતાનું સાધન પ્રમોદ છે. ગુણપ્રશંસા કરવાથી ગુણવાનને ગેરલાભ થતો જ નથી. પ્રશંસા કરનાર તે માર્ગે

ચડે છે અન્યના ગુણોની પ્રશંસાથી આપણા ગુણો નિર્મળ થાય છે કેટલીક વાર પ્રશંસાને પરિણામે ગુણમાં સ્થિર થાય છે અને પરને દૃષ્ટાંત રૂપ બની ગુણવૃદ્ધિનું કારણ પણ બને છે ૭

## પ્રમોદભાવના : ગેયાષ્ટક

(રાઠી રાગેણ ગીયતે)

ઋષભ જિણંદા! ઋષભ જિણંદા! તું સાહિબ હું છું તુજ બંદા.
તુજશું પ્રીત બની મુજ સાચી, મુજ મન તુજ ગુણશું રહ્યું માચી (એ દેશી)

विनय ! विभावय गुणपरितोष, निजसुकृताप्तवरेषु परेषु ।
परिहर दूरं मत्सरदोष, विनय ! विभावय गुणपरितोषम् ॥१॥

અર્થઃ—(विनय) હે વિનયવાળા આત્મા! (गुणपरितोष) બીજાના ગુણોને વિષે સંતોષ–અત્યાનંદ (विभावय) તું ચિંતવન કર (निजसुकृताप्तवरेषु) પોતપોતાના સારા કૃત્યોથી પ્રાપ્ત થયેલું છે પ્રધાનપણું જેને એવા (परेषु) બીજા પુણ્યવંત પ્રાણીઓને વિષે (मत्सरदोषं) અદેખાઈરૂપ દોષને (दूरं) અત્યંત (परिहर) ત્યાગ કર. ૧

હે ચેતન! તું ગુણ જોઈને પ્રસન્ન થા. જ્યારે ચિત્ત પ્રસન્ન થાય ત્યારે આખી દુનિયા આનંદમય જણાય છે, કારણ કે આપણી દુનિયા સાધારણ રીતે આપણા ચિત્તનું જ પ્રતિબિંબ હોય છે એ કલુષિત હોય ત્યારે એને હવામાં પણ અશાંતિ દેખાય છે પૂર્વસંચિત પુણ્યયોગે અન્ય લક્ષ્મી પ્રાપ્ત થવાથી ઉદારતા બતાવે તો એનો મત્સર ન કરવો. પણ હૃદયથી એમાં આનંદ અનુભવવો, એની યોગ્ય પ્રશંસા કરવી, એ ગુણપ્રાપ્તિનો સરળ ઉપાય છે ૧

दिष्ट्याऽयं वितरति वहुदानं, वरमयमिह लभते वहुमानम् ।
किमिति न विमृशसि परपरभागं, यद्विभजसि तत्सुकृतविभागम् ॥

અર્થઃ—હે આત્મા ! ( अयं ) આ પુણ્યશાળી ( वहुदानं ) ઘણું દાન ( वितरति ) આપે છે તે ( दिष्ट्या ) બહુ સારું છે, અને ( अयं ) આ ભાગ્યશાળી–ગુણી ( इह ) આ લોકમાં ( वहुमानं ) પૂજા-સત્કારાદિ બહુમાનને ( लभते ) પામે છે તે ( वरं ) ઘણું સારું છે. ( इति ) એ પ્રમાણે ( परपरभागं ) બીજાના ઉત્તમ ભાગ્યને (किं) કેમ (न विमृशसि) તું નથી ચિંતવતો ? ( यत् ) જે કારણ માટે બીજાના સુકૃતના અનુમોદન થકી ( तत्सुकृतविभागं ) તેના સુકૃતનો વિભાગ ( विभजसि ) તું પામીશ. ૨.

સાચા દિલથી સદ્‌ગુણ–સુકૃતની અનુમોદના કરવી તે પણ અતિ હિતકારક છે. જૈન શાસનમાં કરવું, કરાવવું અને અનુમોદન કરવું એ ત્રણેનું સરખુ ફળ કહેલુ છે અન્યનો–પારકાનો બધી બાબતો વિષે સવળો અર્થ લે, એની સારી બાજુ ઉપર વિચાર કર અને એની ઉજળી બાજુની પ્રશંસા કર. આ પ્રમાણે કરવાથી એના સુકૃત્યનો પણ તને ઉપર જણાવેલા નિયમ પ્રમાણે જરૂર ભાગ મળશે. મન,વચન અને કાયાવડે કરવું, કરાવવું અને અનુમોદવુ એમ નવ ભંગ થાય છે. આ ત્રણે રીતે શુભ અથવા અશુભ કર્મબંધ થાય છે. શુભાશુભ બંધનો કાર્યની આદેયતા અને અનાદેયતા પર આધાર છે. આ ત્રણે સરખા ફળને આપનારા છે. ૨.

येषां मन इह विगतविकारं, ये विदधति भुवि जगदुपकारम् ।
तेषां वयमुचिताचरितानां, नाम जपामो वारंवारम् ॥ वि० ॥३॥

અર્થઃ—( इह ) આ મનુષ્ય લોકમાં ( येषां ) જે મોક્ષને

ઈચ્છનારનું ( मम ) ચિત્ત ( विगतविकारं ) રાગ—દ્વેષાદિકના પરિણામ રહિત છે અને ( ये ) જેઓ—જંબૂસ્વામ્યાદિક મહાપુરુષો ( भुवि ) આ પૃથ્વીને વિષે ( जगदुपकार ) સર્વ જનના ઉપકારને ( वितन्वति ) કરે છે, ( तेषां ) તે ( उचितावचरितानां ) યોગ્ય આચરણવાળાના ( नाम ) નામને ( वयं ) અમો ( वारंवारं ) વારંવાર ( जपामः ) જપીએ છીએ. ૩

પરોપકારી પુરુષો જગતનો ઉપકાર કરી રહ્યા છે કોઈ ગરીબોના દુઃખનો નાશ કરવા, કોઈ ગુણામજ્ઞિરિનો નાશ કરવા અને કોઈ શારીરિક વ્યાધિઓ દૂર કરવા તત્પર થાય છે તેઓના નામો અમે વારંવાર લઈને અમારી જાતને કૃતાર્થ કરીએ છીએ. કોઈ જગતની શાંતિ માટે પ્રયાસ કરે છે ધર્મોપદેશ કરનાર અને સદ્‌ગુણનો પ્રકાશ કરનાર સર્વના ઉપકારી છે જંબૂસ્વામી પ્રમુખ સર્વના નામો પ્રભાતમાં લેવા યોગ્ય છે તેમાં જાતિ કે ધર્મની મર્યાદા ન હોય. એમાં તો ગુણી જે હોય તેની ગુણ પરત્વે પ્રશંસા જ હોય. ૩

अहह तितिक्षागुणमसमानं, पश्यत भगवति मुक्तिनिदानम् ।
येन रुषा सह लसदभिमानं, झटिति विघटते कर्मवितानम् ॥नि०४

અર્થ —( अहह ) અહો ! ( भगवति ) ભગવાન જિનેશ્વરને વિષે ( मुक्तिनिदान ) મોક્ષના કારણરૂપ ( असमान ) કોઈની સાથે સરખાવી ન શકાય એવા ( तितिक्षागुण ) સહનશીલતા ગુણને ( पश्यत ) તમે જુઓ, કે ( येन ) જે પૂર્વોક્ત ગુણરૂપે ( रुषा सह ) ક્રોધ સાથે ( लसदभिमान ) વૃદ્ધિ પામતા અભિમાનવાળો ( कर्मवितान ) કર્મનો સમૂહ ( झटिति ) શીઘ્રપણે ( विघटते ) નાશ પામે છે ૪

ગુણની હકીકત એવી છે કે એક ગુણને સર્વાંશે ગ્રહણ કર્યો કે તેની પાછળ અનેક ગુણો સ્વતઃ ચાલ્યા જ આવે છે. જેમ કે ક્ષમા ગુણ આવે ત્યારે અભિમાન, દંભ, મૂર્છા, અસૂયા, મત્સર, નિંદા વિગેરે દોષો તત્કાળ નાશ પામે છે. આપણે પાંચ સાત બાબતને ન વળગતાં એક ગુણને ગમે તે ભોગે વિકસાવવા અડગ પ્રયાસ કરીએ તો પણ કાર્ય સફળ થાય છે, જીવન ધન્ય બને છે અને સાધ્ય સમીપ આવે છે. ૪.

**अदधुः केचन शीलमुदारं, गृहिणोऽपि परिहृतपरदारम् ।**
**यश इह संप्रत्यपि शुचि तेषां, विलसति फलिताफलसहकारम्**
**॥ वि० ॥ ५ ॥**

અર્થઃ—( केचन ) કેટલાક ( गृहिणोऽपि ) ગૃહસ્થ શ્રાવકો પણ ( परिहृतपरदारं ) સર્વથા ત્યાગ કરી છે પરસ્ત્રી જેને વિષે એવા ( उदारं ) અતિચાર રહિત શ્રેષ્ઠ ( शीलं ) બ્રહ્મચર્યને ( अदधुः ) ધારણ કરતા હતા ( तेषां ) તે ગૃહસ્થોની ( शुचि ) પવિત્ર ( यशः ) કીર્તિ ( इह ) આ મનુષ્ય લોકમા ( संप्रत्यपि ) હમણાં પણ ( फलिताफलसहकारं ) ફળેલા અફળ આંબાની જેમ ( विलसति ) વિલાસ કરે છે–શોભે છે. ૫.

ન ફળે તેવા આંબાના ઝાડને ફળ બેસે તેવો શીળવંતનો પવિત્ર યશ અત્યારે પણ આ સંસારમાં શોભા પામે છે. પરદારા શબ્દમાં વિધવા, કુમારી ને વેશ્યા એ સર્વનો સમાવેશ થાય છે. એમાં રખાયત સ્ત્રીનો પણ સમાવેશ થાય છે. જાહેર રીતે પરણેલી સ્ત્રીમાં સંતોષ રાખવો એ ગૃહસ્થનો ધર્મ છે. બાકી સર્વ સ્ત્રીનો ત્યાગ કરવો. આવું વિશુદ્ધ આચરણ તો સર્વ કાળમાં સર્વ સમાજમાં પ્રશસ્ય જ છે. એવા સદાચારી સજ્જનોના સફળ જીવનને નમીએ છીએ. ૫.

या वनिता अपि यशसा साकं, कुलयुगल विदधति सुपताकम् ।
तासां सुचरितसञ्चितराक, दर्शनमपि कृतसुकृतविपाकम् वि० ।६।

અર્થ.—( याः ) જે ( वनिता अपि ) સ્ત્રીઓ પણ ( यशसा साकं ) નિર્મળ યશની સાથે ( कुलयुगलं ) પિતાના અને સાસરાના બન્ને કુળને ( ( सुपताकं ) સુંદર ધ્વજાવાળું ( विदधति ) કરે છે ( तासां ) તે સ્ત્રીઓનું ( दर्शनमपि ) દર્શન પણ ( सुचरितसञ्चितराक ) સુંદર મતદાનાદિક આચરણરૂપી એકઠા કરેલા સુવર્ણ જેવું છે અને ( कृतसुकृतविपाकं ) કરેલા સારા કૃત્યના ફળરૂપ છે ૬

શિયળનો પ્રભાવ અવર્ણ્ય છે શિયળ સંકુચિત અર્થમા પતિપરાયણતાને નિર્દેશે છે અને વિશાળ અર્થમા સદાચારને નિર્દેશી અનેક શુભ ગુણોને સમજે છે જૈન સતી સ્ત્રીઓના ચરિત્રો પરિણીતા અને અપરિણીતા એમ બન્ને કક્ષામા આવેલ છે ત્યા શિયળનો વિશાળ અર્થ છે કળાવતીનુ દ્રષ્ટાંત મર્મને સ્પર્શે તેવુ છે શિયળ સંરક્ષણમા એના બન્ને કાંડા કપાયા તો પણ એનુ મન ચળ્યુ નહીં. એ શીલનો મહિમા છે મયણા સુંદરીની પતિભક્તિ અને શ્રુતવિશાદ શ્રદ્ધા અનુપમેય છે એણે પતિનો હાથ ઝાલ્યો ત્યારે એને કોઢ હતો, પણ એક પગલું પાછી હઠી નહીં અને એ રોગની સુધારણા કરી. ૬

सात्त्विकमास्विकसुजनवतंसाः, केचन युक्तिविवेचनहंसाः ।
अलमकृषत किल भुवनाभोग, स्मरणममीषां कृतशुभयोगम् ॥
वि० ॥ ७ ॥

અર્થ —( सात्त्विकमास्विकसुजनवतंसाः ) તત્ત્વને જાણનાર

અને બીજાને ઉપદેશ આપનાર, સાત્વિક એટલે આત્મગુણમાં રમણ કરી જગતની સર્વ ઉપાધિઓથી દૂર રહે છે એવા સજ્જન પુરૂષોમાં મુગટ સમાન ( युक्तिविवेचनहंसाः ) સ્વશાસ્ત્ર અને પરશાસ્ત્રના વચનોમાં યથાર્થ અને અયથાર્થ નિર્ધારણ–પૃથક્કરણ કરવામાં હંસ જેવા ( केचन ) કેટલાક જનો ( भुवनाभोगं ) ત્રણ જગતના પરિપૂર્ણ હૃદયભાવને ( किल ) નિશ્ચે ( अलमकृषत ) શોભાવતા હતા, ( अमीषां ) તેઓનું (स्मरणं) સ્મરણ कृतशुभ-( योगं ) શુભ યોગને કરનારું એટલે પુણ્યબંધને કરનારું છે. ૭.

કેટલાક મહાપુરુષો વસ્તુપરીક્ષા કરવામાં અને તેનો વિવેક કરવામા હંસબુદ્ધિવાળા હોય છે. એ ક્ષીર અને નીરને જુદાં પાડી તત્ત્વ સંગ્રહે છે, નિરર્થક કચરો ફેંકી દે છે અને સત્યનો સ્વીકાર કરી અન્યને તે પર પ્રકાશ પાડે છે. યથાર્થ અયથાર્થની પૃથક્કરણ શક્તિનું બળ પ્રાપ્ત કરનાર આવા પુરુષો સ્વપરઉપકાર કરે છે અને એ આપણા સર્વ માનને યોગ્ય છે. આવા સજ્જન પુરુષોના સ્મરણ પ્રેરક છે, બોધક છે, નિયામક છે, એમને અનંત વાર વંદન હો. એવા મહાપુરુષો જગત પર ઉપકાર કરીને દૃષ્ટાંત પૂરું પાડનારા છે. ૭.

**इति परगुणपरिभावनसारं, सफलय सततं निजमवतारम् ।**
**कुरु सुविहितगुणनिधिगुणगानं, विरचय शान्तसुधारसपानम् ॥**
**वि० ॥ ८ ॥**

અર્થ:—( इति ) એ પ્રમાણે ( परगुणपरिभावनसारं ) બીજાના ગુણો–પરોપકારાદિકનું અનુમોદન છે સાર જેનો એવા ( निजं ) પોતાના ( अवतारं ) જન્મને ( सततं ) નિરંતર ( सफलय ) સાર્થક કર, ( सुविहितगुणनिधिगुणगानं ) આવ-

સ્વપરાદિક સર્વ કૃત્યરૂપ ગુણના પ્રકારના સારા ગુણનું કીર્તન (कुरु) કર અને (शान्तसुधारसपानं) રાગદ્વેષાદિક વિકાસ-વર્જિત થઈને શાંત સ્વભાવે શાંતસુધારસનું પાન (विरचय) કર. ૮

પ્રમોદ ભાવનામાં ગુણચિંતન, ગુણપ્રશંસા, ગુણસ્તવન, ગુણ-મહિમા અને ગુણગાનની વાત છે ગુણ સંબંધી આખું તત્ત્વજ્ઞાન બહુ સંક્ષિપ્ત શબ્દોમાં આપેલ છે આવી રીતે અન્ય પ્રાણીઓમા, અન્ય પ્રાણીઓ પૈકીના મહાપુરુષોમા જે જે ઉચ્ચ ગુણો જણી આવે, મળી આવે, પ્રાપ્ત થાય, તેનું મનમાં રટણ કરી આ જીવનને સફળ કરવું આ મનુષ્યભવ શા માટે મળ્યો છે ? કાંઈ ખાવા પીવા કે પૈસા એકઠા કરવાનો એનો ઉદ્દેશ ન જ હોય. પૈસા-વાળાને કોઈ પ્રકારનું અંતરનું સુખ હોય એવી માન્યતા વસ્તુ-સ્વરૂપનું અજ્ઞાન સૂચવે છે અહીં તો ગુણને એકઠા કરી, સંગ્રહી, સ્વાયત્ત કરી વિકાસમાં પ્રગતિ કરવાનું કર્તવ્ય છે કર્તા પુરુષ પ્રાતે એવી ઉપયુક્ત શિક્ષા આપે છે કે-હે ભવ્યો ! જ્યાં જ્યાં ગુણ દેખો ત્યાં ત્યાં રાગ કરો, તથા નિર્ગુણી કે દુર્ગુણી ઉપર દ્વેષ ન કરો-સમભાવ રાખો. ૮

इति चतुर्दश प्रमोद भावना प्रकाशः



## ॥ अथ पंचदश प्रकाशः ॥

ચોદમો પ્રકાશ કહ્યો, હવે પંદરમો કહે છે તેનો સંબંધ આ પ્રમાણે છે-ચૌદમામાં પ્રમોદ ભાવના કહી. તેને ભાવતો પ્રાણી કરુણાર્દ્ર હૃદયવાળો થાય છે તેથી તે કારુણ્યને ભાવે છે. આથી કારુણ્ય ભાવના કહે છે તેનો આ પ્રથમ શ્લોક છે—

## कारुण्य भावना

( मालिनीवृत्तम् )

प्रथममशनपानप्राप्तिवाञ्छाविहस्ता-
स्तदनु वसनवेश्मालंकृतिव्यग्रचित्ताः ।
परिणयनमपत्यावाप्तिमिष्टेन्द्रियार्थान्,
सततमभिलपन्तः स्वस्थतां क्वाश्नुवीरन् ॥ १ ॥

અર્થ:—( प्रथमं ) પ્રથમ એટલે ઘણી નિર્ધનતાને વિષે ( अशनपानप्राप्तिवाञ्छाविहस्ताः ) ખાવાપીવાના પદાર્થોને પ્રાપ્ત કરવાની વાંછાએ કરીને વ્યાકુળ હોય છે, ( तदनु ) ત્યારપછી ( वसनवेश्मालंकृतिव्यग्रचित्ताः ) વસ્ત્ર, ઘર અને અલંકારની પ્રાપ્તિ માટે વ્યગ્ર ચિત્તવાળા હોય છે, ત્યારપછી ( परिणयनं ) સ્વપરના વિવાહને, ( अपत्यावाप्तिं ) પુત્રપુત્ર્યાદિક અપત્યની પ્રાપ્તિને અને ( इष्टेन्द्रियार्थान् ) ઇચ્છિત પંચેંદ્રિયના વિષયભોગને ( सततं ) નિરંતર ( अभिलपन्तः ) ઇચ્છા કરતા ( स्वस्थतां ) મનની સ્થિરતાને (क्व) ક્યાં ( अश्नुवीरन् ) મેળવે ? ૧.

આવા પ્રકારની પરિસ્થિતિમાં શાંતિનો સવાલ ક્યાં થાય ? આવા સવાલ ક્યાં થાય ? શાંતિ કેમ મળે ? કેવી રીતે મળે ? ચિત્તની સ્થિરતા કેમ થાય ? આવા સંયોગમાં પડેલા સ્વયં દુઃખને ઊભું કરી તેનાથી હેરાન થનારા પ્રાણીના સંયોગો પર કરુણા ભાવ ન આવે તો બીજું શું થાય ? આમાં ચિત્તની એકાગ્રતા ક્યાં થાય ? પ્રાણી પોતાને હાથે સંયોગો ઊભા કરે છે અને પછી એનાથી જ મુંઝાય છે. એમાં હોય તેને સંતોષ નથી અને ન હોય તેને તો

દુઃખનો પાર નથી. આમાં અનંત દયાવાન પ્રભુ કે યોગીને તે જોઈ હૃદયમાં શું ભાવ ઉત્પન્ન થતો હશે તેનો વિચાર કરવા જેવું છે ૧.

( शिखरिणी वृत्तम् )

उपायानां लक्षैः कथमपि समासाद्य विभवं,
भवाभ्यासात्तत्र ध्रुवमिति निबध्नाति हृदयम् ।
अथाकस्मादस्मिन् विकिरति रजः क्रूरहृदयो,
रिपुर्वा रोगो वा भयमुत जरा मृत्युरथवा ॥ २ ॥

અર્થઃ—( उपायानां लक्षैः ) લાખો ઉપાયો કરીને ( कथमपि ) મોટા કષ્ટવડે ( विभवं ) પ્રચુર લક્ષ્મી ( समासाद्य ) પામીને ( भवाभ्यासात् ) અનાદિ ભવના અભ્યાસથી ( तत्र ) તે ધનને વિષે ( ध्रुवं ) આ ધન સ્થાયી છે ( इति ) એમ ધારીને ( हृदयं ) મનને ( निबध्नाति ) બાંધે છે—જોડે છે ( अथ ) તેવારપછી ( अकस्मात् ) ઓચીંતા ( क्रूरहृदयः ) ક્રૂર હૃદયવાળો ( रिपुर्वा ) શત્રુ અથવા ( रोगो वा ) શૂલાદિક વ્યાધિ, અથવા ( भयमुत ) પરચક્રાદિ ભય, અથવા ( जरा ) ઘડપણ, ( अथवा ) અથવા ( मृत्यु ) મરણ ( अस्मिन् ) આ ધનને વિષે ( रजः ) ધૂળ ( विकिरति ) નાખે છે ૨.

મતલબ એ છે કે જીવોના કલ્પિત સુખમાં કર્મો અનેક પ્રકારના વિઘ્ન નાખે છે આમાં વિચારવાની વાત અકસ્મી ઠસ્યા ઉત્પન્ન કરે એવી છે એક બાજુએ પ્રાણીના વૈભવ મેળવવાના કષ્ટને વિચારો અને બીજી બાજુએ તેમાં નિષ્ફળ થવાની સ્થિતિને વિચારો. ધનાદિક મળ્યા પછી પણ તેના રક્ષણની ચિંતા વિચારો. છેવટ તેનો નાશ અથવા

તેને છોડીને પરલોકમાં જવું પડે એ સર્વ દુઃખમય સ્થિતિ વિચારો. ઉપર વર્ણવ્યા તે ઉપરાંત બીજા અનેક પ્રસંગો દુનિયામાં પ્રાપ્ત થાય છે, પણ આ પ્રાણીમાં વાસનાના સંસ્કાર એવા જામેલા હોય છે કે તે વસ્તુઓ ને ધરણાર સાથે મડાગાંઠ બાંધે છે. એ કોઇ દિવસ પણ છોડવી પડશે એમ માનતો નથી. આ સર્વ કરુણા ઉત્પન્ન કરે તેવી સ્થિતિ છે. ૨.

( स्रग्धरावृत्तम् )

स्पर्धन्ते केऽपि केचिद्दधति हृदि मिथो मत्सरं क्रोधदग्धाः
युध्यन्ते केऽप्यरुद्धा धनयुवतिपशुक्षेत्रपद्रादिहेतोः ।
केचिल्लोभाल्लभन्ते विपदमनुपदं दूरदेशानटन्तः,
किं कुर्मः किं वदामो भृशमरतिशतैर्व्याकुलं विश्वमेतत् ॥ २ ॥

અર્થઃ—આ જગતમાં કરુણા રહિત જીવો ( केऽपि ) કેટલાક પરસ્પર ( स्पर्धन्ते ) બીજાથી અધિક થવાની ઇચ્છાથી હોડ બકે છે ( क्रोधदग्धाः ) ક્રોધથી બળેલા ( केचित् ) કેટલાક ( हृदि ) હૃદયમાં ( मिथः ) પરસ્પર ( मत्सरं ) બીજાનું સુખ ન જોઇ શકવારૂપ મત્સરને ( दधति ) ધારણ કરે છે. ( केऽपि ) કેટલાક ( अरुद्धाः ) નિવારી ન શકાય એવા સતા ( धनयुवतिपशुक्षेत्रपद्रादिहेतोः ) ધન, સ્ત્રી, પશુ, ખેતર, ગામ–નગરાદિકને માટે પરસ્પર ( युध्यन्ते ) ઉત્કટ યુદ્ધ કરે છે, ( केचित् ) કેટલાક ( लोभात् ) લોભથી ( दूरदेशान् ) દૂર દેશમાં ( अटन्तः ) પરિભ્રમણ કરતા છતા ( अनुपदं ) પગલે પગલે ( विपदं ) આપદાને ( लभन्ते ) પામે છે, ( किं ) શું ( कुर्मः ) કરીએ ? ( किं ) શું ( वदामः ) બોલીએ ? ( एतत् ) આ આખું ( विश्वं ) જગત

( મરવિચારો ) સેંકડો ઉદ્વેગવડે ( મૂર્ચ્છા ) અત્યંત ( વ્યાકુળ ) વ્યાકુળ એટલે વિહ્વળ વર્તે છે ૩.

જ્યારે તરફ મનોવિકારનાં કાળાં વાદળાં દેખાય ત્યાં અમે તે શું કરીએ ? અને શું બોલીએ ? કેવા મોટા ઉપાય બતાવીએ અને કેવો ઉપદેશ આપીએ ? જાણે આખી દુનિયા મોહની મદિરા પીને ઘેલી થઇ ગાંડાની માફક ઠેકાણા વગરના વર્તન કરી રહી હોય એમ દેખાય છે લેખક મહાત્મા કહે છે કે—અમને ઘણો વિચાર થાય છે અને દુનિયાની આ વિચિત્ર ચર્ચા જોઇ એના ગાંડપણાને અંગે ત્રાસ થાય છે તમે આ ત્રાસો સમજો અને તેના રસમાં પડો નહીં. કરુણા ભાવનાવાળો આવા વિચારો કરી વધારે અવલોકન કરતો જાય છે એમ એને વિશેષ કરુણાના પ્રસંગો સાંપડે છે અને તેને માટે પણ એને વિચાર થઇ પડે છે ભૂત દયા ભાવી આત્માને આ અવલોકનને અંગે ખૂબ કરુણા પ્રગટે છે ૩

( उपजातिवृत्तत्रयम् )

स्वयं खनन्तः स्वकरेण गर्तां, मध्ये स्वयं तत्र तथा पतन्ति।
यथा ततो निष्क्रमणं तु दूरे-ऽधोऽधः प्रपाताद्विरमन्ति नैव ॥४॥

અર્થઃ—આ જગતના જનો ( स्वयं ) પોતે ( स्वकरेण ) પોતાના હાથવડે ( गर्तां ) ખાડો ( खनन्तः ) ખોદતા સતા ( तत्र ) તેની ( मध्ये ) મધ્યે ( स्वयं ) પોતે ( तथा ) તે પ્રકારે ( पतन्ति ) પડે છે કે ( यथा ) જે પ્રકારે ( ततः ) તે ખાડા થકી ( निष्क्रमणं तु ) નીકળવું તો ( दूरे ) દૂર રહ્યું, પરંતુ ( अधोऽधः ) નીચે નીચે ( प्रपातात् ) પડવાથકી ( नैव विरमन्ति ) વિરામ પામતા જ નથી એટલે તેના છેડાને પામતા નથી ૪

આવો મનુષ્યભવ મળ્યા પછી પ્રાણી કામ–ક્રોધાદિકને વશ થાય, અભિમાનમાં આનંદ માને, દંભ–કપટ–રચનાજાળમાં રસ લે, લોભની દોડાદોડીમાં પડી જાય, શોકથી વિહ્વળ બને, આમ નવા નવા ખાડામાં પડે છે. મોહના વિલાસો એવા છે કે એને એક વાર અવકાશ આપ્યા પછી એ અટકે નહીં. ઊભોગ કે ઇંદ્રિયોના વિષયો કે કષાયની પરિણુતિ લઇને વિચારશો તો પતનની વ્યાપકતા, સરળતા અને નિર્ગમનની વિષમતા સમજાશે. શું આ જીવનો ઉદ્દેશ નીચે ઉતરવાનો છે ? અહીં આવીને કાંઇ કમાઇ જવું છે કે હોય તે પુંજી પણ ગુમાવવી છે ? આ પ્રપાત અને વધારે પ્રપાતનો વિચાર કરતાં ખેદ થાય છે. ૪.

प्रकल्पयन्नास्तिकतादिवाद–मेवं प्रमादं परिशीलयन्तः ।
मग्ना निगोदादिषु दोषदग्धा, दुरन्तदुःखानि हहा ! सहन्ते ॥५॥

અર્થ:—સદ્બોધ રહિત મિથ્યાદૃષ્ટિઓ ( हहा ) મહા ખેદની વાત છે કે ( नास्तिकतादिवादं ) નાસ્તિકાદિક કુવાદને ( प्रकल्पयन् ) રચતા, ( एवं ) એ પ્રકારે ( प्रमादं ) પ્રમાદને ( परिशीलयन्तः ) આચરતા ( निगोदादिषु ) સાધારણ શરીર વનસ્પતિ આદિ નિગોદાદિકને વિષે ( मग्नाः ) ડૂબી ગયેલા, ( दोषदग्धाः ) પૂર્વોક્ત દોષથી બળેલા ( दुरन्तदुःखानि ) જેનો અંત નહીં એવા દુઃખોને ( सहन्ते ) સહન કરે છે. ૫.

આવા પ્રાણીઓ પછી રાગ, દ્વેષ અથવા વિષમ વિકારના અવ્યવસ્થિત ધોરણો રજૂ કરે છે. જ્યાં નજર ન પહોંચે ત્યાં અજ્ઞાન અને અજ્ઞેયનું તત્ત્વ મૂકે છે અને અંધપરંપરા ચલાવે છે. કોઇ વાત સમજવી નહીં અને સહાનુભૂતિથી કોઇના વિચાર સાંભળવા નહીં, અભ્યાસ કે પરિશીલનને નિર્બળતા માનવી એ અલ્પ જ્ઞાનના પ્રચંડ આવિર્ભાવો છે. આવી રીતે અજ્ઞાનના ભોગ થઇ

પ્રાણીઓ કોઇ નિગોદમા, કોઇ નરકમાં અને કોઇ તિર્યંચમા રખડી પડે છે અને જે બુદ્ધિ, શક્તિ એને મદદગાર થવી જોઇએ તે ન થતાં તેના દુરૂપયોગથી અશુભ ગતિઓમા મુગે મોઢે અનેક દુઃખો ખમવા પડે છે ૫.

शृण्वन्ति ये नैव हितोपदेशं, न धर्मलेशं मनसा स्पृशन्ति।
रुजः कथंकारमथापनेया–स्तेषामुपायस्त्वयमेक एव ॥ ६ ॥

અર્થ—( ये ) જે મનુષ્યો ( हितोपदेशं ) હિત ઉપદેશને ( नैव शृण्वन्ति ) નથી સાભળતા, અને ( धर्मलेशं ) દાનાદિ ધર્મના લેશને ( मनसा ) મનવડે પણ ( न स्पृशन्ति ) શ્રદ્ધાએ કરીને અગી કાર નથી કરતા ( अथ ) એ પ્રમાણે સતે ( तेषां ) તેમના ( रुजः ) કર્મવિકારાદિ રોગો ( कथंकार ) ક્યા ઉપાયવડે ( अपनेयाः ) દૂર કરવા ? ( उपायस्तु ) તેનો ઉપાય તો—નિવૃત્તિનુ સાધન તો ( अयं ) આ ( एक एव ) એક જ છે ૬

કેટલાક પ્રાણીઓ હિતોપદેશ સાભળતા નથી વળી એને સદ્વર્તન, સદ્ગુણો અને ઉચ્ચ પ્રકારની શિક્ષા આપવામા આવે તો તે સાભળવાનો પણ એને ફુરસદ હોતી નથી તેમના ઉપર મોહરાજાનું પ્રબળ સામ્રાજ્ય દેખાય છે, એને રાગદ્વેષના વ્યાધિઓ એના તરફ ધસાતા દેખાય છે એવી રીતે પરવશ પડેલા પ્રાણીના હૃદયને આર્દ્ર કરે તેવી પરિસ્થિતિ તેના પર મહાદયાપણું વિસ્તારે છે આવા નીતિથી દૂર ભાગનારા અને ધર્મના વિચારથી વચિત રહેનારા પ્રાણીઓના સ સારવ્યાધિઓ કઇ રીતે મટાડવા ? ભાવિતાત્માને વિચાર થાય છે કે નીતિના સ્પષ્ટ ખ્યાલ વગરના, સાધ્ય વગરનાં જીવનમાં રસ લઇ રહેલા પ્રાણીઓનુ શું થશે ? અને એમના

પરિભ્રમણનો છેડો કઈ રીતે આવશે? એમ વિચારવું તે કરુણા ભાવના કહેવાય છે. ૬.

( अनुष्टुप्वृत्तम् )

परदुःखप्रतीकार-मेवं ध्यायन्ति ये हृदि ।
लभन्ते निर्विकारं ते, सुखमायतिसुन्दरम् ॥ ७ ॥

અર્થ:—( ये ) જેઓ. ( परदुःखप्रतीकारं ) પરના દુઃખોના નિવારણનું ( हृदि ) હૃદયમાં ( एवं ) એ પ્રકારે ( ध्यायन्ति ) ચિંતવન કરે છે, ( ते ) તેઓ–સજ્જનો ( निर्विकारं ) વિકાર રહિત એટલે નાશ ન પામે એવું અને ( आयतिसुन्दरं ) આગામીકાળે કલ્યાણને વહન કરનારું ( सुखं ) પરમાનંદ સુખ ( लभन्ते ) પામે છે. ૭.

સુખ એટલે પરમાનંદ.. આનદ અહીં યૌગિક સમજવો. નિર્વિકાર આનંદમાં કોઈ પ્રકારનો ફેરફાર થતો નથી. ટૂંકામા કહીએ તો તે આનંદ સ્થિર અને સ્થાયી છે. વ્યવહારિક આનંદ ક્ષણિક છે, ઔપચારિક છે અને પરાધીન છે. તે અને આ આનંદમાં ઘણો તફાવત છે. ભૂતદયા ચિંતવનાર, સંસારને સાચા સ્વરૂપે નિહાળનાર અને દુઃખમાં મગ્ન થયેલી પ્રાણીરાશિને બહાર કાઢવાના ઉપાયો વિચારનાર વિશાળ હૃદયવાળા મહાનુભાવોને આ સર્વ શક્ય છે. આવી રીતે પ્રાણીઓ પારકાના દુઃખોનો વિચાર કરે અને તેને દૂર કરવાના ઉપાયો વિચારે. એ પોતે એવા સહાનુભૂતિ અને ભૂતદયાના વિચારોને પરિણામે મનઃપ્રસાદ પામે છે અને એ મનઃપ્રસાદ માનસિક સુખ છે. ૭.



## કરુણા ભાવના : ગેયાષ્ટક

( આજ તો ગવાતા અમે સમવસરણમાં—એ દેશી )

( આજ તો વધાઇ રાજા, નાભી કે દરબાર રે,
મરુદેવીએ બેટો જાયો, ઋષભકુમાર રે આજ૦—એ દેશી )

सुजना! भजत मुदा भगवन्तं, सुजना भजत मुदा भगवन्तम्।
शरणागतजनमिह निष्कारण-करुणावन्तमवन्तं रे ॥सुजना० १॥

અર્થ —( सुजना! ) હે સજ્જનો ( इह ) આ સર્વ જીવ શરીરને વિષે ( निष्कारणकरुणावन्तं ) કોઇપણ જાતની અપેક્ષા વિના કરુણાવાળા અને ( शरणागतजनं ) શરણે આવેલા પ્રાણીને દુર્ગતિના દુ:ખથી ( अवन्तं ) રક્ષણ કરનારા ( भगवन्तं ) ભગવાનને ( मुदा ) આનંદ સહિત ભક્તિવડે ( भजत ) તમે સેવો. ૧

તમને સંસારમાં કરુણા ઉત્પન્ન કરે તેવા પ્રસંગો દેખાતા હોય તો જ્યાં ઉપાયની જરૂરીઆત લાગે ત્યાં ભગવતના માર્ગે ચાલી તેમનુ ભજન કરો, કરાવો, દુ:ખથી પીડાતાને ઉપદેશોવડે રક્ષણ કરનાર નિષ્કારણ દયાસાગરનુ શરણ સ્વીકારો. એ ભગવાન શરણ કરનારને આશ્રય આપનાર છે અને કાંઇપણ અપેક્ષા કે આશા વગર કરુણારસના ભંડાર છે, અન્યને તેનો લાભ આપનારા છે એમની ભાવના પૂર્વભવમા જ્યારે સર્વ પ્રાણીને કર્મ બંધનથી મુક્ત કરવા ની થાય, એમના આત્મદર્શનમા સર્વ જંતુનુ હિત આવે ત્યારે તે મહાત્મા તીર્થંકરનામકર્મ બાંધે છે એ વિશાળતા તેમના મનમા સતત ચાલુ રહે છે એ ભગવાન ઉપર વર્ણવેલા સર્વ દુ:ખોમાથી રક્ષણ કરનાર છે તેમનો ઉપદેશ જ એવા પ્રકારનો હોય છે કે તેઓ સર્વ દુ:ખોમાથી છૂટવાનો રસ્તો બતાવે અને પ્રાણીઓનો વિકાસ કરે. ૧.

क्षणमुपधाय मनः स्थिरतायां, पिबत जिनागमसारम् ।
कापथघटनाविकृतविचारं, त्यजत कृतान्तमसारं रे ॥ सु०॥२॥

અર્થ:—( क्षणं ) એક ક્ષણુવાર ( मनः ) મનને (स्थिरतायां) એકાગ્રતાને વિષે ( उपधाय ) સ્થાપીને ( जिनागमसारं ) જિન સિદ્ધાંતના સારને ( पिबत ) સમ્યક્ પ્રકારે આસ્વાદન કરો. ( कापथघटनाविकृतविचारं ) મોક્ષમાર્ગને વિઘ્નકારી કુમાર્ગની રચનાએ કરીને વિપરીત વિચારવાળા ( असारं ) પરમાર્થવર્જિત અત્યંત અસાર એવા ( कृतान्तं ) કુશાસ્ત્રનો ( त्यजत ) ત્યાગ કરો. ૨.

ભાઇ ! અમને તારી સ્થિતિ જોતાં બહુ ખેદ થાય છે. તું આમ સાધ્યના ધોરણ વગર રખડ્યા કરે છે તેને બદલે જરા થોડો વખત તારા મનને સ્થિર કર. જરા એને જ્યાં ત્યા ભટકતું અટકાવ. તને જે દુઃખો દેખાય છે અથવા થાય છે તે સર્વ મનની અસ્થિરતાને કારણે છે. મનની સ્થિરતા થશે એટલે ખાવાપીવાની અભિલાષાથી માંડીને ઇંદ્રિયાર્થોની અભિલાષાઓ સુધીના થતા દુઃખોનુ નિવારણ થઇ જશે અને સ્પર્ધા, ક્રોધ, લોભ, યુદ્ધ વિગેરે પ્રસંગોનું રહસ્ય સમજાઇ જશે. આવી ચિત્તની સ્થિરતા લાંબો વખત છે તો ઘણું ઘણું અનુભવાય અને નહી જણાયેલા સત્યો સાંપડશે. પણ એમ લાંબો વખત ન બને તો થોડી થોડી વાર ચિત્તની સ્થિરતાનો અનુભવ કરી જુઓ. જ્યારે એવી સ્થિરતા કરો ત્યારે જિનાગમના ચક્ષુએ વિચાર કરજો કરુણાના પ્રસંગો જોવા માટે તદ્યોગ્ય ચક્ષુની જરૂર છે. ૨.

परिहरणीयो गुरुरविवेकी, भ्रमयति यो मतिमन्दम् ।
सुगुरुवचः सकृदपि परिपीतं, प्रथयति परमानन्दं रे ॥सु०॥३॥

અર્થ —( यः ) જે કુગુરુ ( मतिमन्द ) મંદ બુદ્ધિવાળા પ્રાણીને ( भ्रमयति ) સંસારચક્રમાં ભમાડે છે તે ( मविवेकी ) સ્વપર હિતાહિતને નહીં જાણનાર ( गुरुः ) ગુરુ ( परिहरणीयः ) ત્યાગ કરવા લાયક છે—તેના મુખથી ધર્મશાસ્ત્ર સાંભળવું નહીં. ( सुगुरुवचः ) સદ્ગુરુનો ઉપદેશ ( सकृदपि ) એક વાર પણ ( परिपीत ) પીધો હોય—સાંભળ્યો હોય ( परमानन्दं ) મોક્ષસુખને (प्रथयति) વિસ્તારે છે—સંસારથી તારે છે ૩.

ગુરુની પસંદગીમાં ડહાપણ રાખવાની જરૂર છે દરેક બાબત ગ્રંથોમાં લખેલી હોતી નથી. તે સાંપ્રદાયિક જ્ઞાની ગુરુ વિના બીજી શક્ય નથી, વસ્તુ ધ્યાનયોગ અને મનોવિકારને વશ કરનાર ગુરુ મળી જાય તો માણસને નિર્ભય કરી દે છે તેથી ખૂબ વિચક્ષણતા વાપરી ગુરુની પસંદગી કરવી જોઈએ. આવા સદ્ગુરુ પાસેથી એક વચન પણ બરાબર લક્ષપૂર્વક સાંભળ્યું હોય તો તે પરમાનંદ પાસે લાવે છે એવા મહાપુરુષના પ્રત્યેક વચનમાં ઉલ્લાસ ભરેલો હોય છે એને સાંભળવાથી કાન પવિત્ર થાય છે અને વિચારવાથી મનમાં આનંદ થાય છે ૩

कुमततमोभरमीलितनयन, किमु पृच्छत पन्थानम् ।
दधिबुद्धया नर ! जलमन्थन्यां, किमु निदधत मन्थान रे ॥सु०

અર્થ —( कुमततमोभरमीलितनयम ) મિથ્યાત્વરૂપી અંધકારના સમૂહથી મીંચાયા છે નેત્ર જેના એવા કુગુરુને (पन्थाम) મોક્ષમાર્ગ ( किमु ) કેમ ( पृच्छत ) પૂછો છો ? ( नर ) હે મનુષ્ય ! (जलमन्थन्यां) પાણીની ભરેલી ગોળીમાં (दधिबुद्धया) દહીંની બુદ્ધિથી ( मन्थानं ) રવૈયાને ( किमु ) શા માટે (निदधत) નાખો છો ? ફેરવો છો ? ૪

તમે માર્ગ સંબંધી પ્રશ્ન કોને પૂછો છો ? સંસારમાં આસક્ત, સ્ત્રી-ધનની મૂર્છામાં પડેલા, આડંબરમાં મહિમા માનનારા અને પૂર્વપુરુષોની પુંજી ઉપર વ્યાપાર કરનારા એવા મનુષ્યોને માર્ગ પૂછવાથી તે પોતે જ અજ્ઞાની શું કહી શકે ? ટૂંકામાં વાત એ છે કે તમારે ઉપાધિઓનો પ્રતિકાર કરવો હોય તો પાણી વલોવવું છોડી દ્યો અને દૂધનું મંથન કરો. અહીં પાણી એ ઉપાધિ છે અને દહીં એ ઉપાધિ રહિત છે, માટે મનપ્રસાદનું આ અનિવાર્ય પરિણામ પ્રયાસવડે સાધવા યોગ્ય છે. ૪.

अनिरुद्धं मन एव जनानां, जनयति विविधातंकम् ।
सपदि सुखानि तदेव विधत्ते, आत्मारामममशंकं रे ॥ सु०॥५॥

અર્થઃ—( जनानां ) પ્રાણીઓનું ( अनिरुद्धं ) નહીં રૂંધેલું ( मन एव ) મન જ ( विविधातंकम् ) વિવિધ પ્રકારની રોગ સંતાપની પીડાને ( जनयति ) ઉત્પન્ન કરે છે ( तदेव ) તે જ મન ( आत्मारामं ) આત્મસ્વરૂપમાં રમણ કરતું સતું અને ( अशंकं ) સંદેહ રહિત સતું ( सपदि ) શીઘ્ર ( सुखानि ) સર્વ સુખને ( विधत्ते ) કરે છે–આપે છે. ૫

પ્રાણીને સુખ, દુઃખ, ચિંતા, સંતાપ વિગેરે થાય છે તે સર્વ મનનું કારણ છે. ખાસ કરીને પૂર્વ વાસનાને લઇને મનનો સ્વભાવ ઈંદ્રિયવિષયોમાં વલખા મારવાનો હોય છે અને એ વિષયભોગ ન મળે એટલે મન મુંઝાય છે. એ જ મન આત્મારામમાં રમણ કરતું હોય તો અકલ્પ્ય સુખને પામે છે, બહુ સાદી સીધી સમજાય તેવી વાત છે, પણ પ્રવૃત્તિ વખતે એટલી સહેલી નથી. પ્રાણીને સુખદુઃખ લાગે છે, સંતાપ–ચિંતા થાય છે એ સર્વ મનનું કારણ છે. મનમાં એક વાતને ખોટી માની લીધી એટલે વિચારપરંપરાનો અવકાશ પ્રાપ્ત થાય છે, માટે મનને વશ કરવું. ૫.

परिहरताश्रवविकथागौरवमदनमनादिवयस्यम् ।
क्रियतां सांवरसाप्तपदीनं, ध्रुवमिदमेव रहस्यं रे ॥सु० ॥ ६ ॥

અર્થ —( મનાદિવયસ્ય ) અનાદિ કાળના મિત્ર એટલે સાથે રહેલા ( માશ્રવવિકથાગૌરવમદન ) પ્રાણાતિપાતાદિ આશ્રવ, રાજકથા, દેશકથા, સ્ત્રીકથા અને ભક્તકથારૂપ વિકથા, ઋદ્ધિગારવ, રસગારવ અને સાતાગારવરૂપ ત્રણ ગૌરવ તથા મદન-કામદેવ એ સર્વને ( પરિહરત ) તમે ત્યાગ કરો. અને ( સાંવરસાપ્તપદીન ) મન, ઇંદ્રિય, કષાય અને યોગના સંવર એટલે નિરોધરૂપ મિત્રને ( ક્રિયતાં ) કરો ( ધ્રુવ ) નિશ્ચે ( ઇદમેવ ) આજ ( રહસ્યં ) ધર્મનું, જન્મનું અને શાસ્ત્રનું રહસ્ય-સારભૂત છે ૬

આ આશ્રવાદિક ચારેને તમે તજી દો અને સંવર ભાવનાના પરિચયમાં વર્ણવેલા સમિતિ, ગુપ્તિ, પરિષહ, ધર્મો, ભાવનાઓ અને ચારિત્રોની સાથે મિત્રતા કરો. આ જીવને અનાદિ કાળનો આશ્રવ સાથે સંબંધ છે તેને દૂર કરી સંવરની સાથે સંબંધ કરવો એ જ સન્માર્ગ છે. આ આશ્રવોને ત્યાગવાની અને સંવરને આદરવાની વાત જણાવવાનો ખાસ હેતુ છે આ પ્રાણી સંસારમાં એટલે ઊંડો ઉતરી ગયો છે કે એની વાસના ખૂબ ઊંડી ઉતરી ગયેલ હોવાને કારણે તેને આશ્રવો ખૂબ ગમે છે કેટલી મુશ્કેલીથી સંવર સાથે સંબંધ થાય છે ૬

संभ्रम इह किं भवकान्तारे, गदनिकुरंबमपारम् ।
अनुसरताहितजगदुपकारं, जिनपतिमगदंकारं रे ॥सु० ॥ ७ ॥

અર્થ:—( ઇહ ) આ દેખાતા અનેક દુઃખપૂર્ણ ( ભવ કાન્તારે ) સંસારરૂપ અટવીને વિષે ( અપારં ) અનંત ( ગદ

निकुरंबं ) વ્યાધિના સમૂહ ( किं ) કેમ ( सहाते ) સહન કરે છે ? ( आहितजगदुपकारं ) ધારણ કર્યો છે જગતના દ્રવ્યભાવ રોગના હરણ કરવારૂપ ઉપકાર જેણે એવા (जिनपतिं) જિનેશ્વરરૂપ ( अगदंकारं ) વૈદ્યને (अनुसरत) અનુસરો–તેના આશ્રય કરો. ૭.

હે ભાઈ! માત્ર ચિંતા કરવાથી કાંઇ વળવાનું નથી. વ્યાધિને પારખી શકે એવા ચતુર વૈદ્યને શોધો. તેવા સાચા વૈદ્ય એક તીર્થંકર જ છે, કેમકે તે ઉપર ઉપરની દવા કરનારા નથી પણ મૂળમાંથી વ્યાધિના નાશ કરનારા છે. તે તારા આ કરુણ પ્રસંગોનું નિદાન બરાબર કરે અને તને ઉપાય બતાવે એટલે તારા વ્યાધિઓ હંમેશને માટે ચાલ્યા જશે. સદા નીરોગી બનીશ. નિદાન જેને આવડે તે ચિકિત્સા તો તુરત કરી શકે છે. એવા તો એક તીર્થંકર જ છે. ૭

शृणुतैकं विनयोदितवचनं, नियतायतिहितरचनम् ।
रचयत सुकृतसुखशतसन्धानं, शान्तसुधारसपानं रे ॥सु०॥८॥

અર્થ:—હે ભવ્ય જીવો! ( नियतायतिहितरचनं ) નિશ્ચે-અવશ્ય આગામી કાળે આત્માના કલ્યાણને નિષ્પાદન કરનાર ( एकं ) એક જ ( विनयोदितवचनं ) શ્રી વિનયવિજય ઉપાધ્યાયજી મહારાજે કહેલા વચનને ( शृणुत ) તમે સાંભળો. ( सुकृतसुखशतसन्धानं ) પુણ્યને અને મનુષ્ય, દેવ અને મોક્ષના સેંકડો સુખને આત્માને વિષે જોડનાર ( शान्तसुधारसपानं ) શાંત સુધારસના પાનને ( रचयत ) તમે કરો. ૮.

અંતરની વેદનાથી આ આખી ભાવના લખાઇ છે અને તેને છેડે આકરા દુઃખમય રોગોના નિવારણનો માર્ગ બતાવ્યો છે. કરુણા ભાવના કરતાં આવી રીતે આનંદ લાવી શકાય. ભગ-

વાનનુ ભજન આનંદથી થાય અને કરુણામય હૃદય થઇ જાય. દુખની વિચારણામાં પણ લહેર આવે તેવી આ વિશાળ શક્તિ વાળી ભાવના છે ૮

। इति पंचदशः करुणाभावना प्रकाशः ।



## । षोडश प्रकाशः ।

પંદરમો પ્રકાશ કહ્યો. હવે સોળમાનો સબંધ કહે છે—પંદરમામાં કરુણા ભાવના કહી. કરુણાવાન પુરુષ સર્વત્ર સદૃશ પરિણામવાળો હોય છે તે રાગાદિકના પક્ષપાત રહિત હોવાથી અને યથાર્થ તત્વને ગ્રહણ કરનાર હોવાથી મધ્યસ્થ હોય છે આ સબંધથી આવેલી માધ્યસ્થ્ય ભાવના કહે છે

### । माध्यस्थ्य भावना ।

( पद्यानि शालिनीवृत्तानि )

भ्रान्ता यस्मिन् विभ्रमं संश्रयन्ते, रुग्णाः प्रीतिं यत् समासाद्य सद्यः
रुम्य रागद्वेषविद्वेषिरोधा–दौदासीन्यं सर्वदा तत् प्रियं नः ॥१॥

અર્થઃ—( भ्रान्ताः ) રાગ, દ્વેષ અને મોહાદિકથી યાકી ગયેલા જનો ( यस्मिन् ) જે માધ્યસ્થ્ય ભાવનાને વિષે ( विभ्रम ) ખેદના–થાકના અભાવને ( संश्रयन्ते ) પ્રાપ્ત કરે છે, તથા ( रुग्णाः ) રોગવડે પીડા પામેલા જનો ( यत् ) જે માધ્યસ્થ્ય ભાવને ( समासाद्य ) પામીને ( सद्यः ) તત્કાળ ( प्रीतिं ) પ્રેમરસનુ આસ્વાદન કરે છે, ( तत् ) તે ( रागद्वेषविद्वेषिरोधात् ) રાગદ્વેષરૂપી શત્રુનો રોધ કરવાથી–દૂર કરવાથી ( रुम्यं )

પામવા લાયક ( **औदासीन्यं** ) રાગદ્વેષના પક્ષપાત રહિત એવું માધ્યસ્થ્ય ( **सर्वदा** ) નિરંતર ( **नः** ) અમને ( **प्रियं** ) ઈષ્ટ છે-વહાલું છે. ૧.

મનમાં રાગદ્વેષની છાયાના પ્રસંગો આવે ત્યારે ચેતીને ઊભા રહેવાનું છે. આપણી વિશ્વદયાને અંગે આપણે ઉપદેશ, સલાહ કે સૂચના કોઇ પ્રાણીને કરીએ તેને અનુસરવા તે બંધાયેલ નથી. કદાચ આપણી દૃષ્ટિમાં પણ સ્ખલના હોઇ શકે અથવા તે તમારી સલાહ ન માને તો પણ તમારે સમભાવ જ રાખવો યોગ્ય છે. જો તમે તેના ઉપર ક્રોધ કરો તો તમારો ઉપર જણાવેલો આદર્શ કયા રહ્યો ? પછી તો તમે પણ નીચે ઊતરી જાઓ. તેની બાજુમાં બેસી જાઓ, આવે પ્રસંગે મન પર સંયમ રાખવો એ જ કર્તવ્ય છે. વિચારવું કે પ્રાણી કર્મવશ છે. કર્મનો નચાવ્યો નાચનાર છે. એના ઉપર ક્રોધ કરવો, તેની સામે થવાનો પ્રયાસ કરવો તે તમારા જેવાને ન ઘટે. એવે પ્રસંગે તમારે ઉપેક્ષા કરવી. ૧.

**लोके लोका भिन्नभिन्नस्वरूपा, भिन्नैर्भिन्नैः कर्मभिर्मर्मभिद्भिः ।**
**रम्यारम्यैश्चेष्टितैः कस्य कस्य, तद्विद्वद्भिः स्तूयते रुष्यते वा ॥२॥**

અર્થ—( **लोके** ) લોકને વિષે-ત્રણ ભુવનને વિષે ( **लोकाः** ) પ્રાણીઓ ( **मर्मभिद्भिः** ) મર્મસ્થાનને ભેદનારા-વિનાશ કરનારા ( **भिन्नैः भिन्नैः** ) જુદા જુદા ( **कर्मभिः** ) જ્ઞાનાવરણીયાદિક શુભાશુભ કર્મોવડે ( **भिन्नभिन्नस्वरूपाः** ) જુદા જુદા સ્વરૂપવાળા હોય છે ( **तत्** ) તેથી કરીને ( **रम्यारम्यैः** ) દાનાદિ સુંદર અને વધાદિ અસુંદર ( **चेष्टितैः** ) પ્રવૃત્તિએ કરીને ( **विद्वद्भिः** ) કર્મના સ્વરૂપને જાણનારાઓએ ( **कस्य कस्य** ) કોની કોની

( स्तूयते ) પ્રશંસા કરાય ( वा ) અથવા કોના ઉપર ( रुष्यते ) કોપ-નિંદાદિક કરાય ? ૨

અર્થાત્ પોતાના ઇષ્ટ સાધનના વ્યાઘાતનું કારણ બન્ને સ્તુતિ-નિંદા જાણીને કોઇની સ્તુતિ કે નિંદા કરવી નહીં. આવો માણસ માધ્યસ્થ્ય ભાવનાવાળો કહેવાય છે, કેમકે તે રાગદ્વેષને પોતાના ઇષ્ટ સાધનમાં વ્યાઘાત કરનાર સમજે છે એવી પારકી પંચાત કરવાની એને ફુરસદ હોતી નથી તેથી તે ઉદાસીન રહે છે આમાં પ્રશંસા કે નિંદા કોની કરવી ? આ વખતે વિચારણાને પરિણામે જે મનની સ્થિતિ થાય તેનું નામ ઉદાસીનતા. તે પ્રાણી દારૂડીયાને ગટરમાં પડતો જોઇ નિંદા ન કરે અને સારી આકૃ-તિવાળા ગૃહસ્થને જોઇ પ્રશંસા ન કરે એ બધાં કર્મના પરિણામ જાણે, અનુભવે છે ૨.

मिथ्या शंसन् वीरतीर्थेश्वरेण,
रोद्धुं शेके न स्वशिष्यो जमालिः ।
अन्यः को वा रोत्स्यते केन पापात्,
तस्मादौदासीन्यमेवात्मनीनम् ॥ ३ ॥

અર્થ — ( वीरतीर्थेश्वरेण ) શ્રીવર્ધમાન તીર્થપતિ ( मिथ्या ) અસત્ય ( शंसन् ) પ્રરૂપણા કરતા ( स्वशिष्यः ) પોતાના હસ્ત દીક્ષિત શિષ્ય ( जमालिः ) જમાલિને ( रोद्धुं ) નિવારણ કરવાને ( न शेके ) શક્તિમાન ન થયા, તો પછી ( अन्यः ) સામાન્ય જાણનાર ( को वा ) કોણ ( केन ) કોનાવડે ( पापात् ) કદાગ્રહ-રૂપી પાપરાશિથકી ( रोत्स्यते ) નિષેધ કરાશે ? ( तस्मात् ) તેથી કરીને ( औदासीन्यमेव ) માધ્યસ્થ્ય જ ( आत्मनीनं ) આત્માને હિતકારક છે ૩

કેટલાક ધર્મના સિદ્ધાંતનો અવળો અર્થ કરે છે અને કેટલાક અનેક પ્રકારે ધર્મ સાથે ચેડાં કાઢે છે, પણ આપણું ગજું શું? બનતો પ્રયાસ કરતા છતાં ન સમજે તો તેમાં રાગ દ્વેષ કર્યા વિના મધ્યસ્થપણે રહેવું. જે કાર્ય ભગવાન પોતે ન કરી શક્યા તે તું કેમ કરી શકે? મતલબ કે એવા ધર્મને મલિન કરનાર તરફ પણ માધ્યસ્થ્ય ભાવ રાખવો. એ એના કર્મને વશ છે અને એવી ખોટી પ્રરૂપણા કરનાર પોતાના કર્મફળ ભોગવશે એમ વિચારી મન સ્થિર રાખવું ૩

अर्हन्तोऽपि प्राज्यशक्तिस्पृशः किं,
धर्मोद्योगं कारयेयुः प्रसह्य ।
दद्युः शुद्धं किन्तु धर्मोपदेशं,
यत्कुर्वाणा दुस्तरं निस्तरन्ति ॥ ४ ॥

અર્થઃ—( प्राज्यशक्तिस्पृशः ) મહા શક્તિ સહિત ( अर्हन्तोऽपि ) ત્રણ જગતનો વિજય કરવામાં સમર્થ એવા જિનેશ્વરો પણ ( किं ) શું ( प्रसह्य ) બળાત્કારે ( धर्मोद्योगं ) ધર્મના ઉદ્યમને (कारयेयुः) કરાવી શકે—ધર્મમાં પ્રવર્તાવી શકે? ન જ કરાવી શકે. ( किंतु ) પરંતુ ( शुद्धं ) યથાર્થ સ્વરૂપવાળા ( धर्मोपदेशं ) ધર્મોપદેશને ( दद्युः ) આપી શકે. ( यत्कुर्वाणाः ) જે ઉપદેશેલા ધર્મને કરતા ભવ્યજનો ( दुस्तरं ) દુઃખે તરી શકાય એવા ભવ-સમુદ્રને ( निस्तरन्ति ) તરી જાય છે—પાર પામે છે. ૪.

મારી પીટીને, દબાણ કરવાથી, ફોસલાવવાથી કે બળજોરીથી કરાવેલ ધર્મ લાભકારક થતો નથી. પ્રચારકે પોતાનું કાર્ય જરૂર કરવુ. પણ સાંભળનાર તેની વાત ન સ્વીકારે તો તેથી ગુસ્સે થવું નહીં પોતાની વૃત્તિમાં ફેરફાર થવા દેવો નહીં. તીર્થંકરની

ભાષા સર્વ સમજી શકે તેવી સરલ હોય છે, અત્યંત મધુર હોય છે, અમિય કઠિન હોય છે, પ્રત્યેક પ્રાણી એમ સમજે કે એને પોતાને ઉદ્દેશીને જ ભગવાન ઉપદેશ આપે છે આવી દેશના સાંભળીને અનેક ભવ્ય પ્રાણીઓ સંસારસમુદ્રને તરે છે ૪

तस्मादौदासीन्यपीयूषसारं,
वारंवार हन्त सन्तो ! लिहन्तु ।
आनन्दानामुत्तरङ्गत्तरङ्गै—
र्जीवद्भिर्यद्भुज्यते मुक्तिसौख्यम् ॥ ५ ॥

અર્થ —( तस्मात् ) તથી કરીને ( हन्त ) હે ( सन्तः ! ) સજ્જનો ! (औदासीन्यपीयूषसारं) માધ્યસ્થ્યરૂપ અમૃતના સારને ( वारंवारं ) ફરીફરીને ( लिहन्तु ) આસ્વાદન કરો. ( यत् ) જે આસ્વાદન કરવાથકી ( जीवद्भिः ) પ્રાણીઓએ ( आनन्दानां ) આનંદના ( उत्तरङ्गत्तरङ्गैः ) અધિક અધિક ઉલ્લાસના લહેરોવડે ( मुक्तिसौख्यं ) મોક્ષસુખ ( भुज्यते ) પ્રાપ્ત કરાય છે ૫.

જે ખરા સંત પુરુષ હોય, જેને સંસાર મિથ્યા ભાસ્યો હોય, જેને આ સંસારમાંથી છૂટવાની તીવ્ર ઇચ્છા થતી હોય, જેને બંધન એ ખરું કેદખાનું સમજાયું હોય, જેને સાંસારિક ભાવમાં પ્રવૃત્તિ એ નાટકના ખેલ લાગ્યા હોય, જેણે આત્મારામનો કાંઈક અનુભવ કર્યો હોય અને જેની અંતરદૃષ્ટિ ખીલી હોય તે સંત પુરુષ ઉદાસીન ભાવરૂપ અમૃતને પીએ છે અમૃતમાં પણ ખાસ 'તરુ જેવા સૂત્રનો ભાવ, એનો સાર-એનો ઉત્તમોત્તમ વિભાગ ઉદાસીન ભાવ છે તેનો આસ્વાદ કરવાથી તેના આનંદતરંગમાં પડેલા પ્રાણી અંતે મુક્તિસુખને મેળવે છે જેમ સમુદ્ર મથન

કરી દેવોએ અમૃત શોધ્યું તેમ શાસ્ત્રરૂપ સમુદ્રનું મથન કરી આ ભાવનાઓ શોધી કાઢી છે. એનો અનુભવ એવો આહ્લાદક છે કે એના સુખઉલ્લાસની લહેરમાં પડેલા પ્રાણીઓ મુક્તિ સુખને પામે છે. ૫.



## માધ્યસ્થ્ય ભાવના :: ગેયાષ્ટક

( આજ ગયા તા અમે સમવસરણમા, વાણી અમીરસ પીવા રે;
પિના રે પિતા હું તો પૂરણ પ્યાગો, અનુભવ પ્યાલો મુજને લાધ્યો રે.
આદર જીવ ક્ષમાગુણ આદર—એ દેશી )

अनुभव विनय ! सदा सुखमनुभव औदासीन्यमुदारं रे ।
कुशलसमागममागमसारं, कामितफलमन्दारं रे ॥अनु०॥१॥

અર્થ:—( विनय !) હે ગુણને અનુસરનારા ચેતન ! ( उदारं ) સર્વ ગુણથકી પ્રધાન ( औदासीन्यं ) મધ્યસ્થ સ્વભાવે ઉત્પન્ન થયેલા ( सुखं ) આનંદ સ્વભાવને ( सदा ) સર્વ કાળ ( अनुभव ) અનુભવ કર. કેમકે તે ( कुशलसमागमं ) કલ્યાણ સહિત મોક્ષ-સુખનો સમાગમ કરનાર ( आगमसारं ) સિદ્ધાંતના સારભૂત અને ( कामितफलमन्दारं ) વાંછિત ફળ આપવામાં કલ્પવૃક્ષ સમાન છે, તેથી ઔદાસીન્યના સુખનો તું ( अनुभव ) અનુભવ કર. ૧.

એ ઉદાસીનતા ઇષ્ટ ફળ આપનાર કલ્પવૃક્ષ છે. એ વૃક્ષ પાસે જઇને જે જોઇએ તે માગો તે મળે તેમ છે એ જ રીતે માધ્યસ્થ્ય વૃત્તિ એક વખત પ્રાપ્ત થાય તો પછી ગુણવિકાસને અંગે જે માગો તે મળે તેમ છે, તેથી તેનો જ આદર કરવો. આ ત્રણે વિશેષણો યુક્ત ઔદાસીન્ય ભાવ જે ખરેખર પ્રધાન સુખ છે,

અપરિમિત આનંદમય છે અંતર વૃત્તિનો શાંત પ્રવાહ છે, તેનો તું ખરા અનુભવ કર. એનાથી અંતરપ્રદેશને રંગી લ્યો અને ચિત્તનો પ્રવાહ એ માર્ગે વહેવા દો. ૧

परिहर परचिन्तापरिवारं, चिन्तय निजमविकारं रे ।
वदति कोऽपि चिनोति करीरं, चिनुतेऽन्यः सहकारं रे ॥अनु०२॥

અર્થ — હે ચેતન! ( परचिन्तापरिवारं ) પરપુદ્ગલાદિક વિચારસમૂહને ( परिहर ) તું ત્યાગ કર, ( अविकारं ) વિકાર રહિત ( निज ) આત્મસ્વરૂપને ( चिन्तय ) ચિંતવન કર, ( कोऽपि ) કોઈ અજ્ઞાની પ્રાણી ( वदति ) એમ બોલે છે કે મારે આને વિષે પક્ષપાત નથી, પણ પક્ષપાત મૂક્યો નથી, તે ( करीरं ) પાપરાશિરૂપ કેરડાને ( चिनोति ) ઉપાર્જન કરે છે, અને ( अन्यः ) બીજો ( सहकारं ) પુણ્યરૂપ આંબાને ( चिनुते ) ઉત્પન્ન કરે છે તે માટે તને જે ગમે તે કર. ૨

તું પરચિંતા છોડી દે. તું તારી સંતતિની અથવા સગાસ્નેહીની ચિંતા કરે છે તેમના અનેક પ્રસંગો, તેમની તંદુરસ્તી વિગેરે અનેક બાબતોની તું એટલી ચિંતા કરે છે કે એને પરિણામે તને તારા પોતાનો વિચાર કરવાનો સમય જ મળતો નથી. તું આપ પોતાના અવિકારી તત્ત્વને વિચાર. તું પોતે જ અસલ સ્વરૂપે તદ્દન વિકાર રહિત ચિદાનંદમય-જ્યોતિર્મય-નિરંજન નિરાકાર-અનંત જ્ઞાનાદિમય છે તેને તું ચિંતવ. ૨

योऽपि न सहते हितमुपदेशं, तदुपरि मा कुरु कोपं रे ।
निष्फलया किं परजनतप्त्या, कुरुषे निजसुखलोपं रे ॥अनु०३॥

३ २ १ ५ ४
रमय हृदा हृदयंगमसमतां, संवृणु मायाजालं रे ।
७ ८ ६
वृथा वहसि पुद्गलपरवशतामायुः परिमितकालं रे ॥अनु० ६॥

અર્થ:—રે ચેતન ! ( हृदयंगमसमतां ) મનોહર સમતા એટલે સર્વત્ર તુલ્ય પરિણામતાને ( हृदा ) હૃદયની સાથે (रमय) ક્રીડા કરાવ, ( मायाजालं ) છળ વૃત્તિ યુક્ત કપટની જાળને ( संवृणु ) રોકી દે, ( पुद्गलपरवशतां ) શરીરાદિક પુદ્‌ગળ પરવશતાને–તેને આધીન વર્તનારને ( वृथा ) ફોગટ ( वहसि ) વહન કરે છે, કેમકે ( आयुः ) તારું આયુષ્ય ( परिमितकालं ) મર્યાદાવાળું જ છે, તેથી પરવશપણે સ્વાર્થ સંપાદન કરવાને શક્તિમાન નથી, માટે ઉદાસીનતા ગુણનો જ અનુભવ કર ૬.

તું માયાના જાળાંઓને ખલાસ કર. મનમાં કાંઈ હોય અને બહાર કાંઈ બોલવું, વર્તન, વચન અને વિચારણામાં વિરોધ રાખવો અને અનેક પ્રકારના ગોટા વાળવા એ વૃત્તિનો તું ત્યાગ કર. જે પ્રાણીને ઉદાસીન ભાવ કેળવવો હોય તેને દંભ હોય નહીં, તું જડ ભાવો પર ખોટો આધાર રાખે છે. પુદ્‌ગળ તારા નથી, તું પુદ્‌ગળનો નથી તેને વશ પડવાથી તુ ઉદાસીન રહી શકતો નથી. પરજન સંબંધ–તેને વશવર્તિત્વ જેટલું ભયંકર છે તેટલું જ પરવસ્તુના સંબંધમાં પણ ભયંકરત્વ છે, માટે ઉદાસીનતા રાખ. ૬.

६ ५ ७ ४ २ १
अनुपमतीर्थमिदं स्मर चेतनमन्तःस्थिरमभिरामं रे ।
९ ८ ३ १२ ११ १०
चिरं जीव ! विशदपरिणामं, लभसे सुखमविरामं रे ॥अनु०॥७॥

અર્થ:—( अभिरामं ) અતિ રમણીય, ( अन्तःस्थिरं ) અંતરમાં રહેલ, ( विशदपरिणामं ) શુદ્ધ પરિણામમય ( चेतनं )

ચેતનરૂપ ( हूं ) આ ( मनुपमतीर्थ ) ઉપમા ન આપી શકાય એવા તીર્થને ( तुं ) ( स्मर ) તુ સ્મરણ કર. તેથી ( जीव ! ) હે જીવ ! (चिर) ઘણા કાળ સુધી ( मविराम ) નિરતર ( सुखं ) આનદને ( लमसे ) તુ પામીશ ૭

આવા ઔદાસીન્ય અથવા માધ્યસ્થ્ય તીર્થનુ તુ સ્મરણ કર, તેને તુ યાદ કર, તનો તુ પાઠ કર. એ નામમા પણ એટલી પવિત્રતા છે કે એ નામ લેવાથી પણ તને એક જાતની શાંતિ આવી જશે. નિરતરનુ શાશ્વત સુખ પ્રાપ્ત કરાવી આપે એવુ આ અનુપમ તીર્થ છે ચેતન પોતે તીર્થ છે, અનુપમ છે, અનુત્થિત છે, વિશદ પરિણામવાન છે એ પણ સત્તાએ પરમાત્મા હોવાથી અને સર્વ પ્રયત્ન એને માટે જ હોવાથી એનુ સ્મરણ કરી તદ્દ્વારા અવિનાશ સુખ તારે પ્રાપ્ત કરવાનુ છે એ સર્વ વાત બરાબર લક્ષમાં આવે છે, માટે તે તીર્થને યાદ કર. ૭

परमब्रह्मपरिणामनिदान, स्फुटकेवलविज्ञान रे ।
विरचय विनय ! विवेचितज्ञानं, शान्तसुधारसपानं रेऽनु० ८।

અર્થ —( विनय ! ) હે વિનીત આત્મા ! પૂર્વે કહેલ ઔદાસીન્ય ( परमब्रह्मपरिणामनिदानं ) ઉત્કૃષ્ટ નિરજન શુદ્ધ ચૈતન્ય રૂપ પરિણામનુ કારણ-પરમ સાધન છે, વળી ( स्फुटकेवलविज्ञानं ) સ્પષ્ટ કેવળ-રાગાદિ પરિણતિ રહિત વિજ્ઞાન-વિશિષ્ટ જ્ઞાન છે, ( विवेचितज्ञानं ) યથાર્થ, અયથાર્થ, અને શુદ્ધ, અશુદ્ધપણે નિર્ધારીને પૃથક્કરણ કરેલુ છે તેવા ( शान्तसुधारसपानं ) યોગ પ્રકાશાવડે દેખાડેલા જ્ઞાનના પરિણામરૂપ શાતસુધારસના પાનને હે જીવ ! ( विरचय ) નિરતર તુ કર. ૮.

આ ઉદાસીનતા સ્પષ્ટ કેવળ વિશિષ્ટ જ્ઞાન છે વિશિષ્ટ જ્ઞાનમા

મલિનતા નથી હોતી. ત્યાં અખંડ શાંતિ અને રાગાદિ પરિણતિ પર પણ કાબૂ હોય છે. જ્યાં સમજણ હોય ત્યાં સાંસારિક ભાવને રજૂ કરનાર રાગાદિક ભાવોની દરમ્યાનગીરી ન જ સંભવે. આ વિશિષ્ટ જ્ઞાન એટલે નિર્મળ શ્રુતજ્ઞાન સમજવું અને તે આત્મ-વિશિષ્ટ જ્ઞાન સુધી લઇ જઈ છેવટે સંપૂર્ણ કેવળજ્ઞાન પ્રાપ્ત કરાવે છે એમ સમજ. ઔદાસીન્ય જાતે જ વિવેચિત જ્ઞાન છે. એમાં શુદ્ધ, અશુદ્ધ, યથાર્થ, અયથાર્થ, ગ્રાહ્ય, અગ્રાહ્ય, ત્યાજ્ય, અત્યાજ્ય વસ્તુ અથવા ભાવોનું વિવેચન હોય છે. વિવેચન જ્ઞાનથી સત્ અસત્નો તફાવત સમજાય છે અને તેથી ચેતન શુદ્ધ માર્ગપ્રાપ્તિ કરે છે. આ સર્વ વાત મનની સ્થિરતા ઉપર છે. ૮.

। इति षोडश माध्यस्थ्य भावना प्रकाशः ।



## अथ प्रशस्तिः

( स्रग्धरावृत्तद्वयम् )

एवं सद्भावनाभिः सुरभितहृदयाः संशयातीतगीतो-
न्नीतस्फीतात्मतत्त्वास्त्वरितमपसरन्मोहनिद्राममत्वाः ।
गत्वा सत्त्वाममत्वातिशयमनुपमां चक्रिशक्राधिकानां,
सौख्यानां मंक्षु लक्ष्मीं परिचितविनयाः स्फारकीर्तिं श्रयन्ते ।१।

અર્થઃ—( एवं ) સોળ પ્રકાશમાં કહ્યા પ્રમાણે (सद्भावनाभिः) સુંદર ભાવનાઓવડે ( सुरभितहृदयाः ) સુગંધી થયેલા હૃદય-વાળા પ્રાણીઓ ( संशयातीतगीतोन्नीतस्फीतात्मतत्त्वाः ) સંશય

રહિત, સારો રીતે કીર્તન કરાયેલું, પ્રશંસા પામેલું, મહત્ત્વ પામેલુ, ગુણસમૃદ્ધિવાળુ, આત્મતત્ત્વ વ્યાપ્ત થયુ છે જેમને એવા ( त्वरित ) શીઘ્રપણે ( अपमरणमोहनिद्राममस्वाः ) સત્તાથકી નાશ પામ્યા છે મોહ-અજ્ઞાનાદિક, નિદ્રા—સુષુપ્ત્યાદિરૂપ, મમત્વ-પૌદ્‌ગલિક ચેતનરૂપ પદાર્થને વિષે મારાપણાની બુદ્ધિ જેને એવા ( सत्या ) પ્રાણીઓ ( अममत्वातिशय ) નિર્મમત્વભાવના પ્રકર્ષ ને ( गत्वा ) પામીને ( परिचितविनयाः ) વિનયગુણનો સારી રીતે પરિચય કરીને ( चक्रिशक्राधिकानां ) ચક્રવર્તી અને ઇંદ્રથી અધિક ( सौख्यानां ) સુખોની ( अनुपमां ) કાઇની ઉપમા ન આપી શકાય તેવી ( श्रियं ) લક્ષ્મીને-આનંદપદાને તથા (स्फार-कीर्ति) અતિ વિશાળ કીર્તિને-મહા યશનો રાશિને ( मंक्षु ) શીઘ્રપણે ( प्रयान्ते ) પામે છે ૧

એવા પ્રાણીઓને વિનયગુણનો સારી રીતે પરિચય થયેલો હોય છે વિનયગુણ વગર ભાવના જ્ઞાન પ્રાપ્ત થતુ નથી વિનેય એટલે આજ્ઞાંકિત શિષ્ય. યોગમગ્નતિ કે ભાવમગ્નતિમા ગુરુ પારતંત્ર્ય અને ગુરુમાર્ગદર્શનની ખાસ અગત્ય છે ભાવનાશીલ પુરુષ મહાત્મા યોગીના ચરણની ઉપાસના કરી, વિનય ગુણવડે તેમની પ્રસન્નતા પ્રાપ્ત કરી આત્મમગ્નતિ સાધે છે જે આત્મતત્ત્વ સંશયાતીન હોય છે સ સારમા વિકલ્પનો પાર હોતો નથી અને સંશય હોય ત્યાસુધી સિદ્ધિ થતી નથી એ જીવો શ કા આકાક્ષાથી રહિત શુદ્ધ નિશ્ચયવાળા હોય છે, એ મેરુની જેમ નિષ્ક પ હોય છે અને સ્પષ્ટ નિર્ણયવાળા હોય છે ૧

दुर्ध्यानप्रेतपीडा प्रभवति न मनाक्काचिदद्वन्द्वसौख्य-

स्फाति प्रीणाति चित्तं प्रसरति परितः सौख्यसौहित्यसिन्धुः ।

क्षीयन्ते रागरोषप्रभृतिरिपुभटाः सिद्धिसाम्राज्यलक्ष्मीः,
स्याद्वश्या यन्महिम्ना विनयशुचिधियो भावनास्ताः श्रयध्वम् २

અર્થઃ—( यन्महिम्ना ) જે સદ્ભાવનાના પ્રભાવથી ( दुर्ध्यानप्रेतपीडा ) આર્ત્ત રૌદ્ર દુર્ધ્યાનરૂપી પ્રેત–પિશાચની પીડા ( मनाक् ) લેશ માત્ર પણ ( न प्रभवति ) પરાભવ કરવાને સમર્થ નથી, ( काचित् ) અનિર્વચનીય–અપૂર્વ ( अद्वन्द्वसौख्यस्फातिः ) અદ્વિતીય સુખની વૃદ્ધિ ( चित्तं ) ચિત્તને ( प्रीणाति ) પોષણ કરે છે, ( सौख्यसौहित्यसिन्धुः ) સુખની તૃપ્તિનો દરિયો ( परितः ) ચોતરફ ( प्रसरति ) ફેલાઇ જાય છે, ( रागरोषप्रभृतिरिपुभटाः ) રાગ–દ્વેષ, મોહાદિરૂપ કર્મ શત્રુસૈન્ય (क्षीयन्ते) ક્ષય પામે છે, ( सिद्धिसाम्राज्यलक्ष्मीः ) એકછત્ર મોક્ષરાજરૂપ આત્મઋદ્ધિ ( वश्या ) સ્વાધીન ( स्यात् ) થાય છે, ( ताः ) તે પૂર્વોક્ત પ્રભાવવાળી ( भावनाः ) પૂર્વે દેખાડેલી અનિત્યાદિ ભાવનાને ( विनयशुचिधियः ) વિનયથી પવિત્ર થયેલી બુદ્ધિવાળા હે ભવ્ય જીવો ! ( श्रयध्वं ) તમે ભાવો–સેવો ૨

અપધ્યાન અથવા દુર્ધ્યાન એટલે આર્ત્ત–રૌદ્ર ધ્યાન, એ ખરેખર પીડા કરનાર છે. એ દુર્ધ્યાન થાય ત્યારે પાર વગરની માનસિક વ્યથા કરનાર છે અને જૂના વખતમાં ભોળા માણસોને ભૂતપ્રેત વળગતા તેના જેવો એ ખરેખરો વળગાડ છે. ભાવનામાં એટલુ બળ છે કે એ કોઇ પ્રકારના દુર્ધ્યાનને થવા જ દેતું નથી એટલે પછી એ દુર્ધ્યાનની પીડા ઉદ્ભવતી જ નથી. આ અસાધારણ લાભ છે. ૨

( पथ्यावृत्तम् )

श्रीहीरविजयसूरीश्वरशिष्यौ सोदरावभूतां द्वौ ।
श्रीसोमविजयवाचकवाचकवरकीर्तिविजयाख्यौ ॥ ३ ॥

અર્થ —(श्रीहीरविजयसूरीश्वरशिष्यौ ) શ્રીહીરવિજયસૂરીશ્વરના શિષ્ય ( श्रीसोमविजयवाचककीर्तिविजयवाचकौ ) શ્રીસોમવિજય વાચક અને કીર્તિવિજય વાચક એવા નામના ( द्वौ ) બે ( सोदर्यौ ) સહોદર ભાઈ ( अभूतां ) હતા. ૩

શ્રીહીરવિજયજીસૂરીશ્વર શ્રીમહાવીરની ગાદીમાં ૫૮ મી પાટે થયા. તેમના જીવનવૃત્ત માટે જુઓ શ્રીહીરસૌભાગ્ય કાવ્ય. એમનો જન્મ વિક્રમ સંવત ૧૫૮૩ ( વીર સંવત ૨૦૫૩ ), દીક્ષા વિ. સં. ૧૫૯૬, આચાર્ય પદ વિ. સં. ૧૬૧૦, સ્વર્ગગમન વિ. સં. ૧૬૫૨. એમણે પાદશાહ અકબરને જૈન તત્ત્વજ્ઞાન સંબંધી માહિતી આપી હતી. તેમનો મહિમા આ કલિકાલમાં પણ દેવોએ વિસ્તાર્યો હતો, તથા દયા અને દાનમાં ઉદાર એવા તેઓએ આખી પૃથ્વીને અરિહંતના ધર્મમય કરી હતી. ૩

( गीतिवृत्तम् )

तत्र च कीर्तिविजयवाचकशिष्योपाध्यायविनयविजयेन ।
शान्तसुधारसनामा संदृष्टो(ब्धो) भावनाप्रबन्धोऽयम् ॥ ४ ॥

અર્થ :—( तत्र च ) તે બેના મધ્યે ( कीर्तिविजयवाचकशिष्योपाध्यायविनयविजयेन ) કીર્તિવિજય વાચકના શિષ્ય ઉપાધ્યાય વિનયવિજયે ( शान्तसुधारसनामा ) શાંતસુધારસ નામનો ( अयं ) આ ( भावनाप्रबन्धः ) ભાવનાના અર્થની રચનાવાળો ગ્રંથ ( संदृब्धः ) જોયો છે—રચ્યો છે ૪.

મૂળમાં ' संदृष्टः ' એમ લખ્યું છે, તેનો અર્થ વિચારો- આવલોક્યો એમ થાય છે આ શબ્દ લેખક મહાત્માની નમ્રતા સૂચવે છે અંદર લખાણ ઉપરથી જણાય છે કે શ્રીવિનયવિજય

ઉપાધ્યાયના ગુરુ શ્રીકીર્તિવિજય ઉપાધ્યાય હતા લગભગ દરેક ઠેકાણે પોતાનું નામ લખતી વખતે લેખકશ્રીએ પોતાના ગુરુનું નામ ' કીર્તિ ' એટલું તો જરૂર લખ્યું છે. ૪.

**शिखिनयनसिन्धुशशिमितवर्षे हर्षेण गन्धपुरनगरे ।**

**श्रीविजयप्रभसूरिप्रसादतो यत्न एष सफलोऽभूत् ॥ ५ ॥**

અર્થ:—( एषः ) આ ઉપર કહેલા ગ્રંથની રચનાવાળો ( यत्न. ) ઉદ્યમ ( शिखिनयनसिन्धुशशिमितवर्षे ) ૧૭૨૩ વર્ષે ( गन्धपुरनगरे ) ગંધાર નામના બંદરમાં ( हर्षेण ) આનંદ સહિત ( श्रीविजयप्रभसूरिप्रसादतः ) શ્રીવિજયપ્રભસૂરિના પ્રસાદથી ( सफलः ) સફળ ( अभूत् ) થયો ૫.

આ ગ્રંથ ગંધપુર નગરમાં પૂરો થયેલ છે, એ ગંધપુર તે ગાંધાર ( જંબુસર પાસે છે તે ) સંભવે છે. આ ગ્રંથ પૂરો થયો ત્યારે તપગચ્છના મુખ્ય આચાર્યશ્રી વિજયપ્રભસૂરિ હતા. તે વખતે તેમની આજ્ઞા પ્રવર્તતી હતી એમનો જન્મ વિ સં. ૧૬૭૫, દીક્ષા સં ૧૬૮૯, આચાર્યપદ સં. ૧૭૧૩, સ્વર્ગગમન સં. ૧૭૪૯. તે સમયે જૈનસમાજની દશા કેવી હતી અને ભારતની રાજકીયાદિ પરિસ્થિતિ કેવી હતી તે માટે જુઓ એમનું જીવનવૃત્ત. હકીકત એમ જણાય છે કે વિજયદેવસૂરિએ પોતાની પાટે પોતાની હયાતીમાં વિજયસિંહસૂરિને સ્થાપ્યા પણ એ વિજયસિંહસૂરિ તો વિજયદેવસૂરિની હયાતીમાં જ કાળ કરી ગયા તેથી વિજયદેવસૂરિએ વિજયપ્રભસૂરિને સં. ૧૭૧૧ માં આચાર્યપદવી આપી અને પોતે સં. ૧૭૧૩ માં કાળ કરી ગયા. એટલે આ ગ્રંથરચનાને સમયે વિજયપ્રભસૂરિ હતા. ૫.

( उपजातिवृत्तम् )

यथा विधुः षोडशभिः कलाभिः, संपूर्णतामेत्य जगत् पुनीते ।
ग्रन्थस्तथा षोडशभिः प्रकाशै–रयं समग्रैः शिवमातनोतु ॥६॥

અર્થ—( યથા ) જેમ ( વિધુઃ ) ચંદ્રમા ( ષોડશભિઃ ) સોળ ( કલાભિઃ ) કળાઓવડે–પોતાના વિમાનના વિભાગોવડે ( સંપૂર્ણતાં ) રાહુના આવરણને તજીને પોતાના વિમાનની સર્વ પ્રભાને ( એત્ય ) પામીને ( જગત્ ) સંપૂર્ણ પૃથ્વીમંડળને ( પુનીતે ) પ્રકાશ કરે છે ( તથા ) તેજ પ્રમાણે ( અયં ) આ ( ગ્રન્થઃ ) ધ્યાનસુધારસ નામનું શાસ્ત્ર ( સમગ્રૈઃ ) સમસ્ત ( ષોડશભિઃ ) સોળ ( પ્રકાશૈઃ ) પ્રકાશોવડે–પ્રકરણોવડે ભવ્ય જીવોને ( શિવં ) કલ્યાણની પરંપરાને ( આતનોતુ ) વિસ્તારો. ૬

( इन्द्रवज्रावृत्तम् )

यावज्जगत्येष सहस्रभानुः, पीयूषभानुश्च सदोदयेते ।
तावत् सतामेतदपि प्रमोदं, ज्योतिःस्फुरद्वाङ्मयमातनोतु ॥७॥

અર્થ—( યાવત્ ) જેટલા કાળ પર્યંત ( જગતિ ) જગતને વિષે ( એષ ) આ દેખાતો ( સહસ્રભાનુઃ ) હજાર કિરણોવાળો સૂર્ય ( પીયૂષભાનુશ્ચ ) અને અમૃત કિરણવાળો ચંદ્ર ( સદા ) નિરંતર ( ઉદયેતે ) પ્રકાશ કરે છે ( તાવત્ ) તેટલા કાળ પર્યંત ( એતદપિ ) આ પણ ( સ્ફુરદ્વાઙ્મયં ) સદા વિકસ્વર જ્ઞાનવાળું ધ્યાનસુધારસ નામનું શાસ્ત્ર તે રૂપ ( જ્યોતિઃ ) જ્યોતિ ( સતાં ) સત્પુરુષોના ( પ્રમોદં ) આનંદને ( આતનોતુ ) વિસ્તારો. ૭

। इति प्रशस्तिः ।



# સોળે ભાવનાનો સારાંશ

**૧ અનિત્ય ભાવના**–સાંસારિક પદાર્થો, સંબંધો અને સગપણો કાયમ રહેનાર નથી, આત્મિક વસ્તુથી પર સર્વ પૌદ્ગલિક વસ્તુઓ છે તે સ્વરૂપે અનિત્ય છે અને શરીર તથા સગપણ નાશવંત હોઇ આખો જીવનવ્યવહાર વિચારણા માગે છે.

**૨ અશરણ ભાવના**–આ જીવનમાં અન્યના આધાર પર ટેકો દેવા જેવું નથી. જ્યાં આધાર આપનારનુ જ સ્થાયીપણુ નથી ત્યાં એ ટેકો કેવો અને કેટલો આપે ? આત્મશ્રદ્ધા અને એની સિદ્ધિમા વિશ્વાસ રાખી આગળ વધવામાં જ અંતે નિરંતરનો આરામ છે.

**૩ સંસાર ભાવના**–આખા સંસારની રચના જોવા જેવી છે. દુનિયાના પડદા પર આવી, એક રૂપ લઇ, પાઠ ભજવી, પાછા પડદા પાછળ ચાલ્યા જવું, વળી નવું રૂપ લેવું વિગેરે કર્મના પ્રકારો, મનોવિકારના આવિર્ભાવો, સ્વાર્થો, રાગ–દ્વેષની પરિણુતિઓ વિચારવાને યોગ્ય છે અને વિચારી એના મર્મમા ઊંડા ઉતરવાની આવશ્યકતા છે

**૪ એકત્વ ભાવના**–આ જીવ એકલો આવ્યો છે, એકલો જવાનો છે. એના સ્નેહ સંબધ સર્વ વસ્તુતઃ ખોટા છે, અલ્પ સમય રહેનારા છે; પણ અંતે એનો છેડો આવવાનો છે. ચેતનનું એકત્વ સ્થાયી છે અને એનો સાક્ષાત્કાર થતાં એમાંથી ખૂબ આત્મવિશ્વાસ પ્રાપ્ત થાય તેમ છે

**૫ અન્યત્વ ભાવના**–પોતાના આત્મતત્ત્વ સિવાયની સર્વ પૌદ્ગલિક વસ્તુઓ આત્માથી પર છે. સ્વ અને પરને બરાબર સમજવા યોગ્ય છે. સ્વ અને પરનો યથાવત્ ખ્યાલ થતાં આખા ભવચક્રની ગુંચવણોનો નિકાલ થાય છે. પરમાં રાચવું એ અલ્પજ્ઞતા છે આખરે પર એ પર જ છે

**૬ અશુચિ ભાવના**–જે શરીરને પોતાનુ માન્યુ છે તે

અપવિત્ર પદાર્થોથી ભરેલુ છે એમા માસ, લોહી, ચરબી, હાડકાં વિગેરે ભરેલા છે એનુ રૂપ જોઈને લલચાવાનુ નથી એમા રાચવા જેવું કાઇ નથી. એની ચામડીને ઉખેડાવી અંદરનુ બહાર કાઢ્યુ હોય તો તે પર થુકવુ પણ ગમે તમ નથી

૭ આશ્રવ ભાવના-કર્મ અને આત્માનો સબધ કેવી રીતે થાય છે ? તેના હેતુ ક્યા ક્યા છે ? એ કર્મ આવવાના માર્ગો ક્યા ક્યા છે ? એ આવીને કેવી પરિસ્થિતિ નીપજાવે છે ? અને આત્માને શુદ્ધ દશામાથી ક્યા ઘસડી જાય છે ? એ આખો કર્મનો આય વિભાગ વિચારવા યોગ્ય છે

૮ સવર ભાવના-એ કર્મોને આવતા અટકાવવાના રસ્તા છે એ રસ્તાઓને ઓળખવાની જરૂર છે એને ઓળખીને એ દ્વારા આવતા કર્મો બધ થાય તો જ કર્મરૂપી જળથી ભરેલુ સરોવર ખાલી થવાનો સભવ થાય.

૯ નિર્જરા ભાવના-નવા કર્મો આવતા હોય તે સવરથી અટકે, પણ અગાઉથી જે કર્મો લાગેલા હોય તેને દૂર કરવાનો ઉપાય બાહ્ય આભ્યતર તપ છે, એ તપથી સયમ આવે છે, સયમથી કર્મોનો નાશ થાય છે અને પરપરાએ સર્વથા મુક્તિ થાય છે તેથી ત નિરતર આદરવા યોગ્ય છે

૧૦ ધર્મ ભાવના-ધર્મ એ શુ ચીજ છે ? એનો આત્મા સાથે કેવો સબધ છે ? એના વ્યવહાર સ્વરૂપો કેવા છે ? દાન, શીલ, તપ અને ભાવનો આન્તર આશય શો છે ? એનો વિચાર કરી એ વિચારદ્વારા ધર્મને અપનાવવો અને જીવનને ધર્મમય બનાવવુ

૧૧ લોકસ્વભાવ ભાવના-આ દુનિયાની વ્યવસ્થા વિચારી, એના અનેક સ્થાનો સમજી ત્યા આ પ્રાણી આવે જાય છે, એક ખાડામાથી બીજામા પડે છે, બીજામાથી ત્રીજામા પડે છે અને એ રીતે એનુ ચક્રભ્રમણ ચાલ્યા જ કરે છે એમા અનિત્ય સુખદુઃખો થાય છે એમા સર્વ કાળની શાન્તિનુ સ્થાન પણ છે

**૧૨ બોધિદુર્લભ ભાવના**-સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રને સમજવા બહુ મુશ્કેલ છે, સમજ્યા પછી એની પ્રાપ્તિ મુશ્કેલ છે અને જ્યાં સુધી એની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી સંસારચક્રના ફેરા અનિવાર્ય છે. બોધિરત્નની પ્રાપ્તિ કરવા યોગ્ય છે. એની પ્રાપ્તિ થયા પછી જ ખરું આગળ વધી શકાય છે.

**૧૩ મૈત્રી ભાવના**-આ દુનિયાના સર્વ જીવો સાથે બંધુભાવ ચ્યાવવો, કોઇ પણ જીવ પોતાનો વિરોધી કે દુશ્મન નથી એમ વિચારવું અને જીવનની અસ્થિરતા સમજી કોઇ પણ પ્રાણી સાથે પોતાને વૈર નથી એવું હૃદયમા માનવું એ પહેલી મૈત્રી ભાવના છે.

**૧૪ પ્રમોદ ભાવના**-કોઈ પણ પ્રાણીમાં ગુણ જોઇ આનંદ માનવો, એના ગુણની હૃદયથી પ્રશંસા કરવી ગુણવાન ધન્ય છે, એનું જીવન તેટલા પૂરતું સફળ છે એમ માનવું, ગુણને ગુણ ખાતર માન આપવુ અને જ્યાં હોય ત્યાંથી ગુણની શોધ કરી એના ઉપર વારી જવુ એનું નામ પ્રમોદ ભાવના છે

**૧૫ કરુણા ભાવના**-દુનિયાના કોઇપણ દીન, દુ:ખી, પીડાર્ત્તને જોઇ એના તરફ હૃદયથી દયા આવે, માનસિક, શારીરિક દુ:ખો જોઇ અંતરથી દુ:ખ થાય, આવા દુ:ખમય સંસારમાં પણ પ્રાણી કેમ રાચતા હશે ? એનો ખ્યાલ થાય અને બનતા ઉપાયો કરવા ઉપરાંત જીવોના કરુણ ભાવ તરફ વિચારણા દોડે એનુ નામ કરુણા ભાવના છે.

**૧૬ માધ્યસ્થ્ય ભાવના**-જ્યાં પોતાના ઉપાય ન ચાલે, સલાહ, શિખામણ કે ભલામણ ન ચાલે તેવા હૃદયદ્રાવક પ્રસંગો, વર્તનો અને ત્રાસ ઉપજાવે તેવા જીવનના બનાવો તરફ કાં તો બેદરકારી ( ઉપેક્ષા ) અથવા શાંત વિચારણાદ્વારા એનું યોગ્ય સ્થાન સમજવાની ધીરજ. પાપી પાપ કરે તે માટે ક્રોધનો અભાવ પણ સાથે તે તરફ સહાનુભૂતિનો પણ અભાવ. એનું નામ માધ્યસ્થ્ય ભાવના.

# મુનિશ્રી મણિચંદ્રકૃત આત્મસ્વરૂપ સજઝાયો



## સજઝાય ૧ લી

(રાગ કેદારો)

જેહને અનુભવ આતમકેરો, હોવે તે ધન્ય ધન્ય રે,
સારપણું ચિત્તમાંહી તે ભાવે, ભેદ અભેદ ભિન્નાભિન્ન રે.૧

અર્થ—જે જીવને આત્માનો અનુભવ થાય—થયો હોય તેને ધન્ય છે, ધન્ય છે કારણ કે આત્મસ્વરૂપ સમજવાથી તે જ સારભૂત છે એમ તે ચિત્તમા ભાવે—સમજે તેમજ આત્માનુ ભેદાભેદસ્વરૂપ અને ભિન્નાભિન્ન સ્વરૂપ પણ તે સમજે આત્મા ને પરમાત્મામા ભેદ શા કારણે છે અને અભેદ શા કારણે છે તે સારી રીતે સમજે આત્મા ને પરમાત્મા સ્વરૂપે તો એક સરખા છે તેથી અભેદપણુ છે પરતુ આ જીવ કર્મ સહિત છે અને પરમાત્મા કર્મ રહિત છે તેથી તે બનેમા ભેદ રહેલો છે વળી આત્મા આ દેહથી ભિન્ન છે અને અભિન્ન પણ છે તે સમજે ભિન્ન એટલા માટે કે આત્માનો ગુણ જ્ઞાન છે અને દેહનો ગુણ—સ્વભાવ પૌદ્ગલિક ભાવમા રાચવામાચવારૂપ છે તેથી બને ભિન્ન છે અને અત્યારે આત્મા ને દેહ એકરૂપ થઇ ગયેલા છે તેથી અભિન્ન છે આવો વિચાર જેને આત્માનો અનુભવ થયો હોય તેને આવે. ૧

દ્રવ્ય ગુણ પજ્જવમે ખેલે, પરપરિણતિથી ન્યારો રે;
આપસ્વભાવમે આપહી ખેલે, કેવળનાણ જસ પ્યારો રે.જે ૨

અર્થ—આત્માનો અનુભવી જીવ આત્માના દ્રવ્ય, ગુણ ને પર્યાયમાં ખેલે-રમે તેમાં જ આનંદ પામે અને પરપરિણતિ-પૌદ્ગલિક ભાવ તેથી ન્યારો રહે. આત્મભાવમાં જ—આત્માના સ્વભાવમાં જ—જ્ઞાન-દર્શન-ચારિત્રમાં જ પોતે ખેલે-રમે અને કેવળજ્ઞાન જ તેને વ્હાલામાં વ્હાલું હોય. અહીં આત્મા તે દ્રવ્ય, તેના જ્ઞાનાદિ ગુણ અને તેના પલટાતા ભાવ તે પર્યાય સમજવા. તેની વિચારણા જ કર્યા કરે—તેમા જ તેને આનંદ આવે એમ સમજવું. ૨

**પુદ્ગળ વસ્તુ દેખી ન રીઝે, અનાગત કાળ ન નીરખે રે;**
**વર્તમાનમાં રહે છે સુખો, અતીતકાળ નવિ પરખે રે. જી૦ ૩**

અર્થ—એ આત્માનુભવી જીવ પૌદ્ગલિક સુંદર વસ્તુ જોઈને-તેના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ સુંદર દેખીને રીઝે નહીં; અનાગત કાળની સ્થિતિનો વિચાર જ કરે નહીં—જુએ નહીં; વર્તમાનમાં ગમે તેવી સુંદર પૌદ્ગલિક વસ્તુ-ખાનપાન-વસ્ત્ર-પાત્ર-વસતિ વિગેરે મળેલ હોય તો તે તેમાં આસક્ત ન થાય-સુખો જ રહે અને અતીતકાળ—ગયા કાળને તો તે પરખે જ નહીં—તેની પરીક્ષા કરે જ નહીં; કારણ કે ગયો તે તો ગયો, હવે તે કાળ કે તે સમયની પરિસ્થિતિ પાછી આવવાની નથી માટે તેનો વિચાર કરવો તે નિરર્થક છે. વર્તમાનમાં જ સુધારો કરે-સુધરી જાય એમ વિચારે. ૩

**બાહ્ય આતમતણા જે કારણ, તેહને જાણી ઉવેખે રે;**
**સારપણું જગમાંહે ન દેખે, અનંત ચતુષ્ટય લેખે રે. જી૦ ૪**

અર્થ—એવો આત્માનુભવી જીવ બાહ્યાત્મા કહેવાવાને લગતા જે જે કારણો હોય તેને જાણીને તેની ઉપેક્ષા કરે—તજી દેય; કારણ કે પોતે અંતરાત્મા થયેલો છે. તેથી આ જગતમાં કાંઇ પણ સારપણું દેખે જ નહી—સર્વત્ર અસારતાનો—અસ્થિરપણાનો અનુભવ કરે અને અનંતચતુષ્ટય—અનંતજ્ઞાન, અનંતદર્શન,

અનતમુખ ને અનતવીર્ય—એ ચારને જ સાભૂત લેખે-લેખવે અને તે મેળવવાનો જ અહર્નિશ પ્રયત્ન કરે. ૪

**અંતર આતમમાંહી રહેતો, પરમાતમને ધ્યાતા રે,**
**ભણે મલ્લિચંદ્ર તેહને નમીએ, આપસ્વભાવમેં રાતો રે જે૦ ૫**

અર્થ—અતરાત્મા થઈને રહેનારો આત્માનુભવી જીવ પરમાત્માને ધ્યાતો સતો આત્મસ્વભાવમા જ રમણ કરે. કર્ત્તા મુનિ મલ્લિચદ્ર કહે છે કે તેવા ઉત્તમ જીવને આપણે નમીએ—નમસ્કાર કરીએ કે જેથી આપણને પણ અતરાત્માપણું પ્રાપ્ત થાય.

જે જીવ સાસારિક—પૌદ્‌ગલિક સુખમા આસક્ત હોય અને અનેક પ્રકારના પૌદ્‌ગલિક સુખો મેળવવાનો અભિલાષી હોય તે બહિરાત્મા કહેવાય છે અને જે જીવ સાંસારિક સુખની પ્રાપ્તિ થવા છતા તેમા આસક્ત ન થાય, તેને અસ્થિર જાણીને તેમ જ પરિણામે દુઃખ આપનાર જાણીને તેનાથી વિમુખો રહે અને નવા પૌદ્‌ગલિક સુખો મેળવવાનો પ્રયત્ન ન કરે, પણ આત્મિક સુખ-પરમાત્મભાવ પ્રાપ્ત કરવાની જ ઇચ્છા કરે-તેને માટે યથાશક્તિ પ્રયત્ન કરે તે અતરાત્મા કહેવાય છે—આત્માનુભવી જીવ એવું અતરાત્માપણું મેળવવાને કાયમ ઇચ્છે એમ સમજવું ૫

---

## સજ્ઝાય બીજી

( રાગ કેદારો )

**આતમ અનુભવ જેહને હોવે, ચારે ચિત્ત નિજ જાણે રે,**
**વિક્ષિપ્ત જાતાયત સુશ્લિષ્ટ ને, સુલીનતાએ લય આણે રે**
**આ૦ ૧**

અર્થઃ—જે જીવને આત્માનો અનુભવ થયો હોય તે જીવ પોતાના ચિત્તના ચારે પ્રકારને-ચારે પ્રકારની દશાને જાણે. તે

ચાર પ્રકાર આ પ્રમાણે-૧ વિક્ષિપ્ત, ૨ જાતાયત, ૩ સુશ્લિષ્ટ ને ૪ સુલીનતા. એમાનાં ચોથા પ્રકારમાં-સુલીનતામાં આત્માનો લય આણે-તેમા એકાગ્ર થાય. ૧.

હવે તે ચારે પ્રકારનું સ્વરૂપ કહે છેઃ—

**વિક્ષિપ્ત તે વિસર ચિત્ત જાણે, જાતાયત ખેંચી આણે રે;**
**પ્રથમ અભ્યાસ એણીપરે હોવે, કિંચિત્ આણંદ જાણે રે.**
**આ૦ ૨**

**સુશ્લિષ્ટ તે વળગાડયું રહેવે, સજઝાય ધ્યાનને યોગે રે;**
**સુલીન તે નિશ્ચળ ચિત્ત રહેવે, પરમાનંદ ઉપયોગે રે.**
**આ૦ ૩**

અર્થઃ—વિક્ષિપ્ત તે ચિત્તનું વિસસ્વૂળપણુ-અસ્થિરપણું, જાતાયત એટલે તેવા વિક્ષિપ્ત ચિત્તને જે ખેંચીને સમભાવમાં લાવે પ્રથમ તો એ રીતે જ અભ્યાસ થઈ શકે ચિત્ત ચપળતાથી જ્યાં ત્યા જાય ને તેને પાછું ઠેકાણે લાવવામા આવે એટલે તે કાંઈક આત્માનંદનો અનુભવ કરે. સાચા આનંદને જાણે-ઓળખે ૨.

ત્રીજું સુશ્લિષ્ટ ચિત્ત તે સજઝાય ધ્યાનના યોગમા-સયોગમાં વળગ્યું જ રહે, તેનાથી મનને છૂટું પડવા ન દેય. પ્રયત્ન કરીને પણ સંયમયોગમા સ્થિર કરે ચોથું સુલીન ચિત્ત તે નિશ્ચળ ચિત્ત સમજવું. તેવુ ચિત્ત પરમાનંદના ઉપયોગમાં નિશ્ચળ રહે-ચલિત ન થાય આ ચોથો પ્રકાર જ ઉત્તમ છે ને ગ્રાહ્ય છે, પરંતુ તે ક્રમથી પ્રાપ્ત છે. આત્મા પોતાના ખરા સ્વરૂપને સમજી તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે ત્યારે તેને આ ચારે પ્રકારના ચિત્તનો અનુભવ થાય, પરંતુ તેનું ધ્યેય ચોક્કસ હોવાથી તે છેલ્લા સુલીન ચિત્તમાં જ લય પામે-તેમાં જ એકતાર બની જાય. ૩

**બાહ્યઆતમા શરીરાદિક જાણો, અંતર આતમે કરી છંડો રે,**
**પરમાતમ તે સાક્ષાત દેખે, કેવળી સિદ્ધ પીછાણો રે**
**આ૦ ૪**

અર્થઃ—આ શરીરાદિકમાં જે આત્મપણાની બુદ્ધિ તેને બહિરાત્મ ભાવ જાણવો. એવા બહિરાત્મપણાને અંતરાત્મપણું પ્રાપ્ત કરીને તેના વડે છાંડો-તજી દો. એવો અંતરાત્મા તે પરમાત્મસ્વરૂપને પામે અને તે જગતનું સર્વ સ્વરૂપ સાક્ષાતપણે જુએ તેમ જ તેને કેવળીપણાની અને સિદ્ધપણાની પીછાન થાય. તે જીવ જ ચાર ઘાતી કર્મના ક્ષયથી થયેલા કેવળીને તેમ જ આઠે કર્મના ક્ષયથી થયેલા સિદ્ધોને તેના સાચા સ્વરૂપમાં પીછાણે અને પોતે તેવી અવસ્થા પ્રાપ્ત કરવાનો નિરંતર અભિલાષી હોય. ૪

**પરમાતમનું ધ્યાન કરતાં, રસે લોહ હોય સુવન્ન રે,**
**લક્ષ્મી અમૃતચંદ્ર તેહને ધ્યાવે, જેહનું પરમાતમમેં મન્ન રે**
**આ૦ ૫**

અર્થઃ—રસકુપિકા કે જેના રસના સંયોગથી લોહું સુવર્ણપણાને પામે છે તેજ પ્રમાણે પરમાત્માનું ધ્યાન કરતાં આ જીવ પરમાત્મપણાને પ્રાપ્ત કરે છે. અમૃતચંદ્ર મુનિ કહે છે કે—જે ભવ્ય જીવનું પરમાત્મામાં—તેના સ્વરૂપના ચિંતનમાં મન હોય છે તે તો તેનું જ ધ્યાન કરે છે એટલે પરિણામે તે પરમાત્મપણું પ્રાપ્ત કરે તેમાં કાંઈ આશ્ચર્ય નથી. જગતમાં પણ કહેવત છે કે—જે જેનું ધ્યાન કરે તે તેના જેવો થાય. બાર ભાવનાની સજ્ઝાયમાં પણ કહ્યું છે કે—રસકુંપી રસ વેધીયું, લોહધાતુ હોય હેમ; તેમ એ ભાવન રસથકી, પરમરૂપ લહે તેમ—આવું તો અનેક સ્થાને કહેલ છે ૫.

આખી સજ્ઝાયનો સાર એ છે કે—બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માના સ્વરૂપને ઓળખી, બહિરાત્મપણું તજી, અંતરાત્મા થવું અને પછી પરમાત્મપણું મેળવવા પ્રયત્ન કરવો

## સજ્ઝાય ૩ જી

( રાગ-કેદારો )

**અનુભવસિદ્ધ આતમા હોવે, તે યમ ચતુષ્ટય જોવે રે;**
**ઇચ્છા પ્રવૃત્તિ થિર સિદ્ધયમમાં, નિજ શક્તે ચિત્ત**
**પ્રોવે રે. અનુ૦ ૧.**

અર્થ:—અનુભવસિદ્ધ એવો આત્મા યમચતુષ્ટય સામી દૃષ્ટિ કરે, તેને જુએ-તેને હિતકર જાણે. તે યમચતુષ્ટય આ પ્રમાણે જાણવા:-ઇચ્છા, પ્રવૃત્તિ, થિર ને સિદ્ધ. એ યમના ચારે પ્રકારમાં પોતાની શક્તિ અનુસાર ચિત્તને પરોવે-તન્મય કરે.' એ યમનું પાલન જ એને પ્રિય લાગે તે વિષે વિશેષ સ્પષ્ટતા કરે છે. ૧.

**પ્રથમ યમે અહિંસાદિક વારતા, કરતા સુણતાં મીઠી રે;**
**જાણે જિનની આણા આરાધું, બીજી વાત અનિઠી રે.**
**અનુ૦ ૨.**

અર્થ:—પ્રથમ ઇચ્છારૂપ યમમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહરૂપ પાંચ પ્રકારના યમની વાર્ત્તા કરવી ને સાભળવી તે જ તેને મીઠી લાગે એના મનમાં-હૃદયમાં એમ જ થાય કે કોઇ પણ રીતે હું પરમાત્માની આજ્ઞાનું આરાધન કરું તો ઠીક. તે સિવાયની બીજી વાત કરવી કે સાંભળવી તેને અનિષ્ટ લાગે-અપ્રિય લાગે તે એવી વાર્ત્તા કરે જ નહીં ૨.

**બીજે યમે તેહ પ્રવૃત્ત યોગી, જિન આણામાંહી માંજી રે;**
**યમ પાળવાને તત્પર યોગી, પ્રમાદ દશા તવ ત્યાજી રે.**
**અનુ૦ ૩.**

અર્થ:—બીજા પ્રવૃત્તિ નામના યમમાં તે પ્રવૃત્ત યોગી જીવ જિનેશ્વરની આજ્ઞા પાળવામાં તત્પર થઇ જાય-આજ્ઞા પાળે. પાચે

યમોનું પાલન કરવામાં પણ તત્પર થાય અને તેની પ્રમાદ-દશા ત્યાગભાવને પામે અર્થાત્ ઓછી થાય-ઘટે-યમપાલનમાં આગળ વધે. ૩.

ત્રીજે યમે તે યમી નિરતિચારી, અપ્રમત્ત શુભ રૂપે રે;
પરિસહ પર ને વૈરી પાસે, હોય તે શાંતરસ રૂપે રે અનુ૦ ૪

અર્થઃ—ત્રીજા યમમાં તે સ્થિર ભાવવાળો યમી નિરતિચાર પણે પાંચે યમને પાળે અને અપ્રમત્ત એવા શુભરૂપને-સ્વરૂપને પ્રાપ્ત કરે-અપ્રમત્ત મુનિ થાય અને પરિસહો સહેવામાં તેમજ અન્ય વૈરીઓ સમીપે તે શાંતરસના કૂપ સરખો થાય. અર્થાત્ પરિસહો શાંતપણે-કોઈની ઉપર દ્વેષ, ખેદ કે અભાવ લાવ્યા વિના સમભાવે સહન કરે. પૂર્વકર્મના ઉદયરૂપ જ તેને જાણે અને પોતાના વૈરી પાસે-પોતાને દુઃખ દેનાર પાસે તે શાંતરસના કૂપ સમાન થાય અર્થાત્ અન્ય જીવોને માત્ર નિમિત્ત કારણ જાણીને કોઈને વૈરી ન ગણતા સર્વને મિત્ર રૂપ સમજી, શાંતરસના કૂવા જેવો શાંતરસથી ભરેલો થઈ અહર્નિશ શાંતભાવનું જ પોષણ કરે. અપ્રમત્ત મુનિપણાને બરાબર દીપાવે, શોભાવે, વ્રતાદિકમાં અતિચાર પણ લગાડે નહીં. ૪

સિદ્ધ યમ તે ચોથો કહીએ, પરાર્થક સાધક શુદ્ધ રે,
ભાખે મુનિચંદ્ર યોગદૃષ્ટિતત્ત્વે, વચન થી હરિ બુદ્ધ રે
અનુ૦ ૫

અર્થઃ—ચોથા સિદ્ધ નામના યમમાં અનુભવી આત્મા પરાર્થનો કરનારો પરમાર્થરસિક થાય. અહર્નિશ અન્ય પર પરોપકાર કરવામાં જ તત્પર થાય અને શુદ્ધ એવો સાધક બને. એટલે કે સાધ્ય જે મોક્ષ, તેનો સાથે પામેલો શુદ્ધ પરિણતિવાળો સાધક થાય. સાધકપણામાં જ આગળ વધનો જાય. મુનિ મુનિચંદ્ર કહે છે કે-આ પ્રમાણે યોગદૃષ્ટિસમુચ્ચયમાં શ્રી હરિભદ્રસૂરિ મહારાજે કહેલ

છે. તેમના વચનાનુસાર મેં અહીં સંક્ષેપમાં યમના ચાર પ્રકાર સમજાવ્યા છે કે જેને અંતે આ જીવ સાચો સાધક બની મોક્ષસુખને મેળવી શકે છે. આ પ્રસંગમાં ઘણું કહી શકાય તેમ છે, કારણ કે યમના યોગનો વિષય ઘણો ગંભીર છે. અનેક ભવ્ય જીવો તેનું આરાધન કરીને સંસારસમુદ્રના પારને પામી ગયા છે. ૫.



## સજઝાય ૪ થી

( રાગ-કેદારો. )

**કોઇએ કીનહીકું કાજ ન આવે, મૂઢ મોહે વેળા ગમાવે રે:**
**શબ્દરૂપરસગંધફરસાવે, શુભાશુભે સુખદુઃખ પાવે રે.**
**કોઇએ૦ ૧**

અર્થ—આ જગતના અન્ય જીવો કે પદાર્થો કોઇ કોઇને કામ આવતા નથી, છતા આ જીવ મોહમાં સુંઝાઇને તેમાં પોતાનો કાળ-અમૂલ્ય મનુષ્ય જન્મનો સમય ગુમાવે છે-નકામો વ્યય કરે છે. વળી પુદ્‌ગળોના શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ પાંચે પ્રકારના શુભ અને અશુભની પ્રાપ્તિ થાય છે ત્યારે શુભની પ્રાપ્તિથી સુખ માને છે અને અશુભની પ્રાપ્તિથી દુઃખ માને છે, પરંતુ એ બન્ને તો કર્મના ઉદયરૂપ પુણ્યપાપના પરિણામ છે. તેને યથાર્થપણે સમજતો નથી; જો યથાર્થપણે સમજે તો તેમાં સુખદુઃખ માનવાપણું જ નથી. ૧

**જડસ્વભાવમેં ચેતન સુંઝયો, યથાસ્થિત ભાવ ના બુઝયો રે:**
**તેરી મેરી કરત અલુંઝયો, શાંતરસ ભાવ ન સૂઝયો રે.**
**કોઇએ૦ ૨**

અર્થ—આ ( અજ્ઞાની ) ચેતન( આત્મા જ ) સ્વભાવમાં

મુઝાઇ ગયો છે તેને યથાસ્થિત ભાવ—જડનુ યથાર્થ સ્વરૂપ સમ જાણ્યુ નથી તારી ને મારી—આ વસ્તુ તારી ને આ વસ્તુ મારી—ઇત્યાદિ મોહજન્ય વહેચણુના વિચારો કર્યા કરે છે. તેમા ગુથાયો ( આસક્ત ) રહે છે, તેને શાતરસભાવ તો સુઝ્યો જ નથી. તેણે શાતસુધારસનુ પાન તો કર્યુ જ નથી. આવા મોહથી મૂઢ થયેલા પ્રાણીઓ માટે શુ કહેવુ ? ૨.

જડકી સગતે જડતા વ્યાપે, જ્ઞાનમારગ રહે ઢાંકી રે;
ચોગ કરે તે આપે જાણે, હુ કર્તા કહે થાકી રે કોઇએ૦ ૩

અર્થ—જડની સગતથી—જડ એવા પૌદ્ગલિક ભાવમા આસક્ત થવાથી આત્મામા જડતા—અજ્ઞાનપણુ જ વ્યાપે છે—વિસ્તરે છે અને જ્ઞાનાદિ ગુણો—જ્ઞાનમાર્ગ ઢકાયેલો—અવરાયેલો રહે છે. મન—વચન—કાયાના યોગથી જે જે ક્રિયા થાય છે તે પોતે જાણે છે, પરંતુ તેની ખરી સમજણ ન હોવાથી થાકીને 'હુ કર્તા પરભાવનો, એમ જેમ જેમ જાણે; તેમ તેમ અજ્ઞાની પડે, મહા મોહન જાણે.' જીવ 'હુ કર્તા છુ ' એમ કહે છે, પરંતુ આત્મા તો આત્મભાવનો જ કર્તા છે, પૌદ્ગલિક ભાવનો કર્તા તે થઈ શકતો નથી, માત્ર વ્યવહારથી તેનો કર્તા તે કહેવાય છે અને પોતે માને પણ છે ૩

મિથ્યાત્વ અવિરતિ કારણ યોગે, પ્રકૃતિ પ્રદેશદળ બાધે રે,
કષાયે સ્થિતિબધ કરતા, સસારસ્થિતિ બહુ વાધે રે.
કોઇએ૦ ૪

અર્થ—મિથ્યાત્વ, અવિરતિવિગેરે[1] કારણોને પામીને આ જીવ યોગવડે પ્રકૃતિબધ ને પ્રદેશબધ કરે છે અને કષાયવડે રસબધ ને સ્થિતિબધ કરે છે આ પ્રમાણે મિથ્યાત્વ, અવિરતિ ને કષાયના

૧ અહીં વિગેરે શબ્દથી કષાય ને પ્રમાદ લેવા.

સંયોગથી આ જીવની અપાર-સંસારમાં ભટકવાની સ્થિતિ બહુ વૃદ્ધિ પામે છે. ૪.

**સર્વ પદારથથી હું અળગો, એ બાજીગરકી બાજી રે;**
**ઉદયાગત ભાવે એ નિપજે, સંસારવતનકો સાજી રે.**
**કોઇએ૦ ૫**

અર્થ—અનુભવી આત્મા વિચારે કે-હું આ સર્વ પૌદ્‌ગળિક પદાર્થોથી અળગો-જુદો જ છું આ તો બધી મોહરાજારૂપ બાજીગરની માડેલી બાજી છે. એ બધા ભાવ ઉદયગતપણે આ જીવને પ્રાપ્ત થાય છે અર્થાત શુભાશુભ કર્મોના ઉદયથી પ્રાપ્ત થાય છે અને આ પૌદ્‌ગળિક ભાવ આ સસારરૂપ વતનને-સ્થાનને સાજી અર્થાત્ સહાયક છે-સાજાં કરનાર છે. એમાં આ જીવને મોહ પમાડીને રોકી રાખનાર છે. ૫

**અંતર આતમ તે નર કહીએ, જે ત્યાગ ભોગ નવિ ઇચ્છે રે;**
**ભણે મણિચંદ્ર યથાસ્થિત ભાવે, સુખાદિકને પ્રીછે રે.**
**કોઇએ૦ ૬**

અર્થ—અંતરાત્મા તેને જ કહીએ કે જે આ પૌદ્‌ગળિક પદાર્થોના ત્યાગ કે ભોગની ઇચ્છા જ ન કરે. અર્થાત્ મુનિ મણિચંદ્ર કહે છે કે-તે સુખાદિકને-સુખદુઃખને યથાસ્થિત ભાવે પ્રીછે-જાણે-સમજે એટલે પછી તેને સુખના ભોગની કે દુઃખના ત્યાગની ઇચ્છા જ ન થાય. તે તો જે પ્રમાણે કર્મોદય થાય તે પ્રમાણે સમજીને તેને ભોગવે-તેનો અનુભવ કરે અને પોતે આત્મસ્વરૂપમા-આત્માના સ્વભાવમાં રમણતા કરે-તેની વિચારણામાં જ આસક્ત રહે. ૬.

## સજ્ઝાય ૫ મી

( રાગ–આસાવરી )

ચેતના ચેતનકુ સમજાવે, અનાદિ સ્વરૂપ જણાવે રે;
સુમતિ કુમતિ દોય નારી તાહરે, કુમતિ કહે તેમ ચાલે રે.
ચેતના૦ ૧

અર્થ—ચેતના એટલે જ્ઞાનદશા ચેતનને–આત્માને સમજાવે છે અને તેનુ જ્ઞાનાદિ રૂપ અનાદિ સ્વરૂપ ઓળખાવે છે તે કહે છે કે–'હે આત્મા ! તારે સુમતિ ને કુમતિ નામની બે સ્ત્રી છે, તેમાથી તુ કુમતિના કહ્યા પ્રમાણે જ ચાલે છે–વર્તે છે, તેથી જ આજ સુધી સસારપરિભ્રમણ કર્યુ છે ૧ વળી

કુમતિતણો પરિકર છે બહોળો, રાતદિવસ કરે ડાહલો રે,
વિષયકષાયમાં ભીનો રહેવે, નવિ જાણે તે આમલો રે
ચેતના૦ ૨

અર્થ—કુમતિનો પરિવાર મોહમાયા વિગેરે ઘણો બહોળો છે તે રાતદિવસ આત્માને વીંટીને–ડાયરો ભરીને બેસી રહે છે–આત્માને છૂટો પડવા દેતા નથી. તેથી આત્મા વિષય–કષાયમા આસક્ત જ રહે છે અને આ બધુ કુમતિનુ કર્તવ્ય છે એમ તે આમલો–આવડો–આ મા જાણતો નથી. આત્માને એકાત અહિતકર છતાં કુમતિને તે હિતકારી માને છે ૨ વળી

સુમતિને મિલવા નવિ દીયે તુઝને, મોહની છાકે છાકયો રે;
ભક્ષ્યાભક્ષ્ય તુઝને કરાવે, અનત કાળ ત્યાં રાખ્યો રે
ચેતના૦ ૩

અર્થ—તે કુમતિ તને સુમતિને મળવા પણ દેતી નથી અને

મોહમદિરાના છાકમાં છકેલો જ રાખે છે. વળી ભક્ષ્યાભક્ષ્યના વિવેક સિવાય સર્વ વસ્તુ-ભક્ષ્ય ને અભક્ષ્ય તને ખવરાવે છે અને આમ કરીને અનંત કાળ સુધી ત્યાં-અવ્યવહારરાશીમાં તેમજ વ્યવહારરાશીમાં પણ તને રાખ્યો છે. ૩.

**અવસર પામી ચેતના બોલી, પ્રભુ સુમતિને ઘેર રાખો રે;**
**કુમતિને મુખ મીઠાઇ દેઇ, સુમતિતણા ગુણ ચાખો રે.**
**ચેતના૦ ૪**

અર્થ—એવામાં કાંઇક અવસર પામીને-આત્માની સહજ જાગૃતિ જોઇને ચેતના-જ્ઞાનદશા બોલી કે-'હે પ્રભુ! હે સ્વામી! તમે સુમતિને ઘરમાં રાખો અને કુમતિના મોઢામા મીઠાઇ ભરી દઇને-તેને બોલતી બંધ કરી સુમતિના ગુણને-તેનાથી પ્રાપ્ત થતા આત્મિક સુખોને ચાખો-તેનું આસ્વાદન કરો.' ૪

**એને અભ્યાસે દેશવ્રત આવે, અવસરે કુમતિને છોડી રે;**
**સુમતિનું બળ વાધ્યું જાણી, સંયમ સ્ત્રી તહીં તેડી રે.**
**ચેતના૦ ૫**

અર્થ—ઉપર પ્રમાણે ચેતનાના કહેવાથી સુમતિને ઘરમાં રાખી એટલે એના-સુમતિના અભ્યાસથી પ્રારંભમાં દેશવિરતિ-પણાનો લાભ મળ્યો. એટલે તો પછી ચેતને કુમતિને અવસર પામીને તજી જ દીધી ત્યારપછી તો સુમતિનું બળ વધ્યુ એટલે તેણે સંયમસ્ત્રીને-સર્વવિરતિને પોતાની મદદમાં બોલાવી. અર્થાત્ આ ચેતને કુમતિનો નાશ થવાથી સર્વવિરતિપણું અંગીકાર કર્યું. આમ સુમતિને અંગે તેનો-આત્માનો સુધારો થવા માંડ્યો-પ્રગતિ થતી ગઇ. ૫

**સુમતિ સ્ત્રી પરિવારે વાધે, તવ મુગતિ સ્ત્રીશું મિલાવે રે;**
**આપસરૂપે ચેતન થાયે, તવ નિર્ભય થાનક પાવે રે.**
**ચેતના૦ ૬**

અર્થ —સુમતિનો પરિવાર વધતો ગયો એટલે કે આત્મા ત્યાગ-વૈરાગ્યમાં વધતો ગયો. સસારને તદ્દન અસાર જાણી તેની સાથેના સર્વ સબધ તજી દીધો એટલે સુમતિએ તેને-આત્માને મુક્તિરૂપી સ્ત્રી સાથે-શિવવધૂ સાથે મેળાપ કરાવ્યો. ચેતન-આત્મા આપસ્વરૂપી—કર્માવરણ રહિત પ્રગટ ભાવે થયો ત્યારે તે નિર્ભય સ્થાનકને-મોક્ષને-અગળસ્થાનને પામ્યો. સ સારમા ત્યાગને અગે આ ક્રમ જ છે અને ક્રમથી જ પ્રાણી આગળ વધી શકે છે ૬

આપ સ્વરૂપ યથાસ્થિત ભાવે, જોઇને ચિત્ત આણો રે;
સુમતિ કુમતિ પટ તર દેખી, ભણે મણિચ દ્ર ગુણ જાણો રે.
ચેતના૦ ૭

અર્થ —ઉપર પ્રમાણે કહેવાની મતલબ એ છે કે-' હે ભવ્ય જીવો ! તમે પોતાનુ સ્વરૂપ યથાસ્થિતપણે જાણો-જુઓ અને તેને ચિત્તમા ધારણ કરો. તેમ જ સુમતિ ને કુમતિનુ પટતર-તે બ નેમા રહેલી જુદાઇ બરાબર સમજીને, સજ્ઝાયના કર્તા મણિ-ચ દ્ર મુનિ કહે છે કે-તમે તેના ગુણને જાણો-ઓળખો અને ગુણી એવી સુમતિનો સ્વીકાર કરો કે જેથી ઉપર બતાવ્યા પ્રમાણે તમે પણ ક્રમસર લાભ મેળવી ઉચ્ચ સ્થાનને પ્રાપ્ત કરો

---

આ પાચે સજ્ઝાયો કઠે કરવા જેવી છે અને તેના અર્થની વિચારણા કરવા લાયક છે તેથી અહીં સક્ષેપમાં અર્થ લખવા પ્રયત્ન કર્યો છે બાકી તેમા રહસ્ય ઘણુ છે

# ઉપાધ્યાયજી શ્રી વિનયવિજયજી કૃત પદ

( રાગ-આસાવરી. )

**કહા કરૂં મંદિર કહા કરૂં દમરા,**
**ન જાણું કહાં ઉડ બેઠેગા ભમરા;**
**જોરી જોરી ગયે છોરી દુમાલા,**
**ઉડ ગયે પંખી પડ રહ્યા માળા. કહા૦ ૧**

**અર્થ**–આત્મા આત્માને શિખામણ આપે છે કે–હું આ મંદિરને શું કરું ? અને દમડા–પૈસાને પણ શું કરું ? કારણ કે હું નથી જાણતો કે આ ભ્રમર આત્મા અહીંથી ઊડીને ક્યાં બેસશે ? અર્થાત્ આ આત્મા અહીંથી મરણ પામીને કયા જઈને ઉપજશે ? તેની ખબર પડતી નથી તેથી આ મંદિર–ઘર હાટ–હવેલી કે મહેલ તેને શું કરું અને દમડા પૈસાને પણ શું કરું, કારણ કે તે પરભવમાં સાથે આવવાના નથી. આગળ કહે છે કે–જોડીજોડીને મેળવીમેળવીને અર્થાત્ લક્ષ્મી એકઠી કરીકરીને તે દુમાલાને–માલમીલ્કતને છોડીને આત્મા ચાલ્યા જાય છે અને પંખી ઊડી જાય ને માળો પડ્યો રહે તેમ આત્મા નીકળી જતાં આ શરીર પડ્યું રહે છે. ૧

વળી આ દેહની અસ્થિરતા ઉપર વિશેષ કહે છે—

**પવનકી ગંઠડી કેસે ઠરાઉં,**
**ઘર ન બસત આય બેઠે બટાઉ;**
**અગનિ બુઝાઇ કાહેકી જ્વાલા,**
**દીપ છીપે તબ કેસે ઉજાલા ? કહા૦ ૨**

**અર્થ**—વળી આ આત્મા તો પવન રૂપ છે તેથી તેની

ગામડી શી રીતે બધાય? અને શી રીતે સ્થિર થાય? વળી બટાઉ-વટેમાર્ગુ આવે તેનાથી કાંઇ ઘર ન વસે, અર્થાત્ આ જીવ તો વટેમાર્ગુ છે તે આજે આવ્યો છે ને કાલે ચાલ્યો જવાનો છે તેનાથી ઘર કેમ વસે? વળી અગ્નિ-આત્મજ્યોતિ બુઝાઇ ગઇ તો પછી જ્વાળા શેની નીકળે? અને દીવો બુઝાઇ ગયા પછી અજવાળું શેનું પડે? તેમ આ આત્મા દેહ મૂકીને ચાલ્યો જાય પછી એકલા દેહથી શું થઇ શકે? ૨. વળી—

ચિત્રકે તરુવર કબહુ ન મોરે,
માટીકા ઘોરા કેતેક દોરે?
ધુંએકી દેરી તુસકા થંભા,
ઇહા બેસે હંસા દેખો અચંભા. કહા૦ ૩

અર્થ—ચિત્રમા ચિતરેલું વૃક્ષ કોઇ વખત પણ મ્હોરતું નથી-તેને ફૂલ કે ફળ આવતા નથી; તેમ માટીનો બનાવેલો ઘોડો કેટલોક દોડે-અર્થાત્ જરા પણ ન દોડે. વળી ધુમાડાની દેરી એટલે ભીંતો અને તુસના એટલે આકડાના તુસના થાંભલા એના બનેલા આ શરીરરૂપ ઘરમા આ હંસ-આત્મા બેઠો છે તે અચંબો તો જુઓ આત્મા વિચારતો જ નથી કે હું આ શું કરુ છુ? અને કોની સાથે કરુ છુ? અજ્ઞાનને વશ થઇને મૂર્ખાઇભરેલા કામો જ કરે છે ૩.

હજુ વિશેષ અસ્થિરતા બતાવે છે—

ફિરી ફિરી આવત સાસ ઉસાસા,
લાપરે તાસકા કયા વિશ્વાસા?
યહ દુનિયાકી જૂઠી હૈ યારી,
જેસી બનાઇ બાજીગર બાજી કહા૦ ૪

અર્થ—આ શ્વાસ ને ઉચ્છ્વાસ આવે છે ને જાય છે તેના

લાંપરા-લપટા પડી ગયેલા તારનો વિશ્વાસ શો? અર્થાત્ વારંવાર લેવાતા ને મૂકાતા શ્વાસોચ્છ્વાસનો વિશ્વાસ શી રીતે થાય કે તે ક્યારે બંધ પડી જશે-અટકી પડશે. લપટો પડી ગયેલો તાર અણધાર્યો અટકી જાય છે. એ પ્રમાણે આ દુનિયાની યારી-પ્રીતિ જૂઠી છે-ખોટી છે-નાશવંત છે જેવી બાજીગરની બાજી ખોટી હોય છે તેવી ખોટી છે. ઘડીમાં વિસગાળ થઈ જાય તેવી છે તેથી તેનો વિશ્વાસ કરી શકાય તેમ નથી. ૪.

જ્યારે આ પ્રમાણે સંસારમાં પદાર્થમાત્રની અસ્થિરતા છે ત્યારે શું કરવું? કોનો વિશ્વાસ કરવો? કોની સાથે પ્રીતિ કરવી? તે કહે છે—

પરમાતમ અવિચળ અવિનાશી,
સોહે શુદ્ધ પરમપદ વાસી;
વિનય કહે એ સાહિબ મેરા,
ફિર ન ફરૂં યહ દુનિયામેં ફેરા. કહા૦ ૫

**અર્થ**—એક પરમાત્મા જ અવિચળ ને અવિનાશી છે તેમજ તે જ શુદ્ધ છે અને પરમપદના વાસી-પરમપદમાં રહેનારા છે. વિનયવિજય મહારાજ કહે છે કે એ પરમાત્મા જ મારા સાહિબ-સ્વામી છે. તેના પસાયથી હું ફરીને આ દુનિયામાં ફેરો કરવાનો નથી એવો મને પાકો વિશ્વાસ છે. જે જીવ એ પરમાત્માને પોતાના સ્વામીપણે સ્વીકારે છે ને તેની આજ્ઞા પ્રમાણે વર્તે છે તેને આ સંસારમાં પરિભ્રમણ કરવું પડતું જ નથી. આ વાત સહજે સિદ્ધ થાય તેવી છે ૫.

### મુનિરાજ શ્રી હંસવિજયજીવિરચિત

# શ્રી અજારા પાર્શ્વનાથ સ્તવન



( કાનીએ કેર મચાવ્યો રાજ ! કાનીએ૦ એ દેશી )

પ્રતિમાની બલિહારી મહારાજ, પ્રતિમાની બલિહારી.
શ્રી અજારા પાર્શ્વ તુમારી, પ્રતિમાની બલિહારી
ઉના નગર રહ્યા હીરસૂરીશ્વર, પાદુકા પવિત્ર બિરાજે,
તસ નિકટે અજારા ગામમા, દેવળ ગગનમા ગાજે મ૦ પ્ર૦ ૧
ચૌદ વાર ઉદ્ધાર થયો તસ, શિલાલેખથી જાણ;
તેમાં સંવત હજાર ચૌદનો, ઘટ પુરાણો વખાણ. મ૦ પ્ર૦ ૨
તે દેવળમા મૂર્તિ અનોપમ, અતિશય તાસ અપાર,
જગ તેહનો પ્રભાવ સકળમાં, વિસ્તરીયો છે શ્રીકાર મ૦ પ્ર૦ ૩
ક્યાંથી મૂર્તિ આવી તિહાં પર, કોણ તેને લઇ આવ્યુ,
કોણે નગર નિપાવ્યુ સુંદર, દેવળ કોણે બનાવ્યુ મ૦ પ્ર૦ ૪
તે કહુ છુ હવે રામ લક્ષ્મણના, પૂર્વજ થયા અજરાજા,
એક સો સાત રોગે પીડાણા, પણ દિવસમા તાજા મ૦ પ્ર૦ ૫
એ કહો રાજાને જીતીને, શ્રી સિદ્ધાચળ આયા,
યુગાદિ દેવને નમન કરીને, દીવબંદરમા ઠાયા. મ૦ પ્ર૦ ૬
સાંયાત્રિક વાણિયાએ લાવી, પાર્શ્વનાથની સારી,
પ્રતિમા આપી અપૂરવ તેહને, રોગ સકળ ક્ષયકારી મ૦ પ્ર૦ ૭
પદ્માવતીએ કહ્યુ હતુ તસ, આકાશવાણી સુણાવી,
દરિયામાથી પ્રતિમા કઢાવી, આપને દીવમાં આવી. મ. પ્ર. ૮

ધરણેંદ્રે લાખ વર્ષ પૂજી છે, છશેં વર્ષ કુબેર;
સાત લાખ વર્ષો સુધી સેવી, વરુણ દેવે સવેર. મ૦પ્ર૦૯

હવે અજરાજાના ભાગ્યથી, પ્રતિમા અહીંયા તે આવી;
એ પરમાણે વહાણવટીએ, ફરી વાત થઈ આ ની. મ૦ પ્ર૦ ૧૦

પારસમણિ સમ પાર્શ્વનાથનાં, દર્શનથી અતિ ચારુ;
લોખંડ સમ હતું તે સોના સમ, રાજાનું અંગ થયું સારું. મ૦

શેઠને શિરપાવ આપી રાજાએ, અજયપુર વસાવ્યું;
દેરું કરાવી ગામ દશ આપી,રાજાએ પાપ નસાવ્યું.મ૦પ્ર૦૧૨

પાર્શ્વ પ્રભુ પધરાવી ત્રિકાળે, પૂજા કરવા લાગ્યો;
શ્રીસિદ્ધાચળ યાત્રા કરીને,વ્રત આરાધવા જાગ્યો.મ૦ પ્ર૦૧૩

સ્વર્ગગમન કર્યું તેને વર્ષો, આઠ લાખ થયા આય;
તેહને પ્રથમ સંખ્યાશું ગણતાં, સોળ લાખ થઇ જાય. મ૦ પ્ર૦

સોળ લાખ વર્ષો પહેલાંની, પ્રતિમા એહ છે સારી;
પૂજશે તે નર હંસતણી પરે, ઉતરશે ભવ પારી. મ૦ પ્ર૦ ૧૫

---

## સ્તવનરહસ્ય

આ સ્તવનમાં ઉના ગામ પાસે આવેલા અજારા ગામમાં બિરાજતા અજારા પાર્શ્વનાથની પ્રતિમા સંબધી વર્ણન છે. અર્થ સહેલો હોવાથી લખેલો નથી. સાર એ છે કે–રામ લક્ષ્મણના પૂર્વજ અજરાજા ઉપર પ્રસન્ન થઇને પાર્શ્વનાથની અધિષ્ઠાયકા પદ્માવતી દેવીએ તેના વ્યાધિ નિવારણ માટે એ પ્રતિમા આપેલી હતી. એકંદર સોળ લાખ વર્ષ ઉપરાંતની એ પ્રતિમા છે ને મહાપ્રભાવિક છે. અત્યારે પણ દીવ ને ઉનાની પંચતીર્થીમાં અજારા પાર્શ્વનાથ તીર્થની મુખ્યતા છે. વિશેષ અર્થ સ્તવન વાચવાથી સમજી શકાય તેમ છે.

---

## શ્રી ગૌતમ ગણધર સ્તવન

( દીવાળીના દેવમાંથી )

( ગુ ગીનાગિરિ શિખર સોહે-એ દેશી )

વીર મધુરી વાણી ભાખે, જલધિ જેમ ગંભીર રે,
ઇંદ્રભૂતિ ચિત્તભ્રાંતિ રજકણ-હરણ પ્રવણ સમીર રે. વી૦ ૧

પંચભૂતથકી જે પ્રગટે, ચેતના વિજ્ઞાન રે,
તેહમાં લયલીન થાયે, ન પરભવ સંજ્ઞાન રે વીર૦ ૨

વેદ પદનો અર્થ એહવો, કરે મિથ્યા રૂપ રે,
વિજ્ઞાનઘન પદ વેદકેરા, તેહનુ એહ સ્વરૂપ રે વીર૦ ૩

ચેતના વિજ્ઞાનઘન છે, જ્ઞાન દર્શનોપયોગ રે,
પંચભૂતિક જ્ઞાનમય તે, હોયે વસ્તુ સંયોગ રે વીર૦ ૪

જિહાં જેહવી વસ્તુ દેખે, હોય તેહવું જ્ઞાન રે,
પૂર્વજ્ઞાનના વિપર્યયથી, હોયે ઉત્તમ જ્ઞાન રે. વીર૦ ૫

એહ અર્થ સમર્થ જાણી, મ ભણ પદ વિપરીત રે,
ઇણીપરે ભ્રાંતિ નિરાકરીને, થયા શિષ્ય વિનીત રે વીર૦ ૬

દીપાલિકા પ્રભાતે કેવળ, લહ્યુ ગૌતમ સ્વામ રે,
અનુક્રમે શિવસુખ લહ્યા તેહને, નય કરે પરણામ રે. વી૦૭

### ઉપરના સ્તવનનો અર્થ

વીરપરમાત્મા સમુદ્રના જળકલ્લોલની જેવી ગંભીર વાણી બોલે છે જે વાણી ઇંદ્રભૂતિ-ગૌતમસ્વામીના ચિત્તમાં રહેલા ભ્રાંતિરૂપ રજકણનું હરણ કરવાને માટે પ્રબળ વાયુ સમાન છે તે વાણીના શ્રવણથી જીવોની શંકામાત્ર નાશ પામે છે ૧.

હવે ઇંદ્રભૂતિના મનમા જે સંશય હતો તે કહે છે:-

પંચભૂતમાંથી જે ચેતનારૂપ વિજ્ઞાન પ્રગટે છે તે પંચભૂત છૂટા પડતાં તેમાં જ લયલીન થઇ જાય છે એટલે કે વિનાશ પામી જાય છે; તેથી જીવની પરભવની સંજ્ઞા હોતી નથી અથવા પરભવ જ હોતો નથી. ૨.

હવે પ્રભુ તેનો ઉત્તર આપે છે:-

હે ઇંદ્રભૂતિ! વેદ પદનો જે આવો અર્થ કરવામાં આવે છે તે મિથ્યારૂપ છે, અસત્ય છે. ત્યાં વિજ્ઞાનઘન એવું જે વેદનું પદ છે, તેનો અર્થ-તેનું સ્વરૂપ તો આ પ્રમાણે છે-ચેતના તે જ વિજ્ઞાનઘન છે અને તે જ્ઞાન દર્શનના ઉપયોગરૂપ છે. એ જ્ઞાન દર્શન વસ્તુના સંયોગે પંચભૂતિક જ્ઞાનમય થાય છે, કારણ કે જ્યા જેવી વસ્તુ દેખે ત્યા જ્ઞાન તે રૂપે પરિણમે છે અને વસ્તુ વિનાશ પામતા અથવા બીજી વસ્તુ તે સ્થાને આવતાં પૂર્વ જ્ઞાનનો વિપર્યય થાય છે અને અન્ય વસ્તુનું ઉત્તમ જ્ઞાન થાય છે. અર્થાત્ આત્મા જે વિજ્ઞાનઘન છે તે નાશ પામતો નથી પરંતુ તેનુ વસ્તુસ્વરૂપનું જ્ઞાન-ઉપયોગ વિનાશ પામે છે, તેમાં ફેરફાર થાય છે. આ અર્થને સમર્થ-યથાયોગ્ય જાણી હે ગૌતમ ઇંદ્રભૂતિ! તું તેનો વિપરીત અર્થ કરીશ નહીં. મારા કહ્યા પ્રમાણે અર્થ કરજે.

પ્રભુના આ પ્રમાણેના કહેવાથી ઇંદ્રભૂતિની ભ્રાંતિ નાશ પામી એટલે તેણે પ્રભુની પાસે દીક્ષા લીધી અને પ્રથમ શિષ્ય અતિ વિનીત એવા થયા ૩ થી ૬.

એ ગૌતમસ્વામીએ દીવાળીના દિવસના પ્રભાતે એટલે બેસતે વર્ષે ( કાર્તિક શુદિ ૧ મે ) પ્રાતઃકાળમાં કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું અને બાર વર્ષ કેવળીપણે વિચરી પ્રાંતે શિવસુખને પામ્યા. તેમને નયવિજય પ્રીતિપૂર્વક પ્રણામ કરે છે. ૭. ઇતિ



## દીવાળીના દેવમાથી સજ્ઝાય

( અમમેલાની દેશી )

દુઃખહરણી દીપાલિકા રે લોલ, પર્વ થયું જગમાંહિ ભવિ પ્રાણી રે, વીરનિર્વાણથી સ્થાપના રે લોલ, આજ લગે ઉચ્છાહી ભવિ પ્રાણી રે. ૧ સમકિતદષ્ટિ સાંભળો રે લોલ ૧ એ આંકણી સ્યાદ્વાદ ઘર ધોળીયે રે લોલ, દર્શનની કરી શુદ્ધિ ભવિ પ્રાણી રે, ચારિત્ર ચંદ્રોદય બાંધીએ રે લોલ, ટાળો રજ દુષ્કર્મબુદ્ધિ ભવિ૦ સમ૦ ૨ સેવા કરો જિનરાજની રે લોલ, દિલ દીઠાં મીઠાશ ભવિ પ્રાણી રે; વિવિધ પદારથ ભાવના રે લોલ, તે પકવાનની રાશિ ભવિ૦ સમ૦ ૩. ગુણીજન પદની નામના રે લોલ, તેહિજ જુહાર ભહાર ભવિ પ્રાણી રે; વિવેક રતન મેરાઇઆ રે લોલ, ઉચિત તે દીપ મલાર ભવિ૦ સમ૦ ૪ સુમતિ સુવનિતા હેજશું રે લોલ, મન ઘરમા કરો વાસ ભવિ પ્રાણી રે; વિરતિ સાહેલી સાથશું રે લોલ, અવિરતિ અલચ્છી નિકાસ ભવિ૦ સમ૦ ૫ મૈત્ર્યાદિકની ચિતના રે લોલ, તેહ ભલો શણગાર ભવિ પ્રાણી રે; દર્શનગુણ વાધા બન્યા રે લોલ, પરિમળ પરઉપગાર ભવિ૦ સમ૦ ૬. પૂરવસિદ્ધ ન્યાયપખે રે લોલ, જાનૈયા અણગાર ભવિ પ્રાણી રે, સિદ્ધશિલા વરવેદિકા રે લોલ, કન્યા નિવૃત્તિ સાર ભવિ૦ સમ૦ ૭. અનંત ચતુષ્ટય દાયજો રે લોલ, શુદ્ધિ યોગ નિરોધ ભવિ પ્રાણી રે, પાણિગ્રહણ પ્રભુજી કરે રે લોલ, સહુને હરખ વિબોધ ભવિ૦ સમ૦ ૮. ઇણિપરે પર્વ દીપાલિકા રે લોલ, કરતાં કોડી કલ્યાણ ભવિ પ્રાણી રે,

જ્ઞાનવિમળ પ્રભુ ભક્તિશું રે લોલ, પ્રગટે સકળ ગુણ-ખાણ. ભવિ૦ સમ૦ ૯.

## સજઝાયનો અર્થ

દુઃખને હરણ કરનારું એવું દીવાળીનું પર્વ આ જગતમાં મહાવીર પરમાત્માના નિર્વાણ સમયથી પ્રવર્ત્યું છે તે અત્યાર સુધી ઉત્સાહપૂર્વક પ્રવર્તે છે. હે ભવ્ય પ્રાણીઓ! સમ્યગદૃષ્ટિ જીવો! હું એ દીપાલિકા પર્વનું ભાવથી વર્ણન કરું છું તે સાંભળો. ૧.

દર્શનની શુદ્ધિરૂપ ભિત શુદ્ધ કરીને સ્યાદ્વાદરૂપ ઘરને ધોળવું-ઉજ્જવળ કરવુ. ચારિત્રરૂપ ચંદરવો બાંધવો અને દુષ્કર્મની બુદ્ધિરૂપ રજને દૂર કરવી. ૨. જિનરાજની સેવા કરવારૂપ દિલના દોઠાં (એક જાતના પકવાન)ની મીઠાશ લેવી. તેમ જ વિવિધ પદાર્થો (પદના અર્થો)ની ભાવના રૂપ પકવાનની રાશિ તૈયાર કરવી. ૩. ગુણીજનના ચરણકમળમાં નમવા રૂપ જુહાર ભટ્ટાર (પ્રણામ) કરવા, વિવેકરત્નરૂપ મેરાઇયા કરવા અને ઉચિત સાચવવારૂપ દીપકોનો સમૂહ પ્રગટાવવો. ૪. (આ પ્રમાણે પ્રણામ કરી, મેરાઇયા કરી તથા દીપકો કરીને પછી) સુમતિ રૂપી જે સુવનિતા (સારી સ્ત્રી) તેની સાથે મનરૂપ ઘરમાં નિવાસ કરવો. વિરતિરૂપ સાહેલી (સખી)નો સાથ કરવો-તેને પણ સાથે રાખવી અને અવિરતિ રૂપી અલચ્છી (અલક્ષ્મીને) દૂર કરવી-કાઢી મૂકવી ૫. મૈત્રી વિગેરે ભાવનાઓના ચિંતવન રૂપ સારા શણગાર સજવા. દર્શન ગુણ રૂપ [1]વાધા પહેરવા અને પરોપકારરૂપ સુગંધી દ્રવ્યને ધારણ કરવું. ૬. હવે સિદ્ધિરૂપી સ્ત્રીનું પાણિગ્રહણ કરવાને અંગે કહે છે કે-પૂર્વે થયેલા સિદ્ધોને કન્યાના પક્ષે ગણવા અને અણગાર જે મુનિઓ તેને જાનૈયા બનાવવા. સિદ્ધશિલારૂપ લગ્નની શ્રેષ્ઠ વેદિકા સમજવી અને નિવૃત્તિરૂપી સ્ત્રી જાણવી. ૭.

---

૧ વરને પહેરવાના વસ્ત્રને વાધા કહે છે.

પાણિગ્રહણ કરીને વળાવતી વખતે આપવાનો હાથઓ અનત ચતુષ્ટય રૂપ સમજવો અને કર્મમળ રહિત શુદ્ધ બનવા માટે યોગનિરોધ કરવો આ પ્રમાણે પ્રભુ ( તીર્થકર ) મુક્તિ–સ્ત્રીનું પાણિગ્રહણ કરે છે જેથી સર્વ જીવોને હર્ષ અને વિમોધ ( સૂક્ષ્મ બોધ ) પ્રાપ્ત થાય છે ૮ આ રીતે પાક્ષીપાક્ષિકાનું પર્વ ઉજવવાથી જીવને ક્રોડોગમે કલ્યાણની પ્રાપ્તિ થાય છે શ્રી જ્ઞાનવિમળસૂરિ કહે છે કે પ્રભુની ભક્તિવડે સકળ સુખોની ખાણ પ્રાપ્ત થાય છે ૯

---

## બીજ તિથિની સજ્ઝાય

બીજકહે ભવિજીવને લોક, સાભળો આણીરીઝરે સુગુણનરા
સુકૃતકરણી ખેતમાં રે લોક, વાવો સમકિત બીજ રે સુ૦
ધરજો ધર્મશુ પ્રીતડી રે લોક, કરી નિશ્ચળ વ્યવહાર રે, સુ૦
ઇહ ભવ પરભવ ભવોભવે રે લોક, હોવે જયજયકાર રે. સુ૦
ક્રિયા તે ખાતર નાખીએ રે લોક, સમતા દીજે ખેડ રે, સુ૦
ઉપશમ નીરે સીંચીએ રે લોક, ઊગશે સમકિત છોડ રે સુ૦
વાડ કરો સતોષની રે લોક, ચોપાખલ તસ થોર રે; સુ૦
પચ્ચખ્ખાણ ચોકી ઠવો રે લોક, વારજો કર્મના ચોર રે. સુ૦
અનુભવકેરી મજરી રે લોક, મોરે સમકિત વૃક્ષ રે, સુ૦
શ્રુત ચારિત્ર ફળ ઉતરે રે લોક, તે ફળ ચાખજો શિક્ષ રે સુ૦
જ્ઞાનામૃતરસ પીજીએ રે લોક, સ્વાદ લ્યો સમત ભોળ રે, સુ૦
એણે રસે સતોષ પામશો રે લોક, લેગો ભવનિધિ ફ્લ રે સુ૦
ઇણવિધ બીજ તુમે સદ્દહો રે લોક, છાંડી રાગ ને દ્વેષ રે, સુ૦
કેવળકમળા પામીએ રે લોક, વરીએ મુક્તિ સુવેશ રે સુ૦
સમકિત બીજ જે સદ્દહે રે લોક, તે ટાળે નરકનિગોદ રે, સુ૦

વિજયલબ્ધિ સદા લહી રે લોલ, નિત્ય નિત્ય વિવિધ વિનોદ રે
સુગુણનર ! સમકિતદૃષ્ટિ સાંભળો રે લોલ. ૮.

## બીજની સજ્ઝાયનો અર્થ

બીજ ( દ્વિતીયા તિથિ ) ભવ્ય જીવોને કહે છે કે-તમે હૃદયમાં રીઝ ( પ્રીતિ ) આણીને હું કહું છુ તે સાંભળો. હે ભવ્યો ! તમે સુકૃત કરણીરૂપ ક્ષેત્રમા સમકિતરૂપ બીજ વાવો. ધર્મની સાથે પ્રીતિ કરવારૂપ વ્યવહારને નિશ્ચળ કરજો કે જેથી આ ભવમાં, પરભવમાં ને ભવોભવમા તમારો જયજયકાર થાય ૧-૨. હવે ઉપર બતાવેલા ક્ષેત્રમાં તમારે ક્રિયારૂપ ખાતર નાખવું અને સમતારૂપ ખેડ કરવી. પછી ઉપશમરૂપી જળે સિંચવું કે જેથી સમકિતરૂપ છોડ ઊગે. ૩. પછી એ ક્ષેત્રને સંતોષરૂપ વાડ ચારે બાજુ ચોરવાળી કરજો. વ્રતપચ્ચખ્ખાણ રૂપ ચોકીદારો રાખીને કર્મરૂપ ચોરને ચોરી કરતા વારજો. ૪ આ પ્રમાણે કરવાથી સમકિત રૂપ વૃક્ષ મોરશે ને તેને અનુભવરૂપ મંજરી આવશે. પછી શ્રુત ને ચારિત્રરૂપ ફળ આવશે-ઉતરશે. તે ફળને તમે સારી રીતે સમજીને ચાખજો. ૫. તે ફળમા જ્ઞાનામૃતરૂપ રસ હોય છે તે પીજો અને સમભાવરૂપ તબોળનો સ્વાદ લેજો. આ પ્રમાણે કરવાથી તમે તે રસવડે સંતોષને પામશો તેમ જ ભવસમુદ્રના કિનારાને મેળવશો. ૬. આ પ્રકારે હે ભવ્યજીવો ! તમે બીજના પર્વને સદ્દહો. તેનું આરાધન રાગદ્વેષ તજીને કરો કે જેથી કેવળજ્ઞાનરૂપ કમળા(લક્ષ્મી)ને પામો અને સારા વેશવાળી મુક્તિરૂપી સ્ત્રીને વરો ૭. આ પ્રમાણે સમકિતરૂપ બીજને જે સંગ્રહે-જાળવે તે નરકનિગોદને ટાળે-નરકનિગોદમાં ન જાય અને વિજયરૂપ લબ્ધિને પામીને નિરંતર નવા નવા વિવિધ પ્રકારના વિનોદને લહે-મેળવે. ૭. ( કર્ત્તાએ પોતાનું લબ્ધિવિજય નામ પણ સૂચવ્યું છે )

ઈતિ બીજની સજ્ઝાયનો અર્થ